# અહિંસા

મોહનદાસ કરમચંદ ગાંધી



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

ગાંધીજીના ધર્મ વિષયક લેખોનો સંગ્રહ વિચારતાં લાગ્યું કે, જો અહિંસા જેવા મહત્ત્વના વિષય પરના તેમના લેખોનો સ્વતંત્ર સંગ્રહ કરવામાં આવે તો તે વિષયને પણ ન્યાય આપી શકાય અને ગાળી મૂકેલા ધર્મના લેખોનો સંગ્રહ પણ અતિ મોટો ન કરવો પડે.

ગાંધીજી અહિંસાધર્મનો આમૂલ વિચાર આપણી આગળ વર્ષોથી રજૂ કરતા આવ્યા છે. અહિંસાના સામુદાયિક ઉપયોગનો તેમનો પ્રયોગ તો જગતમાં નવો જ કહેવાય. અનેક પ્રશ્નકારોએ અહિંસાની ગૂંચો પૂછીને તેમના દૃષ્ટિબિંદુને તેમની પાસે વિશદ કરાવ્યું છે. અને વાછરડા અને કૂતરાંનાં પ્રકરણોથી લોકમાં એ દૃષ્ટિબિંદુ સમજવા જે તીવ્રતા આવી હતી તે બધાનું તાજું જ સ્મરણ છે. આ બધી સામગ્રી એક પુસ્તકમાં મૂકવાથી અભ્યાસીઓને અપાર સરળતા થશે એમ અમારું માનવું છે.

ગોરક્ષા એ અહિંસાધર્મનો જ એક પ્રશ્ન ગણી શકાય. તે વિષેના ગાંધીજીના વિચારો અલગ સંગ્રહરૂપે પ્રસિદ્ધ કરેલા

હોવાથી એ વિષે આ સંગ્રહમાં વાચક કશું નહિ જુએ. તેને માટે થોડા વખત પર પ્રસિદ્ધ થયેલું 'ગોસેવા'નું પુસ્તક જોવાને ભલામણ છે.

યુદ્ધનિષેધનો પ્રશ્ન આપણે ત્યાં આજ સીધો પ્રસ્તુત ન હોવાથી એની ચર્ચા કરવાનો પ્રસંગ ગાંધીજીને એટલો મળ્યો ન કહેવાય. તે વિષે છૂટાછવાયા રજૂ કરેલા તેમના વિચારો એક ખંડમાં એકત્રિત કરેલા છે તે પરથી તેમના દૃષ્ટિબિંદુની સામાન્ય દિશા મળી રહેશે એમ આશા રખાય.

સત્યાગ્રહ એટલે કે અહિંસાનો સામુદાયિક પ્રયોગ ને તેનો પ્રચાર એ વિષે સ્વાભાવિક રીતે જ ગાંધીજીને ઘણું લખવાનું બન્યું. એ બધું જ આ સંગ્રહમાં ન લઈ શકાય. એ પ્રયોગની ખાસિયત બતાવતા સામાન્ય સિદ્ધાંતનિરૂપણની દૃષ્ટિ રાખીને જે લેખો આપવા જેવા લાગ્યા તે ખંડ ૪ થામાં આપેલા છે.

ખંડો પાડવામાં આવ્યા છે તે વિષે પણ બે શબ્દ કહેવાની જરૂર રહે છે. આમ તો આખું જ પુસ્તક અહિંસા-ધર્મનું નિરૂપણ કરે છે. છતાં પહેલા ખંડને એ નામ આપ્યું છે, તે એટલા જ પૂરતું કે એમાં એ ધર્મનો સામાન્ય પરિચય આવી જાય છે. પણ એનું પૂરું સ્વરૂપ તો બીજા ખંડોમાં ચર્ચેલાં તેનાં બધાં પાસાં જોયે જ સમજાય. એટલે ખંડો પડવામાં આવ્યા છે તે તેનાં મુખ્ય પાસાં ધ્યાન પર લાવવા પૂરતા જ, બહુ તો, માનવા જોઈએ.

અનુક્રમણિકામાં ફૂદડી મૂકેલા લેખો 'યંગ ઇંડિયા'ના મૂળ અંગ્રેજી ઉપરથી ભાષાંતર છે.

તા. ૧–૫–'૩૪ —પ્રકાશક

# મને ચેતવણી

'આ તે જીવદયા' વાળા મારા લેખે કોલાહલ મચાવી મૂક્યો હતો તે વખતે મારી ઉપર કાગળોનો વરસાદ વરસી રહ્યો હતો. તેમાંથી સરળભાવે લખાયેલો એક કાગળ મેં સાચવી મૂક્યો હતો. તેની તારીખ ૧૫-૧૦-'૨૬ છે. એ લેખ મને સાવધાન કરનારો હોવાથી મારી ફાઇલમાં રાખ્યો. તેમાંની અખાની કડીઓ તો દર અઠવાડિયે જ્યારે હું 'નવજીવન'નું દફતર ખોલું ત્યારે મારી આંખે ચડે જ. તે કડીઓ આ છે:

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઈને મારે ખરી;
વળગી પછી અળગી નહિ થાય, જ્ઞાની પંડિતને ગાંઠીથી ખાય.
અનેક રૂપે માયા રમે, જ્યાં જેવું ત્યાં તેવું ગમે;
વળી જો કોઈને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઈને ભેળી ભજે.
જે કર્મ હોય મૂકવા જોગ, અખા તેનો જ પડાવે ભોગ;
એવા માયાના ઘણા છે ઘાટ, જ્યાં જોઈએ ત્યાં માયાના હાટ.

એ લેખ લાંબો છે. તેમાં મારા લેખના વિરોધની દલીલ છે. પણ તેનો ધ્વનિ તો આ જ છે કે ઝીણી માયાને વશ થઈને ધર્મને નામે મેં અધર્મ તો નહિ કર્યો હોય? મને

તેવું તે વેળા ન લાગ્યું, આજે નથી લાગતું. પણ તેથી શું? ખરું છે કે માયા મીઠી થઈને મારે છે. હું માયાથી ઘેરાયેલો હોઉં તેની મને ખબર પડે તો એ માયા જ શાની? આંધળો દેખી શકે તો તે આંધળો કેમ કહેવાય? અનેક પ્રવૃત્તિઓમાં મચેલો અને તેમાં નિવૃત્તિ જોનારો હું ક્યારે માયામાં ફસી જતો હોઈશ તેની મને શી ખબર પડે? તેથી ઉપરની કડીઓ પ્રગટ કરી, અને તેનો પ્રસંગ વર્ણવી, માયામાંથી બચાવવાની પ્રાર્થના ઈશ્વર પ્રત્યે કરતો હું શાંત થાઉં છું. આમાંથી એક સાર વિવેકી વાંચનાર જરૂર કાઢે. હું 'મહાત્મા' ગણાઉં તેથી મારું વચન સાચું જ એમ માની કોઈ ન વર્તે. 'મહાત્મા' કોણ તે આપણે જાણતા નથી. સારો માર્ગ એ છે કે 'મહાત્મા'ના વચનને પણ બુદ્ધિની કસોટીએ ચડાવવું ને તેમાં કસ ન ઊતરે તો તે વચનનો ત્યાગ કરવો.

'નવજીવન' તા. ૧૬-૬-'૨૯ —ગાંધીજી

# અનુક્રમણિકા



## ખંડ ૧ લો

### અહિંસાધર્મ

## ખંડ ૨ જો

### જીવદયા



## ખંડ ૩ જો

### 'પાવકની જ્વાળા'



## ખંડ ૪ થો

### નવો પ્રયોગ

## ખંડ ૫ મો

## યુદ્ધનિષેધ

# અહિંસાધર્મ

## ૧

['મંગળપ્રભાત'માંથી સત્ય અને અહિંસાનાં બે પ્રકરણમાંથી નીચેનો લેખ તારવેલો છે. —પ્રકાશક]

સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી. તેને જ કારણે આપણી પ્રત્યેક પ્રવૃત્તિ. તેને જ કારણે આપણે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ લઈએ. આમ કરતાં શીખીએ તો આપણને બીજા બધા નિયમો સહેજે હાથ આવે, ને તેમનું પાલન પણ સહેલું થઈ પડે. સત્ય વિના કોઈ પણ નિયમનું શુદ્ધ પાલન અશક્ય છે.

સામાન્ય રીતે સત્ય એટલે સત્ય બોલવું એટલું જ આપણે સમજીએ છીએ. પણ આપણે વિશાળ અર્થમાં સત્ય શબ્દ યોજ્યો છે. વિચારમાં, વાણીમાં ને આચારમાં સત્ય એ જ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઈ જાણવાપણું નથી રહેતું. કેમકે જ્ઞાનમાત્ર તેમાં સમાયેલું છે એમ આપણે ઉપર જોયું. તેમાં જે ન સમાય તે

સત્ય નથી, જ્ઞાન નથી; પછી તેમાં ખરો આનંદ તો હોય જ ક્યાંથી? આ કસોટી વાપરતાં શીખી જઈએ તો આપણને તુરત ખબર પડે કે કઈ પ્રવૃત્તિ કરવા યોગ્ય છે, કઈ ત્યાજ્ય છે; શું જોવા યોગ્ય છે, શું નથી; શું વાંચવા યોગ્ય છે, શું નથી.

પણ સત્ય જે પારસમણિરૂપ છે, જે કામધેનુરૂપ છે તે કેમ જડે? તેનો જવાબ ભગવાને આપ્યો છે: અભ્યાસ અને વૈરાગ્યથી. સત્યની જ ધાલાવેલી તે અભ્યાસ; તે વિના બીજી બધી વસ્તુ વિષે આત્યંતિક ઉદાસીનતા તે વૈરાગ્ય. આમ છતાં એકનું સત્ય તે બીજાનું અસત્ય એમ આપણે જોયા કરીશું. તેથી ગભરાવાનું કશું કારણ નથી. જ્યાં શુદ્ધ પ્રયત્ન છે ત્યાં નોખાં જણાતાં બધાં સત્ય તે એક જ ઝાડનાં અસંખ્ય નોખાં જણાતાં પાંદડાં સમાન છે. પરમેશ્વર પણ ક્યાં પ્રત્યેક મનુષ્યને નોખો નથી જણાતો? છતાં તે એક જ છે એમ આપણે જાણીએ છીએ. પણ સત્ય નામ જ પરમેશ્વરનું છે. તેથી જેને જે સત્ય ભાસે તે પ્રમાણે તે વર્તે તેમાં દોષ નથી, એટલું જ નહિ પણ તે જ કર્તવ્ય છે. પછી તેમ કરવામાં ભૂલ હશે તોપણ તે સુધરી જવાની છે જ. કેમકે સત્યની શોધની પાછળ તપશ્ચર્યા હોય, એટલે પોતે દુઃખ સહન કરવાનું હોય. તેની પાછળ મરવાનું હોય, એટલે તેમાં સ્વાર્થની તો ગંધ સરખીયે ન હોય. આવી નિઃસ્વાર્થ શોધ કરતાં આજ લગી કોઈ આડે માર્ગે છેવટ લગી ગયું નથી. આડે જાય કે ઠેસ વાગી જ છે; એટલે વળી તે સીધે માર્ગે ચડી જાય છે. તેથી સત્યની આરાધના એ ભક્તિ છે, ને ભક્તિ તે 'શીશતણું સાટું' છે, અથવા તે હરિનો મારગ હોઈ તેમાં

કાયરતાને સ્થાન નથી, તેમાં હાર જેવું કંઈ છે જ નહિ. એ 'મરીને જીવવાનો મંત્ર' છે.

પણ હવે આપણે લગભગ અહિંસાને કાંઠે આવી પહોંચ્યા.

*        *        *        *

સત્યનો, અહિંસાનો માર્ગ જેટલો સીધો છે એટલો જ સાંકડો છે; ખાંડાની ધારે ચાલવા જેવો છે. બજાણિયા જે દોરી ઉપર એક નજર કરી ચાલી શકે છે તેના કરતાં પણ સત્ય, અહિંસાની દોરી પાતળી છે. જરા અસાવધાની આવી કે હેઠે પડીએ. પ્રતિક્ષણ સાધના કરવાથી જ તેનાં દર્શન થાય.

પણ સત્યનાં સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પના જ માત્ર કરી શકાય. ક્ષણિક દેહ વાટે શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ કરવાનો તો રહે જ છે.

તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી. મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને હું સહન કરું, કે તેને અંગે જે નાશો કરવા પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થયો. જો નાશ કરતો ચાલે તો તે માર્ગ કાપતો નથી પણ હતો ત્યાં જ રહે છે, એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે. પહેલે જ નાશે તેણે જોયું કે જે સત્યને તે શોધે છે તે બહાર નથી પણ અંતરમાં છે. એટલે જેમ જેમ નાશ કરતો જાય તેમ તેમ તે પાછળ પડતો જાય, સત્ય વેગળું જાય.

આપણી ઉપર ચોર ઉપદ્રવ કરે છે તેમાંથી બચવા ... તે તેમને દંડ્યા. તે ક્ષણે તે ભાગ્યા તો ખરા, પણ બીજે ...નો એક

જ માર્ગ, એક જ સાધન તે અહિંસા; તેને કદી નહિ છોડું. જે સત્યરૂપ પરમેશ્વરને નામે આ પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું તે બળ આપો.

તા. ૨૨ તથા, ૨૯–૭–'૩૦

## ૨

('નવજીવન'માં પ્રસિદ્ધ થયેલા જમનાલાલજીને લખેલા પત્રમાંથી.)

જેમ હું સત્યની શોધ કરતો જાઉં છું તેમ મને ભાસે છે કે તેમાં બધું આવી જાય છે. અહિંસામાં તે નથી, પણ તેમાં અહિંસા છે એમ ઘણી વેળા ભાસે છે. નિર્મળ અંતઃકરણને જે સમયે જે લાગે તે સત્ય. તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે. તેમાં ક્યાંયે ધર્મસંકટ નથી જોતો. પણ અહિંસા કોને કહેવી તેનો નિર્ણય કરતાં ઘણી મુસીબત આવે છે. જંતુનાશક પાણીનો ઉપયોગ એ પણ હિંસા છે. હિંસામય જગતમાં અહિંસાત્મક થઈને રહેવાનું રહ્યું. તે તો સત્યને વળગવાથી જ થાય. તેથી હું તો સત્યમાંથી અહિંસા ઘટાવી શકું છું. સત્યમાંથી પ્રેમ મળે છે. સત્યમાંથી મૃદુતા મળે છે. સત્યવાદી સત્યાગ્રહી તદ્દન નમ્ર હોવો જોઈએ. તેનું સત્ય જેમ વધે તેમ તે નમતો જાય. આ હું ક્ષણે ક્ષણે અનુભવી રહ્યો છું.

તા. ૭–૧૦–'૨૩

## ૨

# અહિંસાનો મર્મ

એક ભાઈ નીચે પ્રમાણે સવાલો પૂછે છે:

૧. પરદેશી ખાંડની અંદર હાડકાં તેમ જ લોહી વગેરે અપવિત્ર પદાર્થો નાંખી બનાવવામાં આવે છે તે વાત સાચી હશે કે કેમ?

૨. અહિંસાવ્રત પાળનાર માણસ પરદેશી ખાંડ ખાઈ શકે કે કેમ?

૩. ખાદી પહેરનાર માણસ અહિંસાની દૃષ્ટિથી ખાદી પહેરનાર હોય તે સ્વરાજ્ય મળ્યા પછી પણ ખાદી જ પહેરવાના કે ત્યાર પછી ગમે તે જાતનું કાપડ પહેરવાના?

૪. ખાદી પહેરવી તે અહિંસાનો સવાલ છે કે રાજકીય? મિલના અને વિલાયતી કાપડમાં હિંસાની દૃષ્ટિએ જોતાં કયા કાપડમાં હિંસા વધારે રહેલી છે જ્યારે સાંચાકામ બન્નેમાં એક જ જાતનાં હોય છે?

૫. અહિંસાવ્રત પાળનાર ચા પી શકે કે કેમ? જો ન પીવી જોઈએ તો તેમાં હિંસા કેવી રીતે રહેલી છે?

આવા સવાલોનો જવાબ આપતાં મને સંકોચ થાય છે. કેમકે, આવા સવાલો અજ્ઞાનસૂચક છે. છતાં ઘણા વાંચનાર એવા સવાલો પૂછ્યાં જ કરે છે તેથી તેનો નિર્ણય કરી નાંખવો યોગ્ય જણાય છે. વળી આ સવાલોના જવાબ નિમિત્તે અહિંસાનું તત્ત્વ જે રીતે હું સમજું છું તે પણ બતાવવા ઇચ્છું છું.

પરદેશી ખાંડની અંદર તો હાડકાં વગેરે નથી આવતાં પણ તેનો પ્રયોગ ખાંડને સાફ કરવામાં થાય છે એમ સાંભળ્યું

છે. એવો પ્રયોગ દેશી ખાંડને વિષે નથી જ થતો એમ માનવાનું કાંઈ કારણ નથી.

તેથી અહિંસાની દૃષ્ટિએ તો કદાચ બન્ને ખાંડ ત્યાજ્ય હોય. અથવા લેવી જ જોઈએ તો તે ખાંડની બનાવટની ચોકસી કરવી ઘટે. એટલે પરદેશી ખાંડનો ત્યાગ સ્વદેશીના ઉત્તેજનાર્થે જ ઘટે. પણ ખાંડમાત્રના ત્યાગને સારુ અહિંસાની એક સૂક્ષ્મ દૃષ્ટિ છે. ક્રિયામાત્રમાં હિંસા છે તેથી પ્રત્યેક ખાદ્ય પદાર્થ ઉપર જેટલી ઓછી ક્રિયા થાય તેટલું સારું. શેરડી જ ખાવી તે ઉત્તમ, ગોળ તેથી ઊતરતું, ખાંડ તેથી ઊતરતું. આવી ઝીણવટમાં સામાન્ય માણસને ઊતરવાની જરૂર હું મુદ્દલ જોતો નથી.

ખાદી પહેરનાર અહિંસા અને સ્વરાજ બંનેની દૃષ્ટિએ સ્વરાજ્ય મળ્યા પછી પણ ખાદી જ પહેરશે. જે સાધનોથી સ્વરાજ મળશે તે જ સાધનો વડે સ્વરાજ નિભાવી શકાશે. જે પ્રજા પોતાની જરૂરિયાતોને સારુ પરદેશ ઉપર આધાર રાખે છે તે પ્રજા પરતંત્ર થાય છે અથવા બીજાને ગુલામ બનાવે છે.

ખાદી પહેરવામાં અહિંસાનો, રાજ્યપ્રકરણનો ને અર્થશાસ્ત્રનો સમાવેશ થાય છે. ઉપર જણાવેલા નિયમ પ્રમાણે ખાદીને વિષે ઓછી ક્રિયા હોવાથી તેમાં ઓછી હિંસા છે.

વળી પરદેશી કે સ્વદેશી મિલના કાપડનો મુકાબલો કરતાં બન્નેમાં એક જ જાતના સંચા હોવા છતાં સ્વદેશી મિલનું કાપડ વાપરવામાં ઓછી હિંસા છે. કેમકે, તે પહેરતાં આપણા પડોશી ભાઈઓની ઉપર પ્રેમની ભાવના રહેલી છે. જ્યારે પરદેશી કાપડ પહેરવામાં પ્રેમની ભાવનાનો અભાવ છે, એટલું જ નહિ પણ કેવળ સ્વચ્છંદનો, સ્વાર્થનો કે પોતાની

જ મગવડનો સવાલ રહે છે અને પરમાર્થનો, પ્રેમનો એટલે કે અહિંસાનો અભાવ છે.

અહિંસાવ્રત પાળનાર ચા પીએ અને ન પણ પીએ. ચામાં પણ જીવ છે, તે નિરુપયોગી વસ્તુ છે, તેથી તે લેવાથી થતી હિંસા અનિવાર્ય નથી. વાસ્તે તેનો ત્યાગ ઇષ્ટ છે. જ્યાં જ્યાં ચાના બગીચા છે ત્યાં ત્યાં ગિરમીટિયાની મજૂરીનો ઉપયોગ થાય છે. ગિરમીટિયાનાં દુઃખોથી હિન્દુસ્તાન વાકેફગાર છે. જે પદાર્થની બનાવટ મજૂરોને કષ્ટદાયી હોય છે તે પણ અહિંસાની દૃષ્ટિએ ત્યાજ્ય છે. વ્યવહારમાં આપણે આટલી ઝીણવટ નથી સાચવતા તેથી જેમ બીજા પદાર્થોને અહિંસાની દૃષ્ટિએ નિર્દોષ સમજીએ છીએ, તેમ ચાને ગણી શકાય. વૈદકીય દૃષ્ટિએ ચામાં ગુણ કરતાં દોષ વધારે છે, ખાસ કરીને જ્યારે ચાને ઉકાળવામાં આવે છે ત્યારે.

ઉપરના પ્રશ્નોથી જણાય છે કે અહિંસાની વાતો કરનાર અહિંસાને કેટલી બધી થોડી ઓળખે છે. અહિંસા એ માનસિક સ્થિતિ છે. એ સ્થિતિ જેને સમજાઈ નથી, તે ગમે તેટલી વસ્તુનો ત્યાગ કરે છતાં તેનું ફળ તેને ભાગ્યે જ કંઈ મળતું હોય. દરદી ઘણી વસ્તુઓનો ત્યાગ દરદને લીધે કરે તેથી તેના ત્યાગનું ફળ દરદ મટાડવા ઉપરાંત તેને મળે નહિ. દુષ્કાળથી પીડિતને કંઈ ખાવાનું ન મળે તેથી તેને ઉપવાસનું ફળ મળતું નથી. જેનું મન સંયમી નથી, તેની કૃતિમાં સંયમ ભલે દેખાઓ પણ તે સંયમ જ નથી. ખાદ્ય–અખાદ્યની બાબતમાં અહિંસાનો સમાવેશ નથી થતો. અહિંસા એ ક્ષત્રીનો ગુણ છે. કાયરથી તેનું પાલન થાય નહિ. દયા તો શૂરા જ બતાવી શકે. જે કાર્યમાં જેટલે અંશે દયા છે તે કાર્યમાં

તેટલે જ અંશે અહિંસા હોઈ શકે. તેથી દયામાં જ્ઞાનની આવશ્યકતા છે. અંધ પ્રેમ તે અહિંસા નથી. અંધ પ્રેમને વશ થઈ જે માતા પોતાના બાળકને અનેક લાડ લડાવે છે તે અહિંસા નહિ પણ અજ્ઞાનથી થયેલી હિંસા છે. હું ઇચ્છું છું કે ખાવાપીવાની મર્યાદાને લોકો મહત્ત્વ ન આપતાં તે મર્યાદાનું પાલન કરતા છતાં અહિંસાના વિરાટ સ્વરૂપને, તેની સૂક્ષ્મતાને, તેના મર્મને, સમજે. રૂઢિને વશ રહી ગોમાંસ ખાનારો પશ્ચિમનો કોઈ સાધુપુરુષ રૂઢિને વશ વર્તીને ગોમાંસનો ત્યાગ કરનાર પાખંડી ક્રૂર માણસના કરતાં કોટીગણો વધારે અહિંસક છે. મને પ્રશ્ન પૂછનાર પોતાને કહે, 'હું પરદેશી ખાંડનો, પરદેશી કાપડનો, ચાનો, ત્યાગ તો કરું છું પણ જો હું મારા પડોશી ઉપર દયા ન રાખતો હોઉં, પારકાના દીકરાઓને પોતાના તુલ્ય ન ગણતો હોઉં, મારા ધંધામાં હું સચ્ચાઈ ન જાળવતો હોઉં, મારા નોકરોને હું કુટુંબીજન ગણી તેમની પ્રત્યે પ્રેમભાવના ન રાખતો હોઉં, તો મારી ખાવાપીવા વિષેની મર્યાદાને કંઈ કિંમત નથી ને મારી મર્યાદા કેવળ આડંબર છે અથવા તો જ્ઞાન વિનાનો શુષ્ક આચાર છે.' 'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી' એ નરસિંહ મહેતાનું પવિત્ર વચન છે. 'આતમ તત્ત્વ' પિછાણવું એટલે અહિંસામય થવું. અહિંસામય થવું એટલે વિરોધી પ્રત્યે પણ પ્રેમભાવ રાખવો, અપકારીનો ઉપકાર કરવો, અવગુણનો બદલો ગુણ વડે આપવો ને તેમ કરતાં એમ માનવું કે તે કર્તવ્ય છે, નવાઈ નથી.

તા. ૧૫–૩–'૨૫

૩

# જીવવું શી રીતે?

'યંગ ઇંડિયા'માં મિ. ઍંડ્રુઝનો એક લેખ વાંચી એક ભાઈએ તેમને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછેલો તે મારી પાસે જવાબ માટે કેટલોક વખત થયાં પડ્યો છે :

"મારો જન્મ ગામડામાં થયેલો અને હું ઊછર્યો પણ ગામડામાં જ. મારા પિતાને મિત્રો સાથે ધાર્મિક વાદવિવાદ કરતી વેળા વારંવાર 'अहिंसा परमो धर्मः' ઉચ્ચારવાની ટેવ હતી. આપ કહો છો તેમ અદ્વૈતના મૂળ સિદ્ધાંતમાંથી આ સિદ્ધાંત ફલિત થાય છે. હું એ સિદ્ધાંતનું તત્ત્વ સ્વીકારી લઉં છું. અદ્વૈતમાં માત્ર આધ્યાત્મિક સમાનતા નહિ પણ સમસ્ત ચરાચર જગતની સમાનતા —એકતા— રહેલી છે. માણસ અદ્વૈતને પોતાનો માર્ગદર્શક બનાવવાની યોગ્યતા મેળવી લે એટલે તેની પ્રગતિ નક્કી છે. બધા ભેદભાવો આપોઆપ નાશ પામે. આપણે બધાં એક જ છીએ. જે હું જ છું તેને હું કેમ ઈજા પહોંચાડી શકું? પણ અહીં શંકાઓ ઉપસ્થિત થવા માંડે છે. અહિંસાના તત્ત્વનું પાલન તેની છેવટની અણી સુધી લઈ જવાનું છે? અને તેમ જો તેને તાણી લઈ જવામાં આવે તો તે ગુણ મટી દોષ ન બને? 'अहिंसा परमो धर्मः' ના ઉપાસક મારા પિતા અમારા ઘરની ભેંસને— માતા સમાન ભેંસને —જ્યારે દૂધ દોહતી વેળા તે સ્થિર ઊભી નહિ રહેતી ત્યારે લાકડીના પ્રહારોવતી તેને સ્થિર રહેવાનો પાઠ ભણાવતા. આમાં હેતુ તેમનાં છોકરાંને દૂધ આપવાનો હતો. મારા પિતાનું આ કૃત્ય બરાબર કહેવાય?

"હિંદુઓ રામચંદ્રજીને ધર્માવતાર કહે છે. રામે રાવણને માર્યો એ કુકર્મ થયું? રામે વાલિનો વધ કર્યો અને તેના ઉપાલંભના જવાબમાં નીચેની કડી સંભળાવી:

अनुजवधू भगिनी सुतनारी
सुनु सठ यह कन्या सम चारी
इन्हैं कुदृष्टि विलोकहिं जोई
तेहि वधे कछु पाप न होई

અહીં સાક્ષાત્ અવતાર શ્રીરામચંદ્રજીના મુખમાં જ આપણે 'વધ કરવો એ ખૂન ન કહેવાય' એ સિદ્ધાંત મૂક્યો છે. એથીયે આગળ જઈ આપણે શ્રીકૃષ્ણનો દાખલો લઈએ. ભગવદ્‌ગીતા લો. અર્જુન પોતાના ભાઈભાંડુનો વધ કરવા રાજી નથી. શ્રીકૃષ્ણ ભગવાન તેને યુદ્ધ કરવા અને મારવા પ્રેરે છે અને અહિંસાને તો ક્યાંયે આઘી ઠેલી મૂકવામાં આવે છે. આ પરથી સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે, અહિંસાને વ્યવહારમાં કંઈ મર્યાદા હોય કે નહિ? જે સ્ત્રીના ઉપર બળાત્કાર થતો હોય તે પેલા દુષ્ટના હાથમાંથી બચવાને ખાતર તેનો વધ કરે તો તેવું કૃત્ય યથાર્થ નહિ ગણાય? શું તે સ્ત્રીએ અહિંસાધર્મ પાળવો?

"માછલાં પકડવામાં હિંસા છે. શાક ખાવા સારુ વનસ્પતિ તોડવી કે જમીનમાંથી ઉખેડવી એ હિંસા છે. ઝેરી અથવા ચેપી જંતુઓનો નાશ કરવા સારુ દવાઓનો ઉપયોગ કરવામાં હિંસા છે. ત્યારે માણસે જીવવું શી રીતે? એક બ્રાહ્મણ"

જો બાપે જબરદસ્તીથી ભેંસ પાસેથી દૂધ ન લીધું હોત તો દુનિયાને કશી ખોટ નહોતી જવાની. રામચંદ્રજીના મોંમાં તુલસીદાસે એવાં અનેક કથનો મૂક્યાં છે કે, જેને હું બિલકુલ નથી સમજી શકતો. વાલિવાળો આખો કિસ્સો તેવી જાતનો છે. તુલસીદાસે જે જે વસ્તુઓને રામના વચન તરીકે આપણી

આગળ મૂકી છે તેનું શબ્દશઃ પાલન કોઈ કરવા બેસે તો તે આફતમાં પડે અને વખતે ફાંસીને લાકડે પણ લટકે. રામાયણ તથા મહાભારતમાં જુદાં જુદાં પાત્રોના સંબંધમાં જે જે વર્ણવવામાં આવ્યું છે તેનો હું શબ્દાર્થ કરતો જ નથી. તેમ જ હું એ બન્ને ધર્મપુસ્તકોને ઐતિહાસિક બનાવોનો સંગ્રહ માનતો જ નથી. સનાતન સત્યોને એ ગ્રન્થોમાં વિવિધ રીતે નિરૂપવામાં આવ્યાં છે. તે જ પ્રમાણે એ ગ્રન્થોમાં જે રામ અને કૃષ્ણનાં ચરિત્ર ગવાયાં છે તેમને હું અદોષ—પૂર્ણ—નથી ગણતો. તેમના જમાનાના વિચારો અને મનોરથોનું તેમના ચરિત્રમાં પ્રતિબિંબ પડેલું છે. પૂર્ણ મનુષ્ય જ પૂર્ણ મનુષ્યોનાં જીવનને ન્યાય આપી શકે. માટે ભક્ત તો આ મહાન ગ્રન્થોની અંદરની ભાવનાને જ એકમાત્ર માર્ગદર્શનના સાધન તરીકે ગ્રહણ કરી શકે. અક્ષરને વળગવા જતાં માણસ દબાઈ જશે અને તેની ઊર્ધ્વ ગતિ કુંઠિત થશે.

ભગવદ્ગીતાને હું ઐતિહાસિક પ્રવચન નથી માનતો. સૂક્ષ્મ આધ્યાત્મિક તત્ત્વને દસાવવા સારુ સ્થૂલ ઉદાહરણ આપવાની જરૂર પડે છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં વર્ણવાયેલું યુદ્ધ પિત્રાઈઓ વચ્ચેનું નહિ પણ મનુષ્યમાં રહેલા બે પરસ્પર વિરોધી સ્વભાવોનું—આસુરી અને દૈવી વચ્ચેનું—યુદ્ધ છે. 'એક બ્રાહ્મણ' ને મારી સલાહ છે કે તેણે ટાંકેલા પ્રસંગો ઉપરાંત તે અહિંસાના સિદ્ધાંતનું પરીક્ષણ કરે. 'अहिंसा परमो धर्मः' એ જીવનનાં ઉચ્ચમાં ઉચ્ચ રહસ્યોમાંનું એક રહસ્ય—આદર્શ—છે. તેનાથી લેશ પણ નીચે ઊતર્યા એટલે તે પતન જ ગણાવું જોઈએ. યુક્લિડની ભૂમિતિની વ્યાખ્યા પ્રમાણેની સીધી લીટી પાટી ઉપર ભલે ન દોરી શકાય.

પણ એવી લીટી દોરવી અશક્ય હોવાથી તેની વ્યાખ્યામાં પરિવર્તન ન જ થઈ શકે. એ કસોટી પ્રમાણે તો છોડને જમીનમાંથી ઉખેડવો એમાં પણ દોષ છે. સુંદર ગુલાબનું ફૂલ તોડતાં કોને આઘાત નથી થતો? પણ ખડ તોડતાં આપણને આઘાત નથી થતો તેથી કંઈ સિદ્ધાંત ખોટો ન ઠરે. તે તો એટલું જ બતાવે છે કે આપણે કુદરતની રચનામાં ખડનું સ્થાન નથી સમજતા. માટે બધી જાતની ઈજા—ક્ષતિ—માં અહિંસાના સિદ્ધાંતનો ભંગ રહેલો છે. અહિંસાનું સંપૂર્ણ પાલન જીવનને અશક્ય તો કરી જ મૂકે. પણ સત્યને જીવવા દેતાં આપણો સૌનો ભલે નાશ થતો. પ્રાચીનો તે સિદ્ધાંતને છેવટની અણી સુધી લઈ ગયા છે અને શરીરધારણ અનિષ્ટ છે, ઉપાધિ છે એવું કહી ગયા છે. મોક્ષ એ અદેહ, અતિપ્રાકૃત અવસ્થા છે, જેમાં ખાવાપીવાનાં બંધનો નથી હોતાં અને તેથી તેમાં ભેંસ દોહવાને અને ખડ ઉખેડવાનેયે સ્થાન નથી. એ સત્યનું રહસ્ય ગ્રહણ કરવું અથવા તેની ખૂબી સમજવી આપણે માટે મુશ્કેલ હશે. તેનું પૂર્ણ પાલન કરવું તો અશક્ય જ છે. છતાં એ જ સત્ય છે એ વિષે મને શંકા નથી. અને તેને જ અનુસરીને આપણે જીવનનો માર્ગ ગોઠવીએ અને તેમાં સંપૂર્ણ શક્તિ ખપાવી દઈએ એમાં શ્રેય રહેલું છે. ખરી સમજ થઈ એટલે અરધી બાજી જીત્યા. જેટલી હદ સુધી આ ભવ્ય સિદ્ધાંતનો આપણે અમલ કરી શકીએ તેટલી જ હદ સુધી જીવનમાં સાર રહેલો છે. કેમકે તે સ્થિતિમાં દેહ આપણે વશ હોય, આપણે દેહને વશ નહિ.

તા. ૨-૪-'૨૫

## ૪

# નમ્રતા

[ 'મંગળપ્રભાત ' માંથી ]

આને વ્રતોમાં નોખું સ્થાન નથી અને ન હોઈ શકે. અહિંસાનો એ એક અર્થ છે, અથવા કહો કે એના પેટમાં છે. પણ નમ્રતા કેળવવાથી આવતી નથી. તે સ્વભાવમાં આવી જવી જોઈએ. જ્યારે નિયમાવલિ પહેલી ઘડાઈ ત્યારે મિત્રવર્ગમાં તેનો મુસદ્દો મોકલ્યો હતો. સર ગુરુદાસ બેનરજીએ નમ્રતાને વ્રતોમાં સ્થાન આપવાની સૂચના કરી હતી, ને ત્યારે પણ એ દાખલ ન કરવાનું એ જ કારણ બતાવ્યું હતું જે અહીં લખું છું. પણ જોકે તેને વ્રતમાં સ્થાન નથી છતાં તે વ્રતોના કરતાં કદાચ વધારે આવશ્યક છે; આવશ્યક તો છે જ. પણ નમ્રતા કોઈને અભ્યાસથી આવી જાણી નથી. સત્ય કેળવાય, દયા કેળવાય, નમ્રતા કેળવવી એટલે દંભ કેળવવો એમ કહેવાય. અહીં નમ્રતા એ વસ્તુ નથી કે જે મોટા માણસોમાં એકબીજાના માનાર્થે શીખવવા કેળવવામાં આવે છે. કોઈ બીજાને સાષ્ટાંગ નમસ્કાર કરતો હોય છતાં મનમાં તો તેને વિષે તિરસ્કાર ભર્યો હોય, આ નમ્રતા નથી, લુચ્ચાઈ છે. કોઈ રામનામ જપ્યાં કરે, માળા ફેરવે, મુનિ જેવો થઈ સમાજમાં બેસે, પણ માંહે સ્વાર્થ ભર્યો હોય તો તે નમ્ર નથી પણ પાખંડી છે. નમ્ર મનુષ્ય પોતે જાણતો નથી કે ક્યારે તે નમ્ર છે. સત્યાદિનું માપ આપણે પોતાની પાસે

રાખી શકીએ, પણ નમ્રતાનું માપ નથી હોતું. સ્વાભાવિક નમ્રતા છાની નથી રહેતી. છતાં નમ્ર મનુષ્ય પોતે તે દેખી શકતો નથી. વસિષ્ઠવિશ્વામિત્રનો દાખલો તો આપણે ઘણી વાર આશ્રમમાં સમજી ગયા છીએ. આપણી નમ્રતા શૂન્યતા લગી જવી જોઈએ. આપણે કંઈક છીએ એમ મનમાં ભૂત ભરાયું એટલે નમ્રતા ઊડી ગઈ ને આપણાં બધાં વ્રતો રોળાઈ ગયાં. વ્રતપાલન કરનાર જો મનમાં પોતાના પાલનનો ગર્વ રાખે તો વ્રતોની કિંમત ખોઈ બેસે ને સમાજમાં વિષરૂપ થઈ પડે. તેના વ્રતની કિંમત ન સમાજ કરે, ન પોતે તેનું ફળ ભોગવી શકે. નમ્રતા એટલે હુંપણાનો આત્યંતિક ક્ષય. વિચાર કરતાં માલૂમ પડી જાય એવું છે કે, આ જગતમાં જીવમાત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી. શરીરરૂપે ક્ષણજીવી છીએ. કાળના અનંત ચક્રમાં સો વર્ષનું પ્રમાણ કાઢી જ ન શકાય. પણ જો એ ચકરાવામાંથી નીકળી જઈએ — એટલે કંઈ નથી થઈ જઈએ તો બધું થઈ જઈએ. કંઈ થવું એટલે ઈશ્વરથી — પરમાત્માથી, સત્યથી વિખૂટા થવું. કંઈ ટળી જવું એટલે પરમાત્મામાં ભળી જવું. સમુદ્રમાં રહેલું બિંદુ સમુદ્રની મહત્તા ભોગવે છે. પણ તેનું તેને જ્ઞાન નથી. સમુદ્રથી વેગળું થયું ને પોતાપણાનો દાવો કરવા બેઠું એટલે તે તે જ ક્ષણે સુકાયું. આ જીવનને પાણીના પરપોટાની ઉપમા આપી છે એમાં હું મુદ્દલ અતિશયોક્તિ નથી જોતો. આવી નમ્રતા — શૂન્યતા — કેળવવાથી કેમ આવી શકે? પણ વ્રતોને ખરી રીતે સમજવાથી નમ્રતા પોતાની મેળે આવતી જાય છે. સત્યનું પાલન કરવા ઇચ્છનાર અહંકારી કેમ થઈ શકે? બીજાને સારુ પ્રાણ પાથરનાર પોતાની જગા ક્યાં રોકવા

જાય? તેણે તો પ્રાણ પાથરવાનો નિશ્ચય કર્યો ત્યારે જ પોતાના દેહને ફેંકી દીધો. આ નમ્રતા એટલે પુરુષાર્થરહિતતા ન હોય? એવો અર્થ હિંદુધર્મમાં કરી નખાયો છે ખરો. અને તેથી આળસને, પાખંડને ઘણી જગાએ સ્થાન મળી ગયું છે. ખરું જોતાં નમ્રતા એટલે તીવ્રતમ પુરુષાર્થ. પણ તે બધો પરમાર્થને કારણે હોય. ઈશ્વર પોતે ચોવીસે કલાક એકશ્વાસે કામ કર્યાં કરે છે, આળસ મરડવા સરખીયે ફુરસદ લેતો નથી. તેવા આપણે થઈ જઈએ, તેનામાં ભળી જઈએ એટલે આપણો ઉદ્યમ તેના જેવો જ અતંદ્રિત થયો—થવો જોઈએ. સમુદ્રથી છૂટેલા બિંદુને સારુ આરામની કલ્પના આપણે કરી શકીએ છીએ; પણ સમુદ્રમાં રહેલા બિંદુને આરામ ક્યાંથી? સમુદ્રને એક ક્ષણનો પણ આરામ છે જ ક્યાં? બરાબર એ જ પ્રમાણે આપણું છે. ઈશ્વરરૂપી સમુદ્રમાં આપણે મળી જઈએ એટલે આપણો આરામ ગયો, આરામની જરૂર પણ ગઈ. એ જ ખરો આરામ; એ મહાઅશાંતિમાં શાંતિ. તેથી ખરી નમ્રતા આપણી પાસે જીવમાત્રની સેવાઅર્થે સર્વાર્પણની આશા રાખે છે. બધું પરવાર્યા પછી આપણી પાસે નથી રહેતો રવિવાર કે શુક્રવાર કે સોમવાર. આ સ્થિતિનું વર્ણન આપવું મુશ્કેલ છે, પણ એ અનુભવગમ્ય છે. જેણે સર્વાર્પણ કર્યું છે તેણે તે અનુભવી છે. આપણે બધાં અનુભવી શકીએ છીએ. એ અનુભવવાના ઇરાદાથી આશ્રમમાં ભેળાં થયાં છીએ. બધાં વ્રતો, બધી પ્રવૃત્તિ તે અનુભવવા સારુ છે. બીજુંત્રીજું કરતાં એ કોઈક દિવસ આપણે હાથ આવી જશે. એને જ શોધવા જતાં એ પ્રાપ્ય નથી.

તા. ૭-૧૦-'૩૦

## ૫

# અહિંસાના કોરડા

અહિંસા ક્યારે ને હિંસા ક્યારે અને અમુક સમયે શું કર્તવ્ય છે એવા સવાલો મારી ઉપર આવ્યાં જ કરે છે. કેટલાક સવાલો તો પૂછનારનું અજ્ઞાન બતાવનારા હોય છે ત્યારે કેટલાક તેનાં ભારે સંકટો સૂચવનારા હોય છે. એક પંજાબીનો પ્રશ્ન છે તેનો ઉત્તર અહીં ટાંકવા યોગ્ય છે. તે આ છે.

'વાઘવરુ ઇત્યાદિ આવીને પશુને અને મનુષ્યને ઉપાડી જાય તેનું શું કરવું? અથવા પાણીમાં જંતુ વગેરે હોય તેનું શું કરવું?'

મારી અલ્પ મતિ પ્રમાણે તો સામાન્ય જવાબ એ જ છે કે વાઘવરુ ઇત્યાદિનો ઉપદ્રવ થાય ત્યારે તેનો નાશ અનિવાર્ય છે. પાણીમાં રહેલાં જંતુઓનો નાશ પણ અનિવાર્ય છે. અનિવાર્ય હિંસા એ હિંસા મટી અહિંસા નથી બનતી. હિંસાને હિંસારૂપે ઓળખવી જ જોઈએ. વાઘવરનો નાશ

કર્યા વિના કોઈ ચલાવે તો તે ઉત્તમ છે એ વિષે મને શંકા નથી. પણ એમ કોણ કરે? જે વાઘવરુથી ન ડરે પણ મિત્રની જેમ તેની ભેટ કરી શકે તે. ડરીને જે હિંસા નથી કરતો તેણે હિંસા કરી જ છે. ઉંદર બિલાડી પ્રત્યે અહિંસક નથી. તેનું મન તો નિરંતર બિલાડીની હિંસા કરી રહ્યું છે. તે નિર્બળ હોવાથી બિલાડીને મારી શકતો નથી. હિંસા કરવાની પૂરી શક્તિ છતાં જે હિંસા નથી કરતો તે જ અહિંસાધર્મનું પાલન કરવા શક્તિમાન છે. જે મનુષ્ય સ્વેચ્છાએ ને પ્રેમભાવથી કોઈની હિંસા નથી કરતો તે જ અહિંસાધર્મનું પાલન કરે છે. અહિંસા એટલે પ્રેમ, દયા, ક્ષમા. તેને વીરના ગુણ તરીકે શાસ્ત્ર વર્ણવે છે. આ વીરતા શરીરની નહિ પણ હૃદયની. શરીરે ક્ષીણ પુરુષ પણ બીજાની મદદથી ઘોર હિંસા કરતા જણાયા છે. શરીરે બળવાન છતાં યુધિષ્ઠિર જેવા વિરાટરાજ જેવાને ક્ષમા બક્ષતા પણ જાણવામાં આવ્યા છે. એટલે જ્યાં લગી હૃદયનું બળ નથી આવ્યું ત્યાં લગી મનુષ્ય અહિંસાધર્મ પાળતો જ નથી. આજકાલની. વણિક અહિંસા એ અહિંસા નથી; એમાં તો કેટલીક વેળા ઘોર નિર્દયતા જોવામાં આવે છે અને અજ્ઞાન તો હોય જ છે.

આપણું આ દૌર્બલ્ય હું જાણું છું તેથી જ મેં ખેડામાં લડાઈને સમયે સ્વયંસેવક સિપાઈઓની ભરતી કરવાનો મહાપ્રયત્ન કરેલો. અને તેથી જ મેં તે વેળા કહેલું કે બ્રિટિશ સલ્તનતનાં ઘણાં અઘોર કૃત્યોમાંનું અતિ અઘોર કૃત્ય તેણે આ પ્રજાને શસ્ત્રહીન કરી નિર્માલ્ય બનાવવી એ છે. આજે પણ મારી તે જ દૃષ્ટિ છે. જેના મનમાં ભય રહ્યો છે તે જો

તે ભયને નિઃશસ્ત્ર રહી દૂર નથી કરી શકતો તો તે અવશ્ય લાકડી કે તેથી પણ જલદ શસ્ત્ર ધારણ કરે.

અહિંસા એ મહાવ્રત છે, અસિધારા પર ચાલવાના કરતાંયે કઠિન છે. તેનું સંપૂર્ણપણે પાલન દેહધારીને સારુ અસંભવિત જ ગણાય. તેના પાલનની પાછળ ઘોર તપશ્ચર્યા જોઈએ. તપશ્ચર્યાનો અર્થ ત્યાગ અને જ્ઞાન કરવો. જેને જમીનની માલિકીનો મોહ છે તેનાથી અહિંસાનું પાલન ન થઈ શકે. ખેડૂતે પોતાની જમીનની રક્ષા કર્યે જ છૂટકો છે. ખેડૂતે તેને વાઘવરુથી બચાવવી જ પડશે. જે ખેડૂત વાઘવરુને કે ચોર ઇત્યાદિને દંડ દેવા તૈયાર ન થાય તેણે ખેતરનો ત્યાગ કરવાને સારુ હમેશાં તૈયાર રહેવું પડશે.

અહિંસાધર્મના પાલન અર્થે મનુષ્યે શાસ્ત્રની અને રિવાજની મર્યાદાનું પાલન કરવું જોઈએ. શાસ્ત્ર હિંસાની આજ્ઞા નથી દેતું પણ શાસ્ત્ર અમુક હિંસાની તે કાળને સારુ અનિવાર્ય સમજી છૂટ મૂકે છે. જેમકે મનુસ્મૃતિમાં અમુક પ્રાણીઓના વધની રજા છે એમ મનાય છે. એ વધની આજ્ઞા નથી. ત્યારબાદ વિચારમાં ઉન્નતિ થઈ તેથી એમ ઠર્યું કે કળિકાળમાં એ છૂટ નથી. એથી આજનો રિવાજ અમુક હિંસાને ક્ષંતવ્ય ગણે છે ને મનુસ્મૃતિની કેટલીક હિંસાનો પ્રતિબંધ કરે છે. અમુક છૂટ શાસ્ત્રે મૂકેલી છે તેથી આગળ વધવાની દલીલ દેખીતી રીતે ખોટી છે. સંયમમાં ધર્મ છે, સ્વચ્છંદમાં અધર્મ છે. શાસ્ત્રે આપેલી છૂટ જે મનુષ્ય ન લે તેને ધન્યવાદ ઘટે. સંયમને મર્યાદા નથી એટલે અહિંસાને મર્યાદા નથી. સંયમને દુનિયામાં બધાં શાસ્ત્રો વધાવી લે છે. સ્વચ્છંદને વિષે શાસ્ત્રોમાં ભારે મતભેદ છે. કાટખૂણો બધેય

એક જ પ્રકારનો હોય. બીજા ખૂણાઓ અગણિત છે. અહિંસા અને સત્ય એ ધર્મમાત્રનો કાટખૂણો છે. તે માપમાં જે આચાર ન ઊતરે તે ત્યાજ્ય છે એ વિષે શંકા કોઈ ન કરે. અધૂરા આચારની ભલે રજા હોય. અહિંસાધર્મનું પાલન કરનાર નિરંતર જાગૃત રહી પોતાના હૃદયબળને વધારે અને લીધેલી છૂટોનું ક્ષેત્ર પણ ટૂંકું કરતો જાય. ભોગમાં ધર્મ નથી જ. સંસારનો જ્ઞાનમય ત્યાગ એ મોક્ષપ્રાપ્તિ છે. સંસારનો સર્વથા ત્યાગ હિમાલયની ટોચમાંયે નથી. હૃદયની ગુફા, ખરી ગુફા છે. તેમાં છુપાઈ, સુરક્ષિત રહી મનુષ્ય સંસારમાં રહેતો છતો અલિપ્ત રહી અનિવાર્ય પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રહેતો વિચરે.

તા. ૯-૮-'૨૫

## ૬

# ખેતીમાં હિંસા ?

'નવજીવન'નો એક નિરંતર વાંચનાર પૂછે છે:

"'ખેતી એ શુદ્ધ યજ્ઞ છે, એ ખરેખરો પરોપકાર છે' એમ 'નવજીવન' (જૂના)માં મેં વાંચ્યું છે.

"કીડી જેવું નાનું જંતુ પગ તળે અથવા બીજી રીતે છૂંદાવાથી મનમાં દુઃખ થાય છે. તો એવાં અનેક, અસંખ્ય જંતુઓ ખેતી કરનાર ખેડૂત પોતાની આંખ તળે મરતાં જુએ છે. તેથી એનામાં 'આમ તો ઘણાંયે મરે' એમ માનતાં માનતાં નિષ્ઠુરતા ન આવે?

"જેને કીડી જેવું પ્રાણી મરતું જોઈને પણ દુઃખ થતું હોય એ ખેતી કેવી રીતે કરી શકે? તે ભિક્ષા માગી પેટ ભરે તો શું ખોટું? અથવા કોઈ બીજે ધંધો કરે. ભીખને તો હલકામાં હલકો ધંધો આપે ગણ્યો છે. હું તે અનુભવથી માનું છું.

"મને ખેતી કરવાની ઘણી હોંશ છે. પણ ઉપર પ્રમાણે જીવહિંસાથી અને બળદને આર ભોંકવાથી ડરું છું."

સાચું છે કે, ખેતીમાં સૂક્ષ્મ જીવોની પારાવાર હિંસા છે. પણ એટલું જ સાચું બીજું પણ વાક્ય છે. તે એ કે, શરીરનિર્વાહમાં — શ્વાસોચ્છ્વાસ લેવામાં પણ પારાવાર સૂક્ષ્મ જંતુઓની હિંસા છે. પણ જેમ આપઘાત કરવાથી શરીરરૂપી પિંજરનો સર્વથા નાશ થતો નથી તેમ જ ખેતીના ત્યાગથી ખેતીનો નાશ પણ થતો નથી. મનુષ્ય માટીનું પૂતળું છે. માટીમાંથી તેનું શરીર પેદા થયું છે ને માટીના પર્યાયો પર

તેનું જીવન નિર્ભર છે. ખેતીમાં રહેલા દોષથી દૂર રહેવા જે ભિક્ષાન્ન ખાય છે તે બેવડો દોષ કરે છે. ખેતી કરવાનો દોષ તો તે કરે જ છે કેમકે, ભીખેલું અન્ન કોઈ ખેડૂતની મહેનતથી નીપજેલું છે. તે ખેડૂતની ખેતીમાં ભિક્ષાન્ન જમનારનો હિસ્સો આવી જ જાય છે. અને બીજો દોષ ભિક્ષાન્ન જમનારના અજ્ઞાનનો અને તેથી નીપજતા આળસનો છે.

જો એક માણસને સારુ ખેતીનો ત્યાગ યોગ્ય છે તો અનેકને સારુ પણ છે. અનેક ભીખીને જમે તો થોડા ખેડૂતો બિચારા ભિખારીને સારુ મજૂરી કરવાના બોજા તળે કચરાઈ જાય તેનું પાપ ભિખારી ન વહોરે તો કોણ વહોરે ?

ખેતી ઇત્યાદિ આવશ્યક કર્મો શરીરવ્યાપારની જેમ અનિવાર્ય હિંસા છે. તે હિંસા નથી મટતી પણ તે અનિવાર્ય હોઈ તેનો દોષ ઓછો લાગે છે, ને મનુષ્ય જ્ઞાન ભક્તિ આદિ વડે આ અનિવાર્ય દોષથી છેવટે મોક્ષ મેળવી આ હિંસાથી પણ મુક્ત થાય છે. તેથી જ શરીર એ મનુષ્યને સારુ જેમ બંધનનું દ્વાર છે તેમ મોક્ષનું પણ દ્વાર છે. તે જ પ્રમાણે જે કરોડપતિ થવા ખાતર ખેતી કરે તેને ખેતી બંધનનું દ્વાર છે. જે કેવળ આજીવિકાને અર્થે કરે તેને તે મુક્તિનું દ્વાર બની શકે છે.

કર્મમાત્ર, પ્રવૃત્તિમાત્ર, ધંધામાત્ર સદોષ છે. આવશ્યક ધંધામાત્રમાં સરખો દોષ છે. મોતીના ધંધામાં, રેશમના ધંધામાં, સોનીના ધંધામાં, ખેતીના કરતાં ઘણો વધારે દોષ છે. કેમકે તે ધંધા આવશ્યક નથી. તેમાં હિંસા તો પુષ્કળ રહેલી જ છે. મોતી હિંસા વિના મળે નહિ. હીરના કીડાને

ઉ૦ મેં આવી હિંસા નથી થતી જોઈ શું? ઘણીયે વાર ઘરોળીને વાંદાનો શિકાર કરતી અને વાંદાને બીજાં જંતુઓનો શિકાર કરતા મેં જોયા છે. પણ એ 'जीवो जीवस्य जीवनम्' નો પ્રાણીજગતનો કાયદો અટકાવવાનું મને કદી કર્તવ્ય નથી જણાયું. ઈશ્વરની એ અગમ્ય ગૂંચ ઉકેલવાનો હું દાવો નથી કરતો. પણ એવી હિંસા જોઈ જોઈને મને તો પ્રતીત થાય છે કે, પશુ અને ઊતરતી યોનિનો કાયદો તે માનવયોનિનો કાયદો નથી. માણસે તો ખંતથી પ્રયત્ન કરીને પોતાની અંદર રહેલા પશુને જીતવાનો અને તેને મારીને આત્માને જીવતો રાખવાનો પ્રયત્ન કરવાનો છે. પોતાની આસપાસ ચાલી રહેલા હિંસાના દાવાનળમાંથી અહિંસાનો મહામંત્ર શીખવાનો છે. એટલે માણસ જો પોતાની પ્રતિષ્ઠા સમજે અને પોતાનું જીવનકાર્ય કળી જાય તો તેણે હિંસામાં પોતે ભાગ લેતા અટકવું અને પોતાનાથી ઊતરતાં અથવા પોતાને તાબેનાં પ્રાણીઓને કનડતાં અટકવું: એ આદર્શ એ પોતાને માટે જ રાખી શકે છે અને કાંઈ નહિ તો પોતાનાથી નબળા પોતાના બંધુઓને કનડતો તો તે અટકી શકે છે. અને એ પણ આદર્શ,—કારણ તેમે સંપૂર્ણપણે પાળવાને માટે તેણે સતત દિનરાત પ્રયત્ન જ ચાલુ રાખવો રહ્યો. ત્યારે કોઈ દિવસ તે તેને પહોંચી શકશે. આમાં પૂરી સફળતા તો ત્યારે જ મળી શકે કે, જ્યારે માણસ મોક્ષ મેળવી દેહનાં તમામ બંધનથી મુક્ત થાય.

તા. ૧૮–૪–'૨૬

८

# જુગજૂનો પ્રશ્ન

આલમોડાથી એક સંન્યાસી નીચે પ્રમાણે લખે છે:

"ગઈ ૧૫મી એપ્રિલના 'યંગ ઇંડિયા'માં એક પત્રલેખકને જવાબ આપતાં આપે કહ્યું છે કે, જો આપના પર સાપ હુમલો કરે તોપણ આપ તેને મારવા ન ઇચ્છો. મારા અભિપ્રાય પ્રમાણે, એમ કરવું અયોગ્ય થશે. કારણ, એક તો આપ પોતાનો ઘાત કરશો; અને બીજું, એવા ઝેરી સાપને છૂટો મૂકીને આપ બીજાને ઈજા કરવામાં સાધનભૂત થશો. બીજો દાખલો લઈએ. ધારો કે એક ઘરમાં સાપ પેઠો છે. ઘરનો માલિક જો સાપને મારી નાંખ્યા વિના બહાર કાઢી મૂકે તો સાપ બીજા કોઈ ઘરમાં જરૂર પેસવાનો અને તેમાં રહેનારાં માણસોને કરડવાનો. એ સર્પદંશથી ઘરનાં માણસોના જીવ જાય એવો પણ સંભવ ખરો. એવે વખતે એ છૂટા મૂકેલા સર્પે કરેલી પ્રાણહાનિની જવાબદારી, સાપને દયાના ખોટા ખ્યાલથી છોડી મૂકનાર માણસને જ માથે પડવાની. એવાં બીજાં સર્પો, પશુઓ અને જીવડાં છે જેઓ મનુષ્યોને ઈજા કરે છે અથવા રોગ ફેલાવે છે. આવા જીવોને મારવા એ જો હિંસા ગણાતી હોય તો તે આ પ્રાણીઓએ કરેલા વિનાશના કરતાં અનંતગણી ઓછી છે. માણસ સ્વાર્થને સારુ કોઈનો જીવ લે તો એ હિંસા ગણાય એ કબૂલ છે. પણ બીજા અનેક અમૂલ્ય જીવોને બચાવવાને ખાતર વિનાશ કરવામાં આવે ત્યારે એ હિંસા નથી જ થતી.

આખરે, કર્મના સારાનરસાપણાની કસોટી તો એની પાછળ રહેલા પ્રેરક હેતુ પરથી જ થાય છે. અને જ્યારે હિંસાનો હેતુ ઉચ્ચતર શ્રેય સાધવાનો હોય ત્યારે તે હિંસા મટી જાય છે અને કર્તવ્ય બને છે. આ દલીલનો જવાબ આપ 'યંગ ઇન્ડિયા'માં આપો એવી મારી ઇચ્છા છે."

આ સંન્યાસીની દલીલ જુગજૂની છે. એ દલીલ ઘણી મજબૂત છે એમાં શંકા નથી. એમ ન હોત તો પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે તેવો સંહાર ચાલ્યાં ન કરત. અકારણ દુષ્ટતા ઘણા જ થોડા માણસોમાં હોય છે. ઇતિહાસે નોંધેલા અધમમાં અધમ અને ક્રૂરમાં ક્રૂર ગુનાઓ ધર્મનું અથવા બીજા એટલા જ ઊંચા ઉદ્દેશનું ઓઠું લઈને કરવામાં આવેલા છે. પણ હું તો માનું છું કે, ઊંચામાં ઊંચી વસ્તુને એટલે કે ધર્મને નામે જગતમાં સંહાર ચાલતો આવ્યો છે એથી પણ આપણું જરાયે ભલું નથી થયું. કેટલાક જીવોનો સંહાર કોઈ ને કોઈ રૂપમાં થવો અનિવાર્ય છે એ વિષે તો શંકા નથી. जीवो जीवस्य जीवनम्। તેથી જ ઋષિઓએ કહ્યું છે કે, જે નશ્વર ખોળિયાને ટકાવવાને ખાતર હિંસાની જરા પણ જરૂર પડે છે, તે ખોળિયા વિના જીવી શકાય એવી સ્થિતિ એ જ મનુષ્યને માટે પરમ કલ્યાણની સ્થિતિ છે. ઓછામાં ઓછી જેટલી હિંસા કરવી જ પડે તેટલી જ, —દાખલા તરીકે વનસ્પતિનો આહાર કરવાથી થાય એટલી હિંસા કરીને અટકવાથી જ મનુષ્ય આ દેહે તે સ્થિતિએ પહોંચવાની આશા રાખી શકે છે. બીજા જીવોની હિંસા કરીને જીવવાની જરૂરમાંથી જેમ જેમ તે સમજપૂર્વક અને ઇરાદાપૂર્વક છૂટતો જાય છે, તેમ તેમ તે સત્યની અને ઈશ્વરની

વધારે નજીક પહોંચતો જાય છે. આવું લૂખું અને નીરસ લાગે એવું જીવન આખી મનુષ્યજાતિ સ્વીકારવાની નથી એમ કહ્યાથી કંઈ મારી દલીલ ખોટી નથી ઠરતી. જે માણસો આવું સંપૂર્ણ નિઃસ્વાર્થ જીવન ગાળે છે અને જીવ ધારણ કરનાર અલ્પમાં અલ્પ પ્રાણીને માટે દયાથી ઊભરાય છે, તેઓ આપણને ઈશ્વરના સામર્થ્યનો પરિચય કરાવે છે. તેઓ માનવ-જાતિનું ખમીર છે. પોતાની તપસ્યા વડે તેઓ માનવજાતિને ચડાવે છે, અને પોતાની જ્યોતિથી આદર્શ પ્રત્યેનો જીવનપંથ ઉજાળે છે. જ્યાં જીવોને આપણે પેદા નથી કરી શકતા ત્યાં તેમને મારવાનો આપણને કશો હક નથી. પોતાનો દેહ ક્ષણભંગુર છે એમ જાણતા છતાં, તેને ટકાવવા સારુ, અથવા પોતાના વિનોદને સારુ માનવીને મારવા મળે એટલા માટે જ ઈશ્વરે કેટલાક જીવો પેદા કર્યા છે, એમ માનવામાં હું નાસ્તિકતા જોઉં છું. જેને આપણે હાનિકારક કહીએ છીએ એવાં અનેક જન્તુઓ કુદરતની વ્યવસ્થામાં શો ભાગ ભજવે છે એ આપણે જાણતા નથી. હિંસા દ્વારા આપણે કુદરતના નિયમોને કદી જાણી શકવાના નથી. આપણી પાસે એવા માણસોનાં પણ દષ્ટાંતો છે જેમનો પ્રેમ માનવજાતિને વટાવીને વિશ્વવ્યાપી થયો છે, અને જેઓ ભયાનક પશુઓની વચ્ચે પણ પૂરી સલામતીમાં રહેલા છે. જગતના તમામ જીવો વચ્ચે સ્નેહનું આકર્ષણ એટલું બધું છે કે, જે માણસોએ વાઘ, સિંહ અને સર્પનો ભય સમૂળો તજી દીધો છે, અને જેઓ તેમની પાસે મિત્રભાવે જાય છે તેમને એ પ્રાણીઓએ કશી ઈજા પહોંચાડી નથી.

અમુક સાપ ઝેરી છે તે જાણ્યા છતાં જો હું એને ન મારું તો એ ઘણાં સ્ત્રીપુરુષોનાં મરણ નિપજાવશે એ દલીલ

ભુલાવામાં નાંખનારી છે. દુનિયાનાં તમામ, ઝેરી જાનવરોને શોધી કાઢી તેમનો નાશ કરવા ઊપડવું એ કંઈ મારો ધર્મ નથી. તેમ મારે એમ પણ શા સારુ માની લેવું કે, મને સામે મળેલા સાપને જો હું નહિ મારું તો એ મારી પછીના બીજા વટેમાર્ગુને કરડયા વિના નહિ જ રહે? એ સાપ અને મારા પડોશીઓ વચ્ચે કાજી થનાર હું કોણ? મારા પડોશીઓ મારા પ્રત્યે જે રીતે વર્તે એમ હું ઇચ્છું તે રીતે હું તેમના પ્રત્યે વર્તું, અને હું મારી જાતને જેટલા જોખમમાં નાંખું એથી વધારે જોખમમાં એમને ન નાંખું, અને તેમને ભોગે હું કોઈ પણ રીતે મારી સ્થિતિ સુધારી ન લઉં, તો એટલાથી મેં મારા પડોશી-ધર્મનું પૂરતું પાલન કર્યું છે એમ હું માનું છું. તેથી લોકો ઘણી વાર કરે છે એમ પેલા સાપને હું મારા પડોશીના વાડામાં ન છોડી મૂકું. હું તો વધારેમાં વધારે એટલું જ કરી શકું કે સાપ ઈજા ન કરી શકે એટલો દૂર તેને મૂકી આવું, અને નજીકમાં સાપ નીકળ્યો છે ને મેં એને જવા દીધો છે એવી મારા પડોશીઓને ચેતવણી આપું. એથી મારા પડોશીઓને આશ્વાસન કે રક્ષણ તો ન જ મળે એ હું જાણું છું. પણ આપણે તો નિરંતર મૃત્યુના પાશમાં રહીએ છીએ, અને સત્યનો મારગ શોધવાને મથીએ છીએ. જીવનનો એક ક્ષણનો પણ ભરોસો નથી, એને માથે જોખમો તો હંમેશ ઝઝૂમ્યાં જ કરે છે એટલું જાણતા છતાં, એ જીવનસ્વામી તરફ — જીવમાત્રના સરજનહાર તરફ આપણે કેટલા બેદરકાર રહીએ છીએ! અને આપણું અભિમાન તો એ બેદરકારી કરતાં પણ ચડે એવું હોય છે. આવી સ્થિતિમાં આપણા જીવનની ચારેકોર જોખમો પથરાયેલાં છે એ એની કૃપા ન ગણાય?

આ સંન્યાસીને મેં જવાબ આપ્યો, પણ મને એથી સંતોષ નથી. એમના પત્ર પરથી જણાય છે કે, એ પણ સત્યના શોધક છે. તેથી જ એમના પ્રશ્નનો જવાબ જાહેર રીતે આપવાને હું પ્રેરાયો છું. મારી પોતાની દશા દયામણી છે. કોઈ પણ જીવની કોઈ પણ પ્રકારે હિંસા કરવા સામે મારી બુદ્ધિ બળવો કરે છે. પણ જે પ્રાણીઓ અનુભવથી હિંસ્ર માલૂમ પડ્યાં છે તેમની જોડે મૈત્રી કરવા જેટલું બળ મારા હૃદયમાં નથી. ખાતરી કરાવાય એવી અનુભવની વાણીનું તેજ મારી પાસે નથી. અને જ્યાં સુધી હું સર્પવ્યાઘ્રાદિથી ડરવા જેટલો ભીરુ છું ત્યાં સુધી મારી એવી દશા રહેવાની જ. એટલે ધ્રૂજતે ધ્રૂજતે મેં આ જવાબ આપ્યો છે. પણ મને ભયંકર પ્રાણી ગણી લોકો મારો ત્યાગ કરે એ બીકથી હું મારી શ્રદ્ધા પ્રગટ ન કરું એ મને અયોગ્ય લાગ્યું. એક વાર દક્ષિણ આફ્રિકામાં મિત્રોએ મને ભયંકર પ્રાણી ગણેલો પણ ખરો. અમે સૌ સાથે જમવા બેઠા હતા, ત્યાં ચર્ચા ચાલતાં આ જ વાત નીકળી. મારી સાથેના મિત્રો અંગ્રેજ પાદરીઓ હતા. પુનર્જન્મ, ગોરક્ષા, નિરામિષાહાર વિષેના મારા વિચારો તેમણે નભાવી લીધા, જોકે એ બધા વિચારો તેમને અતિશય અણઘડ તો લાગતા જ હતા. પણ જ્યારે મેં કહ્યું કે 'સાપને નહિ મારવાથી મારું મોત અવશ્ય નીપજશે એમ જાણતો છતાં જો ઈશ્વર મને હિંમત આપે તો હું એ સાપને નહિ મારું,' ત્યારે તેઓ પોતાનો તિરસ્કાર છુપાવી ન શક્યા, અને એ ભાવ એમના ચહેરા પર જણાઈ આવ્યો. તિરસ્કાર દબાવીને તેઓ હસી પડ્યા ને બોલ્યા, 'કેવો ભયંકર માણસ!'

તા. ૧૭-૭-'૨૭

# ૯

## એક મૂંઝવણ

એક મિત્ર લખે છે:

"તમે તો કહો છો કે માનવ દેહે અહિંસાનું સર્વાંગે પાલન અશક્ય છે. ક્યાંક ને ક્યાંક દેહધારી હિંસા કરવાનો જ છે. હિંસા વિના તે દેહ ટકાવી શકનાર જ નથી. આને તમે ધર્મ કેમ કહો? જે પૂર્ણતાએ પળાય નહિ તે ધર્મ કેમ કહેવાય? તેની કિંમત શી?"

મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો જે પૂર્ણપણે આ દેહે પાળી શકાય તે ધર્મ હોય જ નહિ. શ્રદ્ધા વિના ધર્મની પરીક્ષા નથી થતી, નથી થઈ શકતી. અને જો આ અપૂર્ણ, ક્ષણભંગુર દેહમાં રહેતાં છતાં પૂર્ણતા સંભવતી હોય તો શ્રદ્ધાને કશું ક્ષેત્ર રહેતું જ નથી. આત્માના ગુણ અનંત મનાયા છે. જો આ દેહે પૂર્ણતા સંભવે તો આત્માના ગુણની અનંતતાનો નાશ થાય છે. જો આ દેહે પૂર્ણતા સંભવતી હોય તો આજે ધર્મ શોધવાને સારુ જે ફાંફાં મારવાં પડે છે તે ન મારવાં પડે. કેમકે એક પૂર્ણ દાખલો જોઈ સહુ તેને અનુસરે. જો

આ દેહે પૂર્ણતા સંભવતી હોય તો જુદા જુદા સંપ્રદાયો મટી માત્ર એક જ સર્વમાન્ય ધર્મ પ્રવર્તતો હોય.

આદર્શની આદર્શતા તેની અનંતતામાં રહેલી છે, એટલે કે તેની દૂરસ્થતામાં રહેલી છે. તેની નજીક ગમે તેટલા જઈએ તોપણ તે દૂરનો દૂર જ રહે છે. એમ છતાં તે પાસે જ છે, કેમકે તેના હોવાપણા વિષે, તેના સત્ય વિષે આપણી શ્રદ્ધા અવિચળ હોય છે. એ શ્રદ્ધા જ આપણું જીવન છે ને સર્વસ્વ છે.

આસપાસ સળગતી હિંસાની હોળીમાંથી જેણે અહિંસાને જોઈ તેની શ્રદ્ધા વંદનીય છે, તેણે જગતની ઉપર ભારેમાં ભારે ઉપકાર કર્યો. પણ હિંસાની વચ્ચે પડેલા આપણે હિંસા કરતાં છતાં પૂજા અહિંસાની જ કરીએ, ને તેથી જ દેહધારીની હિંસામય સ્થિતિમાંથી મોક્ષની રોજ તીવ્ર થતી જતી ઇચ્છા સંઘરીએ. તેથી જ રાયચંદભાઈએ ગાયું:

જે પદ શ્રીસર્વજ્ઞે દીઠું ધ્યાનમાં;
કહી શક્યા નહિ તે પદ શ્રીભગવાન જો.

અહિંસાનું ધ્યાન ધરતાં ધરતાં જેની અહિંસાવૃત્તિ એટલી બધી વધી જાય છે કે તેનો દેહનો મોહ ઊતરે છે. એટલે તે દેહ જતાં બીજો દેહ ધારણ કરતો નથી, પણ આ દેહે તો દેહ ટકવા પૂરતી હિંસા તેને ભાગે રહેલી જ છે. દેહનો એ ધર્મ છે તેને દેહ કેમ છોડે?

તા. ૪-૧૧-’૨૮

# ૧૦

# આધ્યાત્મિક ગૂંચો

વિદ્યાપીઠના એક સ્નાતક લખે છે:

"આપણાં હિંદુ ધર્મશાસ્ત્રોમાં રેશમને પવિત્ર ગણવાનો શો ઉદ્દેશ હશે તે સમજી શકાતું નથી. રેશમને કીડાઓ મારીને બનાવવામાં આવે છે અને તેમાં ઘણી હિંસા રહેલી છે તે સઘળું આપણે જાણીએ છીએ, છતાં સ્નાન કરીને સેવામાં બેસતી વખતે બ્રાહ્મણો રેશમી વસ્ત્ર પહેરીને બેસે છે અને પ્રભુભક્તિ કરે છે. તેની અંદર શું આશય રહેલો છે તે સમજી શકાતું નથી. વળી બ્રાહ્મણ, વાણિયા વગેરે કહેવાતી ઉચ્ચ કોમો જ્યારે ન્યાતમાં કંઈ જમણવાર હોય છે ત્યારે પવિત્રતાની ખાતર રેશમી વસ્ત્ર પહેરે છે. તેમાં શો આશય હશે?

"વળી જૈનધર્મીઓ જેઓ પોતાને ચુસ્ત અહિંસાવાદી તરીકે ઓળખાવે છે, છતાં કેટલાક સેવા કરતી વખતે દેરાસરમાં રેશમી વસ્ત્ર પહેરીને જાય છે, ત્યાં આગળ અહિંસાનો તેમનો સિદ્ધાન્ત ક્યાં જતો રહ્યો?

"ઋષિમુનિઓ પ્રાચીન કાળમાં આસન તરીકે વ્યાઘ્રચર્મ વાપરતા હતા તેમાં હિંસા રહેલી નથી?"

અહિંસાની દૃષ્ટિએ રેશમનો અને વ્યાઘ્રચર્મનો ત્યાગ થવો જોઈએ, એ વિષે મને શંકા નથી. અને એ જ દૃષ્ટિએ

મોતી અને એવી બીજી ઘણી વસ્તુઓનો પણ ત્યાગ થવો જોઈએ. જે યુગમાં રેશમ અને વાઘામ્બર પહેરવાનો રિવાજ પડ્યો, તે યુગમાં અહિંસાધર્મને લોકો માનતા હતા, છતાં આવી વસ્તુઓ વાપરતા હતા એમ ભાસે છે. કેમકે, તે વખતે તેમણે વાઘના ચામડાનો અને રેશમનો ઉપયોગ જોયો અને આવશ્યકતા માની, તેથી અહિંસાધર્મને માનનારા હોવા છતાં તેમણે બન્ને વસ્તુઓ વાપરી. અહિંસાને માનતા છતાં પૂર્વજો યજ્ઞને નામે પશુઓને હોમતા, અને આજ પણ કેટલાક હોમે છે એમ આપણે જોઈએ છીએ. પશુઓને હોમનારા શાસ્ત્રનો આધાર ટાંકીને કહે છે કે યજ્ઞાર્થે થયેલી હિંસા એ હિંસા નથી. તે જ રીતે, આપણે બીજા જેઓ કેવળ વનસ્પતિ ઇત્યાદિ નિરામિષાહાર જ કરીએ છીએ, તેઓ વનસ્પતિ ઇત્યાદિમાં જીવ હોવા છતાં તેનો નાશ કરીએ છીએ, અને આપણી અહિંસાને કશો બાધ નથી આવતો એમ માનીએ છીએ.

આ બધાંમાંથી આપણને સાર એ મળે છે કે, દેહધારી સર્વાંશે હિંસામાંથી મુક્ત રહી શકતો નથી. માત્ર હવા અને પાણી ઉપર રહેનાર પણ થોડીઘણી હિંસા તો કરે જ છે. તેથી આપણે એવો નિયમ ઘટાવી શકીએ કે, જેના ઉપયોગમાં જરાયે હિંસા રહેલી છે તેનો જેટલે અંશે શક્ય હોય તેટલે અંશે ત્યાગ કરીએ. એવો ત્યાગ કરતાં છતાં ત્યાગ ન કરનારની નિંદા ન કરીએ અને તેના પ્રત્યે ઉદારભાવ રાખીએ.

પણ જોકે ઉપર પ્રમાણે ખાવા પહેરવામાં અત્યંત સાદાઈની આવશ્યકતા છે, અને મનુષ્યપ્રાણીથી ઊતરતા જીવોને બચાવી લેવાનો આપણો ધર્મ છે, એમ છતાં આપણે

સમજવું જોઈએ કે, એ સંયમમાં પળાતી અહિંસા યત્કિંચિત્ જ છે, તેમાં સર્વસ્વ નથી. આપણે રોજ જોઈએ છીએ કે, આવા પ્રકારની અહિંસા અતિશય સૂક્ષ્મતાથી પાળનાર મનુષ્ય બહુ હિંસક હોઈ શકે છે, અને તેનામાં અહિંસાની લાગણી તો જરાયે ન હોય. વારસામાં ચાલતી આવેલી રૂઢિને વશ થઈને આપણે અમુક વસ્તુઓનો ઉપયોગ ખાવા પહેરવામાં ન કરીએ, તેથી આપણે તે તે વસ્તુઓ પરત્વે પણ અહિંસક છીએ એવો દાવો ન કરી શકીએ. રૂઢિ કે આવશ્યકતાને લીધે પળાયેલી અહિંસામાં ભૌતિક પરિણામો ભલે આવો, પણ અહિંસા પોતે એક ઊંચા પ્રકારની ભાવના છે, અને તેનું આરોપણ તો તે જ મનુષ્યને વિષે કરી શકાય કે જેનું મન અહિંસક છે અને જે પ્રાણીમાત્ર પ્રત્યે કરુણાથી, પ્રેમથી ઊભરાઈ જાય છે. પોતે કોઈ દિવસે માંસાહાર કર્યો નથી તેથી તે આજે પણ નથી કરતો, પણ ક્ષણે ક્ષણે ક્રોધ કરે છે, બીજાઓને લૂંટે છે, લૂંટવામાં નીતિઅનીતિનો ખ્યાલ નથી કરતો, જેને લૂંટે છે તેના સુખ દુઃખને વિષે બેફિકર છે, તે માણસ કોઈ પ્રકારે અહિંસક માનવા લાયક નથી, પણ તે ઘોર હિંસા કરનાર છે એમ કહેવું જોઈએ. એથી ઉલટો વંશપરંપરાથી ચાલતી આવેલી રૂઢિને વશ થઈને માંસાહાર કરનાર મનુષ્ય, જે પ્રેમથી ઊભરાઈ જાય છે, રાગદ્વેષાદિથી રહિત છે, બધાની પ્રત્યે સમભાવ રાખે છે, એ અહિંસક છે અને પૂજવા યોગ્ય છે. અહિંસાનો ખ્યાલ કરતાં આપણે હમેશાં માત્ર ખાનપાનાદિનો જ વિચાર કરીએ છીએ. એ અહિંસા ન કહેવાય, એ તો મૂર્છા છે. જે મોક્ષદાયી છે, જે પરમધર્મ છે, જેના સાન્નિધ્યમાં હિંસક પ્રાણીઓ પોતાની હિંસાને છોડે છે,

દુશ્મન વેરભાવનો ત્યાગ કરે છે, કઠોર હૃદય પીગળી જાય છે, તે અહિંસા કોઈ અલૌકિક શક્તિ છે, ને તે બહુ પ્રયત્ને, બહુ તપશ્ચર્યાને લીધે કોઈને જ વરે છે.

*　　*　　*　　*

સ્નાતકે બીજા કેટલાક પ્રશ્નો પૂછ્યા છે, તેમના ઉત્તર આપવાની આવશ્યકતા મને નથી લાગતી. તે પ્રશ્નો પૂર્વજન્મ ને પુનર્જન્મ વિષે તથા દૈવ વિષે છે. આ પ્રશ્નો અનાદિકાળથી ચાલ્યા આવે છે. સ્નાતકને મારી સલાહ છે કે, એવા પ્રશ્નોના ઉકેલને સારુ તેમણે ધીરજ રાખવી. હું જે કંઈ ઉત્તર આપું તેના પ્રત્યુત્તરમાં દસ કોરડા બીજા રજૂ કરી શકાય, અને એમ બુદ્ધિબળનો ચિચોડો ચાલ્યાં જ કરે. ધોરી માર્ગ એ છે કે આપણે સહુ આપણી આગળ પડેલા કર્તવ્યમાં મચ્યા રહીએ, ને આપણી આધ્યાત્મિક ગૂંચોને સારુ ધીરજ ને આશા રાખીએ કે તેનો ઉકેલ ઈશ્વર કરી દેશે. પાપ અને પુણ્યની પ્રતીતિ આપણને થાય છે, ને પુણ્ય કરવાં ને પાપ તજવાં એવો પ્રાચીન કાળથી ચાલતો આવેલો ધર્મ છે. આટલેથી આપણે સંતુષ્ટ રહેવાની આવશ્યકતા છે. દૈવ અને પુરુષાર્થનું દ્વંદ્વ ચાલ્યાં કરે છે. સારું કરવામાં આપણે પુરુષાર્થ તરફ ઢળીએ. ગીતાએ સુગમ માર્ગ સૂચવી દીધો છે. ફળેચ્છા છોડીને કર્તવ્ય કરવું.

તા. ૧૫-૯-'૨૮

## ૧૧

# રેશમમાં અહિંસા

એક ભાઈ પૂછે છે: રેશમી કાપડ પેદા કરવામાં કેટલાયે રેશમના કીડાનો નાશ થાય છે. શું અહિંસાવાદી ભાઈબહેન તે વાપરી શકે? જો ન વાપરી શકે તો ગુજરાત ખાદીપ્રચારક મંડળ રેશમી કાપડનો પ્રચાર ન જ કરી શકે ના?

અહીં અહિંસાવાદીનો અર્થ જાણવાની જરૂર છે. જો અહિંસાવાદીની અહિંસા મહાસભાની પ્રવૃત્તિ પૂરતી હોય તો તેને રેશમ વાપરવામાં કશો દોષ નથી, કેમકે તેની અહિંસાની પ્રતિજ્ઞા કેવળ અસહકાર પૂરતી છે. પણ જે સંપૂર્ણ અહિંસાવાદી છે તે તો જેટલી હિંસામાંથી બચે તેટલું ઓછું જ છે. જ્યાં દશ્ય જગત હિંસાથી જ ભરેલું છે ને પદે પદે હિંસા જ નજરે આવે છે, ત્યાં શુદ્ધ અહિંસાચારીનું જીવન તો સંયમમય જ હોય. તે તો જેટલો ત્યાગ શક્ય હોય તે બધો કરે અને યાદ રાખે કે મૂળ ત્યાગ તો પોતાના કામક્રોધાદિનો કરવો રહ્યો છે. એક શબ્દબાણમાં જેટલી હિંસા રહેલી હોય

તેટલી રેશમના ઉપયોગમાં ન હોય એ સંભવે. ઉપરના જેવા ઝીણા પ્રશ્નો તો માત્ર તે જ પૂછે કે જેણે પોતાની બધી ઇન્દ્રિયોનો સંયમ કરવાનો નિશ્ચય કર્યો હોય ને જેણે તેમાં કંઈક અંશે જય મેળવ્યો હોય. પહેરવેશ કે આહારનો બાહ્ય સંયમ તે આંતર સંયમની નિશાની હોય તો જ દીપે, નહિ તો મિથ્યા હોવાનો સંભવ છે. આ મારો અભિપ્રાય ખરો હોય તો ગુજરાત ખાદીપ્રચારક મંડળ રેશમ વેચે તેમાં હિંસાદોષ ન જ હોય. અસહકારની દૃષ્ટિએ વિચારતાં રેશમ વેચવાનો આપણને અવકાશ જ ન હોય, એટલે મહાસભાના કોઈ પણ વિભાગમાં રેશમ વેચાતું હોય તો તેનો બચાવ ખાદીપ્રચાર સારુ છે એમ કદાચ થઈ શકે. હું તો એવું માનતો જ નથી કે ખાદીપ્રચારને સારુ રેશમ વેચવાની જરૂર હોય. ખાદીને શણગારવા સારુ રેશમની કોર વગેરે વપરાય એ સમજી ને સહી શકાય.

તા. ૨૦-૪-'૨૪

૧૨

# અહિંસા કોને કહેવી?

વિદ્યાપીઠમાં કેટલાંક અઠવાડિયાં થયાં હું દર શનિવારે વિદ્યાર્થીઓને એક કલાક આપી ઘણાં વર્ષોના ચડેલા ઋણના વ્યાજનો કંઈક હિસ્સો ભરું છું. તેમાં પહેલો કાર્યક્રમ અધ્યાપકોએ કે વિદ્યાર્થીઓએ પ્રશ્નો પૂછવાનો હતો. તે પ્રશ્નોને પહોંચી ન વળ્યો તેટલામાં કંઈક પુસ્તક વાંચવાની મારી પાસે માગણી થઈ ને ગયે અઠવાડિયેથી 'હિંદસ્વરાજ' વાંચવાનો આરંભ થયો. મને પહોંચેલા પ્રશ્નોમાંથી કેટલાક અગત્યના હોવાથી તેવા પ્રશ્નો મેં તારવી લીધા છે, અને તેના ઉત્તર 'નવજીવન'માં આપવાનો ઇરાદો રાખ્યો છે. એ પ્રશ્નો એવા છે કે વિદ્યાર્થીઓ ઉપરાંત બીજા વર્ગને પણ ઉપયોગી છે. તેમાંનો એક પ્રશ્ન નીચે પ્રમાણે છે:

"અહિંસા વિષેની ચર્ચા આવી કે તરત જ કેટલાક લોકો કૂતરાં, વાઘ, વરુ, સાપ, વીંછી, જૂ, માંકણ વગેરેને મારવા ન મારવાની અથવા બટાટા રીંગણાં ખાવા ન ખાવાની વાત છેડે છે.

"નહિ તો, ફોજ રખાય કે નહિ, સરકાર સામે સશસ્ત્ર બંડ કરાય કે નહિ એના શાસ્ત્રાર્થમાં ઊતરે છે. કેળવણીમાં અહિંસાને

લીધે કેવી દૃષ્ટિ કેળવાવી જોઈએ એ વાત તો કોઈ વિચારતું જ નથી કે પૂછતું નથી. એને વિષે વિસ્તારપૂર્વક કંઈ કહેશો ?"

આ પ્રશ્ન નવો નથી. મેં એને 'નવજીવન'માં ઘણી વેળા, એ જ નહિ તો બીજે રૂપે ચર્ચ્યો છે. પણ હું જોઉં છું કે એમ છતાં તેનો નિકાલ નથી થયો. નિકાલ કરવો મારા ગજાઉપરવટ છે. તેના નિકાલમાં યત્કિંચિત્ ફાળો હું ભરી શકું તો મને કૃતાર્થ થયેલો માનું.

પ્રશ્નનો પહેલો ભાગ આપણી સંકુચિત દૃષ્ટિનો સૂચક છે. મનુષ્યેતર હિંસક પ્રાણીઓને મારવા ન મારવાના વમળમાં પડીને આપણી બધાની સામે રોજનો રહેલો ધર્મ આપણે ભૂલી જવા લાગતા જણાઈએ છીએ. સર્પાદિને મારવાના પ્રસંગ સૌને પેદા નથી થતા. તેમને ન મારવા પૂરતી હિમ્મત કે દયા આપણે મેળવી નથી. આપણામાં રહેલા ક્રોધાદિ સર્પોને આપણે દયાથી, પ્રેમથી જીત્યા નથી, છતાં આપણે સર્પાદિની હિંસાની વાતને છેડી ઉભયભ્રષ્ટ થઈએ છીએ. ક્રોધાદિને જીતતા નથી ને સર્પાદિને ન હણવાની શક્તિથી વંચિત રહી આત્મવંચના કરીએ છીએ. અહિંસાધર્મને પાળવા ઇચ્છનારાએ સર્પાદિને ભૂલી જવાની આવશ્યકતા છે. તેમને મારવામાંથી હાલ ન છૂટી શકે તો તેને વિષે દુઃખ ન માનતાં, સાર્વભૌમ પ્રેમ કેળવવાના પ્રથમ પગથિયા રૂપે મનુષ્યોના ક્રોધદ્વેષાદિને સહન કરી તેને જીતવાનો પ્રયત્ન કરે.

બટાટા અને રીંગણાં ન ખાવાં હોય તે ન ખાય. પણ તે ન ખાવામાં મહાપુણ્ય છે, અથવા તેમાં અહિંસાનું પાલન છે, એવી વાત સરખીયે કરતાં આપણે લજ્જિત થઈએ. અહિંસા ખાદ્યાખાદ્યના વિષયથી પર છે. સંયમની આવશ્યકતા

## ૧૩

# અહિંસા વિ૦ દયા

નીચેનો કાગળ બહુ મુદતથી મારી પાસે પડયો હતો. અવકાશે તેનો ઉત્તર આપવા ધાર્યું હતું, તે આજે થોડે અંશે સ્ટીમરમાં મળી છે. કાગળને ટૂંકાવ્યો છે, ને તે આ પ્રમાણે છે:

"આપ દયા અને અનુકંપાના ઊભરાથી જ્યારે કાર્ય કરવા પ્રેરાઓ છો અને કરો છો, ત્યારે દયાની જગ્યાએ ઘણી વેળાએ અહિંસા શબ્દનો પ્રયોગ કરો છો. તેથી ગેરસમજ ઉત્પન્ન થવા સંભવ છે અને થાય છે. વળી એટલું પણ કહેવું જોઈએ કે માની લીધેલી દયા ખોટી પણ હોય.

"આપનો અહિંસા વિષેનો વિચાર ઘણી વેળા અર્થશાસ્ત્રને અવલંબીને જ હોય છે, ત્યારે અર્થશાસ્ત્ર અને અહિંસા બેય પરસ્પર અસંગત અને વિરોધી તત્ત્વ લાગે છે. કારણ અહિંસા આત્મામાંથી ઊપજતો એક ભાવ છે, અને તે સક્રિય નથી. પણ દયા અને અનુકંપા એ વ્યવહારમાંથી ઊપજતો એક ભાવ છે; અને તે સક્રિય છે. પણ તે અહિંસા નથી. દયાનો અહિંસાને સ્થાને અને અહિંસાનો દયાને સ્થાને ઉપયોગ થતાં અહિંસાના ખરા અર્થનું ઉલ્લંઘન થાય છે. તેથી દયા અને અહિંસા વચ્ચે રહેલો તફાવત વિચારી જોવા જેવો છે.

તે હિંસા કરતો છતાં અહિંસક છે. ક્રિયા વિનાની અહિંસા આકાશપુષ્પવત્ છે. ક્રિયા હાથપગે જ નથી થતી. હાથપગ કરતાં મન બહુ વધારે કાર્ય કરે છે. વિચારમાત્ર ક્રિયા છે. વિચારશૂન્ય અહિંસા હોઈ જ ન શકે. શરીરધારી મનુષ્યને સારુ જ અહિંસાધર્મ કલ્પાયો છે.

સર્વભક્ષી જ્યારે દયાથી પ્રેરાઈ ભક્ષ્ય પદાર્થોની મર્યાદા બાંધે છે ત્યારે તેટલે અંશે તે અહિંસાધર્મ પાળે છે. એથી ઊલટો રૂઢિવશ વર્તી જે માંસાદિ નથી ખાતો તે સારું કરે છે, પણ તેનામાં અહિંસા છે જ એમ ન કહેવાય. જ્યાં અહિંસા છે ત્યાં જ્ઞાનપૂર્વક દયા હોવી જ જોઈએ.

જો અહિંસાધર્મ ખરો જ હોય તો વ્યવહારમાં બધી રીતે આચરવાનો આગ્રહ ભૂલ નથી, પણ કર્તવ્ય છે. વ્યવહાર અને ધર્મની વચ્ચે વિરોધ ન હોવો જોઈએ. ધર્મનો વિરોધી વ્યવહાર ત્યાજ્ય છે. સર્વ કાળે, સર્વ સ્થળે, સંપૂર્ણ અહિંસા સંભવતી નથી એમ કહીને અહિંસાને કોરે મૂકવી એ હિંસા છે, મોહ છે અને અજ્ઞાન છે. આપણું આચરણ નિત્ય અહિંસાને અનુસરે એમ કરવામાં પુરુષાર્થ છે. એ જ પુરુષાર્થ છે. એમ આચરતો મનુષ્ય છેવટે પરમપદ મેળવશે, કેમકે તે સંપૂર્ણતાએ અહિંસા પાળવા યોગ્ય બનશે. બાકી દેહધારીને વિષે સંપૂર્ણ અહિંસા તો બીજરૂપે જ રહેશે. દેહધારણના મૂળમાં હિંસા રહેલી છે, ને તેથી જ દેહધારીને પાળવાના ધર્મનો સૂચક શબ્દ નકારવાચક અહિંસા નીકળ્યો.

તા. ૩૧-૩-'૨૯

તે હિંસા કરતો છતાં અહિંસક છે. ક્રિયા વિનાની અહિંસા આકાશપુષ્પવત્ છે. ક્રિયા હાથપગે જ નથી થતી. હાથપગ કરતાં મન બહુ વધારે કાર્ય કરે છે. વિચારમાત્ર ક્રિયા છે. વિચારશૂન્ય અહિંસા હોઈ જ ન શકે. શરીરધારી મનુષ્યને સારુ જ અહિંસાધર્મ કલ્પાયો છે.

સર્વભક્ષી જ્યારે દયાથી પ્રેરાઈ ભક્ષ્ય પદાર્થોની મર્યાદા બાંધે છે ત્યારે તેટલે અંશે તે અહિંસાધર્મ પાળે છે. એથી ઊલટો રૂઢિવશ વર્તી જે માંસાદિ નથી ખાતો તે સારું કરે છે, પણ તેનામાં અહિંસા છે જ એમ ન કહેવાય. જ્યા અહિંસા છે ત્યાં જ્ઞાનપૂર્વક દયા હોવી જ જોઈએ.

જો અહિંસાધર્મ ખરો જ હોય તો વ્યવહારમાં બધી રીતે આચરવાનો આગ્રહ ભૂલ નથી, પણ કર્તવ્ય છે. વ્યવહાર અને ધર્મની વચ્ચે વિરોધ ન હોવો જોઈએ. ધર્મનો વિરોધી વ્યવહાર ત્યાજ્ય છે. સર્વ કાળે, સર્વ સ્થળે, સંપૂર્ણ અહિંસા સંભવતી નથી એમ કહીને અહિંસાને કોરે મૂકવી એ હિંસા છે, મોહ છે અને અજ્ઞાન છે. આપણું આચરણ નિત્ય અહિંસાને અનુસરે એમ કરવામાં પુરુષાર્થ છે. એ જ પુરુષાર્થ છે. એમ આચરતો મનુષ્ય છેવટે પરમપદ મેળવશે, કેમકે તે સંપૂર્ણતાએ અહિંસા પાળવા યોગ્ય બનશે. બાકી દેહધારીને વિષે સંપૂર્ણ અહિંસા તો બીજરૂપે જ રહેશે. દેહધારણના મૂળમાં હિંસા રહેલી છે, ને તેથી જ દેહધારીને પાળવાના ધર્મનો સૂચક શબ્દ નકારવાચક અહિંસા નીકળ્યો.

તા. ૩૧–૩–'૨૯

# ૧૪

# કિં ધર્મ?

શ્રી. વાલજી દેસાઈને એક મિત્રે નીચે પ્રમાણે કાગળ લખ્યો છે:

"વિશેષ, આપ જૈન સિદ્ધાંતો અને આચારનિરૂપણ વગેરેના અભ્યાસી છો તેથી ગાંધીજીને નહિ લખતાં આપને જ લખું છું.

"૧. રાંધ્યા વિનાનો કાચો ખોરાક સજીવ છે, અને તેથી તેમાં ક્રિયાવિક્રિયા ચાલુ રહે છે તે આપ માનો છો?

"૨. અહિંસાદૃષ્ટિએ કાચો ખોરાક (વનપક) ઇષ્ટ છે!

"૩. ચોવીસ કલાક પલાળેલ અને પછી ચાર કલાક પાણીમાં ભીંજવી કોંટા ફૂટેલ તે લીલી વનસ્પતિ તુલ્ય જ સજીવ લેખાય, અને વળી જૈનમત પ્રમાણે તે વાસી ગણાય, એટલે અહિંસાની દૃષ્ટિએ વર્જ્ય નથી?

"૪. કાચા ખોરાકથી બ્રહ્મચર્ય વધારે જળવાય અને રાંધેલાથી ઓછું જળવાય તેના માટે હાલના શરીરશાસ્ત્રીઓનો શો મત છે?

"૫. મદ્ય શરીર નીરોગી હોય ત્યારે ત્યાજ્ય ન ગણાય? મદ્યના પ્રચારથી પારાવાર હિંસા નથી?

"૬. પ્રભુ ઋષભદેવ સ્વામીએ અગ્નિથી પકવવાની મહાન શોધ કરી જગત ઉપર ઉપકાર કર્યો એમ કહેવામાં આવે છે તે શું?

"ગાંધીજીના છેલ્લા 'વનપક વિ૦ રાંધેલું' એ લેખ પછી કેટલાક વિચારો ઊઠે છે. વળી ગાંધીજી તેમાં અહિંસા, બ્રહ્મચર્ય અને સંયમ વગેરેની બાબતો આગળ ધરે છે. મને તો લાગે છે કે, ગાંધીજીએ અત્યારના સ્વરાજ્યસૈનિક માટેનો યોગ્ય ખોરાક પસંદ કરવામાં શરીરરક્ષાના પ્રશ્નને જ લક્ષમાં લેવાનો હતો. તેને બદલે ગાંધીજીએ ધર્માચારને સ્થાન આપ્યું છે.

"આશા છે કે આપ આ બાબતમાં અહિંસાની દૃષ્ટિએ વિચાર કરશો, અને ગાંધીજી સાથે પણ તક લઈ શાંત ચર્ચા કરી લેશો અને 'નવજીવન' દ્વારાયે અને તેમ ન બને તો પત્ર દ્વારાયે મને જણાવશો તો આભારી થઈશ."

ગીતાજીનો એક શ્લોક છે તેનો ભાવાર્થ આ છે: કર્મ શું છે એ વિચારતાં જ્ઞાનીઓ પણ થાકી ગયા છે. અહીં કર્મનો અર્થ ધર્મ કરીએ તો ચાલે. મારી દૃષ્ટિએ ધર્મ એટલે નીતિ છે. નીતિથી વિરુદ્ધ અથવા તેથી પર એવો ધર્મ હું જાણતો નથી. નીતિપાલનની પરાકાષ્ઠા એ ધર્મ. અને નીતિ એટલે સત્ય અને અહિંસા. સત્ય સાધ્ય, અહિંસા સાધન. પણ આવી વસ્તુઓમાં સાધ્ય અને સાધન એક જ છે. એટલે જ મેં કહ્યું છે કે એ સત્ય અને અહિંસા એક જ સિક્કાનાં બે પાસાં છે.

પણ હિંસા કોને કહેવી, અહિંસા કોને કહેવી એ નિશ્ચયપૂર્વક હમેશાં કહી શકાતું નથી. કહેવું સહેલું હોત તો અહિંસામાં કંઈ કિમ્મત પણ ન હોત. એ રમણીય ક્ષેત્ર છે; કેમકે તેનો છેડો નથી ને તેની શોધ કરતાં અસંખ્ય જીવો

થાક્યા છે, બીજા અસંખ્યે પોતાના પ્રાણની આહુતિ આપી છે. તેથી તેનો સદા જય છે.

પણ એ ક્ષેત્ર આવું વિશાળ હોઈ તેમાં માથું મારનાર ભુલાવામાંયે પડ્યા છે. આ નિરાશાનું કારણ નથી, પણ વિશેષ પ્રયત્નનું કારણ છે.

જૈન ભાઈઓ અહિંસાને પોતાનો ઇજારો માને છે, તેથી જ્યારે જ્યારે હું તેમણે માનેલી અહિંસાની મર્યાદા બહાર જતો દેખાઉં છું, ને તે છતાં તેમાં અહિંસાનું આરોપણ કરું છું, ત્યારે કોઈ મૂંઝાય છે, કોઈ ખિજાય છે, કોઈ મારી દયા ખાય છે. મારે આ ત્રણે વર્ગને કહેવું જોઈએ કે, જો તેઓ ધીરજ રાખશે તો અહિંસાના કોકડાનો થોડોક ઉકેલ થઈ શકશે.

હું શોધક છું, સાધક છું, સિદ્ધ નથી; તેથી ભૂલ અને ક્ષમાને પાત્ર છું. આ શોધ અને વિચારની આપલેના યુગમાં હું મારા વિચારો પ્રગટ કરું તો તેથી કોઈને હાનિ નહિ પહોંચે. મારી ભૂલ હશે તો હું સુધારીશ. મારી માન્યતામાં તથ્ય હશે તો જિજ્ઞાસુ લાભ મેળવશે.

હવે વિષય ઉપર આવું.

મારો નમ્ર અભિપ્રાય છે કે ખોરાકને વિષે જે પ્રચલિત જૈન માન્યતા છે તેમાં ભૂલ હોવાનો સંભવ છે. વનસ્પતિને મારીને ખાવામાં મને તો અહિંસાની દૃષ્ટિએ દોષ લાગે છે. જે વસ્તુ ખાદ્ય છે એ જેવી ઝાડ ઉપરથી ઊતરી તેવી જ ખાઈ શકાતી હોય તો ઓછામાં ઓછી હિંસા થાય છે. સંગ્રહમાત્ર હિંસામય છે. અગ્નિસ્પર્શ થતાં ઘોર હિંસા થાય છે. અગ્નિ પ્રગટાવવામાંયે હિંસા રહેલી છે. પછી તે અગ્નિમાં લીલી કે

સૂકી વસ્તુને હોમવી એ વિશેષ હિંસા છે. આ વાત મને તો સ્વયંસિદ્ધ લાગે છે.

વનસ્પતિને અગ્નિસ્પર્શ કરાવ્યા વિના અથવા સૂકવ્યા વિના ખાવામાં તેટલી ક્રિયા ઓછી થાય છે. અનાવશ્યક ક્રિયામાત્ર હિંસાદોષથી ખરડાયેલી છે. જે મનુષ્ય વનસ્પતિને સૂકવીપકવીને ખાય છે તે પૂર્વદોષથી મુક્ત તો થતો જ નથી. પોતાના શરીરની બહાર વનસ્પતિને રાખીને તેને મારે ને પછી ખાય તેથી મારવાના દોષમાંથી મુક્તિ નથી મળતી. કોંટા ફોડવાથી અનાજ વાસી નથી થતું, કોંટા ફૂટયા પહેલાંનું અનાજ નિર્જીવ નથી. એટલે કોંટા ફોડવામાં હું કશો દોષ નથી જાતો.

અગ્નિથી પકવેલી વનસ્પતિની અસર શરીર ઉપર શી થાય છે એ નોખો ને વિચારવા યોગ્ય પ્રશ્ન છે. મારો અનુભવ ને જેમણે પ્રયોગો કર્યા છે તેમનો અનુભવ એમ સૂચવે છે કે, વનપક તાજી વનસ્પતિથી શરીરને જે શાંતિ મળે છે તેટલી શાંતિ કદી અગ્નિમાં પકવેલી વસ્તુથી નથી મળતી. અગ્નિથી પકવેલી વસ્તુમાં માદકતા પેદા થાય છે તેથી તે વહેલા વિકારો પેદા કરે છે.

મારો પૂર્વનો ચાર વર્ષનો અનુભવ એવો છે કે, જે શારીરિક વિકારરહિતતા મારામાં વનપક વનસ્પતિ ખાવાથી આવી હતી તે હું રાંધેલું ખાવા લાગ્યો ત્યારે ખોઈ બેઠો. એ જ નિર્વિકારતા પાછો હું અત્યારે મેળવી રહ્યો છું. દાક્તરોના આવા અનુભવો મારી પાસે પડ્યા છે. પણ તે આપી આ લેખને લંબાવવા નથી માગતો. કોઈને તે સાહિત્ય વાંચવું હશે તો તે તે ગ્રંથોનાં નામ હું આપીશ.

મધને વિષે મારી પાસે બચાવ નથી. મધ ન ખવાય તો સારું એમ હું માનું છું. આરોગ્યવાનને મધ ખાવાની હું ભલામણ કરતો નથી. એનો ત્યાગ મેં નહોતો કર્યો એટલે જ્યારે મને યરોડામાં દાકતરે ખાસ ભલામણ કરી ત્યારે ખાવાનું શરૂ કર્યું, ને હજુ લઉં છું. પણ આ પ્રયોગના અંતમાં તો મધ છોડવાની હું આશા રાખી બેઠો છું. એની માત્રા તો ઓછી કરી જ છે. ખાંડસાકર કરતાં મધને હું નિર્દોષ માનું છું. શારીરિક દૃષ્ટિએ સાકરખાંડ કરતાં મધ વધારે સારું છે આવો દાકતરવૈદ્યનો અભિપ્રાય છે. પણ આ પ્રયોગ સફળ થાય તો મધ જે આપે છે તે પ્રયોગમાં લેવાતી વસ્તુમાંથી સહેજે મળી રહે છે. સુધરેલી રીતે મધ કાઢવાથી એક પણ માખીને ઇજા નથી પહોંચતી. પણ મધ ખાવામાં આ બચાવ નથી.

આરોગ્ય, અહિંસા અને અર્થની વચ્ચે હું ભેદ નથી કરતો. જે આરોગ્યવર્ધક છે તે અહિંસાનું પોષક હોવું જોઈએ, અર્થનું વિરોધી ન હોવું જોઈએ. અહીં શુદ્ધ અને સાચા આરોગ્યની વાત છે. આ કંગાળ મુલકમાં જ્યાં સમાજ અસ્તવ્યસ્ત થઈ ગયેલ છે, કરોડો ભૂખે મરી રહ્યા છે, ત્યાં અર્થનો પ્રશ્ન વિકટ છે. પણ આ પ્રયોગની સફળતાના અંગમાં એ તો રહ્યું જ છે કે, કંગાળને સારુ પણ તે સાધ્ય હોય. પણ આ દૂરની વાત રહી છે.

હું પોતે કેવળ શરીરનો વિચાર કરીને આ પ્રયોગ ન કરી શકું. જે હું ધર્મવિરુદ્ધ માનું તે કરીને નથી જીવવા માગતો, નથી સ્વરાજ્ય મેળવવા માગતો. ધર્મ અને અર્થ, સત્ય અને સ્વરાજ્ય, સ્વરાજ્ય અને સર્વરાજ્ય, [illegible]

અને સર્વહિતનો મેળ મેળવવામાં હું પુરુષાર્થ માનું છું. તે જ મોક્ષમાર્ગ છે, તેમાં જ મને રસ છે. એ રસ જેને લૂંટવો હોય તે લૂંટે. એથી કોઈ ભિન્ન દૃષ્ટિથી મારી એકે ક્રિયા નથી ચાલતી.

ઋષભદેવ સ્વામીની શોધ વિષે મને ખબર નથી.

તા. ૨૧–૭–'૨૯

૧

# જીવદયા એટલે?

ગયા જૈન કૉન્વેન્શનમાં ગાંધીજીએ આપેલા ભાષણનો અગત્યનો ભાગ નીચે આપવામાં આવે છે:

'હિંદની સેવામાં જૈન કઈ રીતે ભાગ લઈ શકે' એ મારે બતાવવું એમ પ્રમુખે મને સૂચવ્યું છે. તો હું કહું છું કે, આપણે સૌ પોતપોતાની દૃષ્ટિએ પોતપોતાનો ધર્મ સંપૂર્ણ પાળીએ, તો જરૂર હિંદની સેવા થશે. પણ તે સામાન્ય વાત નથી. ધર્મ કોને કહીએ?

ધર્મના બે ભાગ છે. પહેલો તો બધા ધર્મોને સામાન્ય એવા નિયમો છે, અને બીજો ભાગ તે સર્વસામાન્ય સિદ્ધાન્તોને ખીલવવા માટે આચારો મૂકવામાં આવ્યા છે તે અને તેને અંગે વિચારો ઘડવામાં આવ્યા છે તે. મુસલમાનને માટે એક વાત ખાસ માન્ય કહેવાતી હોય તે હિંદુને ગમતી ન હોય. છતાં આપણે માટે અને તેમને માટે જે સર્વમાન્ય સિદ્ધાન્તો છે તેનું તો બંનેએ પાલન કરવું જોઈએ. આથી આપણે આપણા ધર્મને શોભાવી શકીએ. જો તેમ ન કરીએ

તો પ્રત્યેક ધર્મની વિશેષતા બંધનરૂપ થઈ પડે છે, અને એવી વિશેષતા સશાસ્ત્ર હોય તોયે કાં તો શાસ્ત્ર ખોટું હોય યા તો તે શાસ્ત્રનો જે અર્થ કરતા હોઈએ તે આપણે બરાબર ન કર્યો હોય, અગર તો આપણે તે સમજતા ન હોઈએ.

આપણે આંધળા થઈ ધર્મને નામે ચોમેર ઝઘડા કરીએ છીએ. જૈનો પાસે ખૂબ પૈસા પડ્યા છે. સદુપયોગ તો તેનો થાય છે, પણ દુરુપયોગ પણ ઘણો થાય છે. ૧૯૧૫ની સાલમાં શ્વેતાંબરો દિગંબરોનો ઝઘડો મારે કાને આવ્યો. કેટલાક જૈનોને લાગ્યું કે હું નિષ્પક્ષપાત રહી શકીશ. વળી હું વકીલ રહેલો, અને મેં જૈન શાસ્ત્રોનો કંઈક અભ્યાસ કરેલો, અને જૈનો સાથેનો મારો પરિચય રહ્યો. ઝઘડામાં પંચ થવાની મેં હા પણ પાડેલી, પણ ત્યાર પછી કોઈ મારી પાસે આવેલ નથી. બંનેમાં દુરાગ્રહ આવી ગયો જણાય છે. શું પ્રિવિ કાઉન્સિલ બરાબર ન્યાય જ આપશે? ધર્મની વાતમાં તે ક્યાંથી ન્યાય આપી શકે? ધારો કે પૂરો ઇનસાફ કદાચ ત્યાંથી મળી શકે. તો સવાલ એ છે કે, તેવો ઇનસાફ ત્યાં ગયા વગર આપણને ન મળી શકે? છતાંય ધારો કે પંચથી આપણને ગેરઇનસાફ મળે તો? હું મારા ૨૦ વર્ષના વકીલાતના અનુભવ પરથી કહી શકું તેમ છું કે, હાઈકોર્ટ અને પ્રિવિ કાઉન્સિલમાં પણ મેં ગેરઇનસાફ જોયો છે. તેમણે ઇરાદાપૂર્વક અન્યાય કર્યો છે એમ નથી કહેવા માગતો. અદાલતમાં જઈએ છીએ ત્યારે જાણ્યેઅજાણ્યે પણ સાચું શું છે તે જ બંને પક્ષ કે પક્ષોના વકીલો તરફથી સમજાવવામાં નથી આવતું, પણ સહુ પોતપોતાનો કક્કો ખરો

કરાવવા ઇચ્છે છે. એથી અદાલતમાં સહેજે ગેરઇનસાફ થઈ જાય છે. આપણામાંથી કોઈને ન્યાય કરવા નીમીએ અને તે કદાચ ઇરાદાપૂર્વક ગેરઇનસાફ કરે તો? એવો પ્રશ્ન થાય તો પ્રિવિ કાઉન્સિલ નહોતી ત્યારે શું થતું હતું એમ પૂછી શકાય. અરસપરસના ઝઘડા આપણે ઘરમેળે યા આપણા પંચ મારફત નિકાલ મેળવી મિટાવી શકીએ એમ સૌ કોઈ ઇચ્છે છે.

એટલે હિંદની સેવા કરવામાં પ્રથમ તો પોતાનું આંગણું સાફ કરો, અને અહિંસા પાળો. અહિંસા એટલે જીવદયા. જીવદયા એટલે શું? માંકડ, કીડી કે કોઈ પણ જંતુને ન મારવાં—દુઃખ ન દેવું એ? એ યથાર્થ છે, પણ એટલામાં જ તેની પરિસમાપ્તિ નથી થતી. અને જીવદયા એટલી જ હોય તો તે અહિંસા નથી. માંકડનો સમાજ બચાવો કે નિભાવો તેમાં દયા જ છે એમ ન માનશો. ગોરક્ષાને નામે હિંદુજાતિ ગોભક્ષક થઈ પડી છે. અજ્ઞાન અને બીજાં કેટલાંક કારણે ગોરક્ષા કરવા જતાં ગોઘાતક થઈ જવાય છે. માંકડને ઉત્પન્ન કરવામાં આપણે નિમિત્ત થઈએ ને પછી તેને બચાવીએ તેમાં દયા નથી. માંકડની ઉત્પત્તિ તો આપણું પાપ સૂચવે છે. જ્યાં સંપૂર્ણ સ્વચ્છતા હોય ત્યાં માંકડો થાય નહિ. અંગ્રેજી ઘરોમાં માંકડો હોય નહિ, તેનું કારણ તેઓ માંકડને મારે છે એ નહિ, પણ માંકડ થવાના સંજોગો ઉત્પન્ન થવા નથી દેતા તે છે. આપણે અસ્વચ્છ રહી માંકડને ઉત્પન્ન કરીએ તો તેમાં જીવદયાનો અભાવ છે. આત્માનું ધ્યેય મોક્ષ પામવો એ છે. અને તે આ ભવે પામે તેમાં દેહાધ્યાસ જવો જોઈએ. હિંદમાં ભ્રમણ કરતાં જ્યાં ઊતરું ત્યાં ઘરોમાં મને

તો પ્રત્યેક ધર્મની વિશેષતા બંધનરૂપ થઈ પડે છે, અને એવી વિશેષતા સશાસ્ત્ર હોય તોયે કાં તો શાસ્ત્ર ખોટું હોય યા તો તે શાસ્ત્રનો જે અર્થ કરતા હોઈએ તે આપણે બરાબર ન કર્યો હોય, અગર તો આપણે તે સમજતા ન હોઈએ.

આપણે આંધળા થઈ ધર્મને નામે ચોમેર ઝઘડા કરીએ છીએ. જૈનો પાસે ખૂબ પૈસા પડ્યા છે. સદુપયોગ તો તેનો થાય છે, પણ દુરુપયોગ પણ ઘણો થાય છે. ૧૯૧૫ની સાલમાં શ્વેતાંબરો દિગંબરોનો ઝઘડો મારે કાને આવ્યો. કેટલાક જૈનોને લાગ્યું કે હું નિષ્પક્ષપાત રહી શકીશ. વળી હું વકીલ રહેલો, અને મેં જૈન શાસ્ત્રોનો કંઈક અભ્યાસ કરેલો, અને જૈનો સાથેનો મારો પરિચય રહ્યો. ઝઘડામાં પંચ થવાની મેં હા પણ પાડેલી, પણ ત્યાર પછી કોઈ મારી પાસે આવેલ નથી. બંનેમાં દુરાગ્રહ આવી ગયો જણાય છે. શું પ્રિવિ કાઉન્સિલ બરાબર ન્યાય જ આપશે? ધર્મની વાતમાં તે ક્યાંથી ન્યાય આપી શકે? ધારો કે પૂરો ઇનસાફ કદાચ ત્યાંથી મળી શકે. તો સવાલ એ છે કે, તેવો ઇનસાફ ત્યાં ગયા વગર આપણને ન મળી શકે? છતાંય ધારો કે પંચથી આપણને ગેરઇનસાફ મળે તો? હું મારા ૨૦ વર્ષના વકીલાતના અનુભવ પરથી કહી શકું તેમ છું કે, હાઈકોર્ટ અને પ્રિવિ કાઉન્સિલમાં પણ મેં ગેરઇનસાફ જોયો છે. તેમણે ઇરાદાપૂર્વક અન્યાય કર્યો છે એમ નથી કહેવા માગતો. અદાલતમાં જઈએ છીએ ત્યારે જાણ્યેઅજાણ્યે પણ સાચું શું છે તે જ બંને પક્ષ કે પક્ષોના વકીલો તરફથી સમજાવવામાં નથી આવતું, પણ સહુ પોતપોતાનો કક્કો ખરો

કરાવવા ઇચ્છે છે. એથી અદાલતમાં સહેજે ગેરઇનસાફ થઈ જાય છે. આપણામાંથી કોઈને ન્યાય કરવા નીમીએ અને તે કદાચ ઇરાદાપૂર્વક ગેરઇનસાફ કરે તો? એવો પ્રશ્ન થાય તો પ્રિવિ કાઉન્સિલ નહોતી ત્યારે શું થતું હતું એમ પૂછી શકાય. અરસપરસના ઝઘડા આપણે ઘરમેળે યા આપણા પંચ મારફત નિકાલ મેળવી મિટાવી શકીએ એમ સૌ કોઈ ઇચ્છે છે.

એટલે હિંદની સેવા કરવામાં પ્રથમ તો પોતાનું આંગણું સાફ કરો, અને અહિંસા પાળો. અહિંસા એટલે જીવદયા. જીવદયા એટલે શું? માંકડ, કીડી કે કોઈ પણ જંતુને ન મારવાં—દુઃખ ન દેવું એ? એ યથાર્થ છે, પણ એટલામાં જ તેની પરિસમાપ્તિ નથી થતી. અને જીવદયા એટલી જ હોય તો તે અહિંસા નથી. માંકડનો સમાજ બચાવો કે નિભાવો તેમાં દયા જ છે એમ ન માનશો. ગોરક્ષાને નામે હિંદુજાતિ ગોભક્ષક થઈ પડી છે. અજ્ઞાન અને બીજાં કેટલાંક કારણે ગોરક્ષા કરવા જતાં ગોઘાતક થઈ જવાય છે. માંકડને ઉત્પન્ન કરવામાં આપણે નિમિત્ત થઈએ ને પછી તેને બચાવીએ તેમાં દયા નથી. માંકડની ઉત્પત્તિ તો આપણું પાપ સૂચવે છે. જ્યાં સંપૂર્ણ સ્વચ્છતા હોય ત્યાં માંકડો થાય નહિ. અંગ્રેજી ઘરોમાં માંકડો હોય નહિ, તેનું કારણ તેઓ માંકડને મારે છે એ નહિ, પણ માંકડ થવાના સંજોગો ઉત્પન્ન થવા નથી દેતા તે છે. આપણે અસ્વચ્છ રહી માંકડને ઉત્પન્ન કરીએ તો તેમાં જીવદયાનો અભાવ છે. આત્માનું ધ્યેય મોક્ષ પામવો એ છે. અને તે આ ભવે પામે તેમાં દેહાધ્યાસ જવો જોઈએ. હિંદમાં ભ્રમણ કરતાં જ્યાં ઊતરું ત્યાં ઘરોમાં મને

ખાટલો આપવામાં આવે છે. ત્યારે હું સવાલ કરું છું, 'ખાટલામાં માંકડ તો નથી ને?' જોકે ખાટલાનો હું ત્યાગ કરું છું, છતાંય આ સવાલ એક પદાર્થપાઠ આપવા માટે પૂછું. માંકડ ઉત્પન્ન થાય ને પછી તેને ભક્ષણ પૂરું પાડવું અને તેમને એમ શરીરનું લોહી આપી રહેવા દેવા તેમાં ધર્મ નથી — તે અધર્મ છે. આમાં જીવદયા ખોટી કલ્પેલી છે. ધર્મ તો એ છે કે, તેની ઓછામા ઓછી ઉત્પત્તિ થાય તેમ કરવું. માંકડ, મચ્છર આદિ હિંદમાં ખાસ અને બહુ જોવામાં આવે છે તેનું કારણ હિંદનો વિશેષ દોષ — મેલ ઘણો છે તે — છે. કુદરતે તો માંકડ, મચ્છરાદિ ચોકીદારો તૈયાર કરેલા છે. તે કહે છે કે જે દ્વારો સાફ રાખવાનાં છે તે સાફ નહિ રાખો તો હું સજા કરવા સિપાઈ મોકલનાર છું. માંકડ, મચ્છરાદિ દંડ દેનારા છે. એટલે ખરી દયા માંકડ મચ્છરાદિની ઉત્પત્તિ અટકાવવામાં રહેલી છે — ઉત્પન્ન થયેલાને જિવાડવાના પ્રયત્નમાં નથી.

જે મનુષ્ય નાનકડામાં નાનકડા જંતુ પર દયા રાખે તે મનુષ્ય પર પણ દયા જરૂર રાખે. દયાનો વિકાસ જોઈએ. ધર્મનું શિક્ષણ વ્યાખ્યાનથી નહિ પણ મૌનવ્રત લઈ વર્તનથી અપાય. અહિંસા તમારો ધર્મ છે — તમારું કર્તવ્ય છે. તે મોક્ષનું દ્વાર છે. મુસલમાનને દૂભવીને હું સુખી થવા ઇચ્છું તો અધર્મ છે. અહિંસા પાળનાર, મુસલમાનને ને હિંદુને એકસમાન ગણે. અહિંસાના એ જ સૂત્રે મને શીખવ્યું કે અંત્યજ મારો ભાઈ છે. અંત્યજ ભાઈને ખવડાવીને આપણે ખાઈએ, પિવડાવીને આપણે પીએ.

તા. ૩૧-૫-'૨૫

૨

# નિર્દયતા

આ નોંધો હું કોચીન ત્રાવણકોરમાં લખી રહ્યો છું. ઘણાં સુંદર દશ્યોમાં એક અસહ્ય દેખાવ વાઇકોમની આગબોટમાં ચડવા જતાં રસ્તે જોયો તે મનમાંથી ખસી શકતો નથી. કોચીનમાં માણસો ઘોડાગાડીનો ને મોટરોનો ઉપયોગ ઘણો થોડો કરે. પણ તેને બદલે મનુષ્યનો ઉપયોગ કરે છે. જાપાનની રિક્ષા ગાડી ઠેકઠેકાણે જોવામાં આવે છે. રિક્ષા જ જોઈને તો મને બહુ આઘાત ન પહોંચ્યો કેમકે તે તો ડરબનમાં બહુ જોયેલી. પરંતુ એક રિક્ષામાં જ્યારે ત્રણ ચારને ખડકાયેલા જોયા ત્યારે મને મારી ગાડીમાંથી ઊતરી જઈ પેલા રિક્ષા ખેંચનારની મદદે જવાની ઇચ્છા થઈ ગઈ. હું તો મારે પંથે જતો હતો. મારાથી એમ ઊતર્યું જાય તેમ ન હતું. પણ મનની ઉપર ચોટ રહી ગઈ. આ રિક્ષાની બાંધણી એવી છે કે તેમાં એક જ માણસ બેસી શકે. જો ખેંચનાર ઇનકાર કરે તો એટલા માણસ તેમાં ન ખડકાઈ શકે

એ પણ સમજાય છે. પણ બેસનારની નિર્દયતા એથી ઓછી થતી નથી. ગરજનો માર્યો મનુષ્ય હજારો ન કરવાનાં કામ કરે છે. પેટે પણ ચાલે છે, અનેક ચાળા કરે છે. પણ તેના સાક્ષી થનારનું શું? તેમ કરવાને પ્રેરનારનું શું? સંભવ છે કે કોચીનમાં કાયદો પણ હશે કે, રિક્ષામાં એકથી વધુ ઉતારુ ન બેસી શકે. એમ હોય તો આમ વધારે બેસનારનો બેવડો ગુનો થયો. કોચીનમાં ગુજરાતીઓની વસ્તી મોટી છે, તેઓ વગવાળા છે. જેઓને મેં રિક્ષામાં ખડકાયેલા જોયા તે મલબારી હતા. ગુજરાતીઓ આટલી હદ સુધી પહોંચે છે કે નહિ તે હું જાણતો નથી. પણ મારી ઉમેદ તો એ છે કે, કોઈ ગુજરાતી આવી નિર્દયતા નહિ વાપરતા હોય. હું તો તેમને કોચીનની સેવા સૂચવવા ઇચ્છું છું. તેઓ કોચીનનો જાહેરમત એટલે સુધી કેળવે કે રિક્ષાનો દુરુપયોગ કોઈ ન જ કરે. તેમને તો હું રિક્ષાના ત્યાગની સલાહ પણ આપું છું. રિક્ષાના ત્યાગથી તેઓની તબિયત સારી થશે, કેમકે થોડી કસરત મળશે. માંદગી કે અશક્તિ સિવાય મનુષ્યે મનુષ્ય પાસે ઊંચકાવું પાપરૂપ લાગે છે. મનુષ્યનો ઉપયોગ પશુની જેમ કરાય? જે આપણે કરવા તૈયાર ન હોઈએ તે બીજાની પાસે કેમ કરાવીએ?

તા. ૨૨-૩-'૨૫

૩

# આ તે જીવદયા?

અમદાવાદ જીવદયાપ્રચારણી મહાસભા તરફથી મને કાગળ મળ્યો છે તેમાંનો જરૂરજોગો ભાગ નીચે દઉં છું:

". . . શેઠજીએ પોતાની મિલમાં આશરે ૬૦ કૂતરાંઓને ગોળીબારથી મારી નંખાવ્યાની ચર્ચા હાલમાં શાહેરમાં ચાલી રહી છે અને ઘણાયે દયાપ્રેમી સજ્જનોનું હૃદય ઉશ્કેરાઈ રહ્યું છે.

"હિંદુ ધર્મશાસ્ત્રમાં કોઈ પણ જીવો મારવાની મનાઈ છે, તેમ મારવાથી પાપ લાગે છે એમ જણાવવામાં આવ્યું છે. તો આવી રીતે હડકાયાં કૂતરાંઓને, તેઓ મનુષ્યોને કરડશે અને તેથી મનુષ્યને હાનિ થશે, યા તો બીજાં સારાં કૂતરાંઓને તે કરડશે અને તેથી હડકાયાં કૂતરાંઓની સંખ્યા વૃદ્ધિ પામશે એવા ભયથી પણ મારી નંખાવવાં એ આપ વાજબી માનો છો? તેમાં મારનાર અથવા મરાવનારને પાપ નથી થતું એમ આપ કહી શકશો?

"અમારી સભાના ડેપ્યુટેશને (ત્રણ સભ્યોએ) તા. ૨૮–૯–૨૬ ના રોજ મિલમાં શેઠજીની મુલાકાત લીધી હતી. તે વખતે વાતચીતમાં તેઓશ્રીએ કબૂલ કર્યું છે કે, 'એક હડકાયું કૂતરું બીજાં સારાં કૂતરાંઓને કરડયું તેથી માણસોની સલામતીને ખાતર મેં આ કૃત્ય કરવા (કૂતરાંઓને મારી નંખાવવા) ઉચિત ધાર્યું.' વિશેષમાં તેઓશ્રીએ જણાવેલું: 'જોકે આ કૃત્ય કર્યું તે રાત્રે મને ઊંઘ પણ આવી નથી; તેમ જ બીજે દિવસે મહાત્માશ્રીને મળી સર્વ હકીકત જણાવી ખુલાસો પૂછતાં મહાત્માશ્રીએ જણાવ્યું

એ પણ સમજાય છે. પણ બેસનારની નિર્દયતા એથી ઓછી થતી નથી. ગરજનો માર્યો મનુષ્ય હજારો ન કરવાનાં કામ કરે છે. પેટે પણ ચાલે છે, અનેક ચાળા કરે છે. પણ તેના સાક્ષી થનારનું શું? તેમ કરવાને પ્રેરનારનું શું? સંભવ છે કે કોચીનમાં કાયદો પણ હશે કે, રિક્ષામાં એકથી વધુ ઉતારુ ન બેસી શકે. એમ હોય તો આમ વધારે બેસનારનો બેવડો ગુનો થયો. કોચીનમાં ગુજરાતીઓની વસ્તી મોટી છે, તેઓ વગવાળા છે. જેઓને મેં રિક્ષામાં ખડકાયેલા જોયા તે મલબારી હતા. ગુજરાતીઓ આટલી હદ સુધી પહોંચે છે કે નહિ તે હું જાણતો નથી. પણ મારી ઉમેદ તો એ છે કે, કોઈ ગુજરાતી આવી નિર્દયતા નહિ વાપરતા હોય. હું તો તેમને કોચીનની સેવા સૂચવવા ઇચ્છું છું. તેઓ કોચીનનો જાહેરમત એટલે સુધી કેળવે કે રિક્ષાનો દુરુપયોગ કોઈ ન જ કરે. તેમને તો હું રિક્ષાના ત્યાગની સલાહ પણ આપું છું. રિક્ષાના ત્યાગથી તેઓની તબિયત સારી થશે, કેમકે થોડી કસરત મળશે. માંદગી કે અશક્તિ સિવાય મનુષ્યે મનુષ્ય પાસે ઊંચકાવું પાપરૂપ લાગે છે. મનુષ્યનો ઉપયોગ પશુની જેમ કરાય? જે આપણે કરવા તૈયાર ન હોઈએ તે બીજાની પાસે કેમ કરાવીએ?

તા. ૨૨-૩-'૨૫

## ૩

# આ તે જીવદયા?

અમદાવાદ જીવદયાપ્રચારિણી મહાસભા તરફથી મને કાગળ મળ્યો છે તેમાંનો જરૂરજોગો ભાગ નીચે દઉં છું:

". . . શેઠજીએ પોતાની મિલમાં આશરે ૬૦ કૂતરાંઓને ગોળીબારથી મારી નંખાવ્યાની ચર્ચા હાલમાં શહેરમાં ચાલી રહી છે અને ઘણાયે દયાપ્રેમી સજ્જનોનું હૃદય ઉશ્કેરાઈ રહ્યું છે.

"હિંદુ ધર્મશાસ્ત્રમાં કોઈ પણ જીવો મારવાની મનાઈ છે, તેમ મારવાથી પાપ લાગે છે એમ જણાવવામાં આવ્યું છે. તો આવી રીતે હડકાયાં કૂતરાંઓને, તેઓ મનુષ્યોને કરડશે અને તેથી મનુષ્યને હાનિ થશે, યા તો બીજાં સારાં કૂતરાંઓને તે કરડશે અને તેથી હડકાયાં કૂતરાંઓની સંખ્યા વૃદ્ધિ પામશે એવા ભયથી પણ મારી નંખાવવાં એ આપ વાજબી માનો છો? તેમાં મારનાર અથવા મરાવનારને પાપ નથી થતું એમ આપ કહી શકશો?

"અમારી સભાના ડેપ્યુટેશને (ત્રણ સભ્યોએ) તા. ૨૮-૯-૨૬ ના રોજ મિલમાં શેઠજીની મુલાકાત લીધી હતી. તે વખતે વાતચીતમાં તેઓશ્રીએ કબૂલ કર્યું છે કે, 'એક હડકાયું કૂતરું બીજાં સારાં કૂતરાંઓને કરડ્યું તેથી માણસોની સલામતીને ખાતર મેં આ કૃત્ય કરવા (કૂતરાંઓને મારી નંખાવવા) ઉચિત ધાર્યું.' વિશેષમાં તેઓશ્રીએ જણાવેલું: 'જોકે આ કૃત્ય કર્યું તે રાત્રે મને ઊંઘ પણ આવી નથી; તેમ જ બીજે દિવસે મહાત્માશ્રીને મળી સર્વ હકીકત જણાવી ખુલાસો પૂછતાં મહાત્માશ્રીએ જણાવ્યું

કે, આ સિવાય બીજું શું થઈ શકે?' આ વાત સત્ય છે? આપશ્રીએ આવો જ જવાબ આપ્યો હોય તો તેનો અર્થ કેવો સમજવો ?

"અમો આશા રાખીએ છીએ કે, આપશ્રી આ બાબતમાં યોગ્ય ખુલાસો બહાર પાડી શહેરમાં ચર્ચાઈ રહેલી આ ચર્ચાને નાબૂદ કરવા, તેમ જ હિંદુધર્મ ઉપર થતા આવા આઘાતોમાં આવી નામાંકિત વ્યક્તિઓનાં ઉદાહરણથી જીવદયાની પ્રગતિને અવરોધ ન થાય એ માટે, આપ આપના વિચારો બહાર પાડી યોગ્ય અજવાળું પાડશો.

"વિશેષમાં અમોએ સાંભળ્યું છે કે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં કૂતરાંઓને ખસી કરવાનો ઠરાવ આવનાર છે. આ ઠરાવ યોગ્ય છે? કુદરતપ્રેરિત કોઈ પણ પ્રાણીને આ રીતે ખસી કરવામાં ધાર્મિક દૃષ્ટિએ દોષ નથી થતો? આ બાબતમાં પણ આપશ્રી યોગ્ય ઉલ્લેખ કરી ખરો માર્ગ યાને આપના વિચારો બતાવશો એવી અમો આશા રાખીએ છીએ."

મિલમાલેકનું નામ અમદાવાદ તો જાણે છે, પણ 'નવજીવન' અમદાવાદની બહાર પણ વંચાય છે, એટલે સિદ્ધાંતની ચર્ચાને અંગે નામઠામ બને ત્યાં લગી ન આપવાના મારા રિવાજ પ્રમાણે મેં મિલમાલેકનું નામ નથી આપ્યું. જીવદયા સભાએ ઉઠાવેલો પ્રશ્ન અટપટો છે. જ્યારે બનાવ બન્યો ત્યારે ને તે પહેલાં પણ એમાં રહેલા વિષયને 'નવજીવન'-માં ચર્ચવાનો ઇરાદો કરી પાછળથી મેં તે પ્રમાણે કરવાનું માંડી વાળેલું. મજકૂર કાગળ આવતાં તેની ચર્ચા કરવાની જવાબદારી અને ફરજ મારી ઉપર આવી પડચાં છે.

મિલમાલેકની સાથે મને મીઠો, કદાચ કહી શકાય તો મિત્રતાનો, સંબંધ છે. તેમણે કૂતરાંને મરાવ્યા પછી મારી પાસે પોતાનું દુઃખ જાહેર કર્યું હતું ને મારો અભિપ્રાય પૂછ્યો

હતો. તેમણે મને કહ્યું, "જ્યારે સરકાર, મ્યુનિસિપાલિટી અને મહાજન મારો કંઈ છુટકારો ન કરી શકયાં ત્યારે મારે આ કામ કરવું પડ્યું." જે ઉત્તર આપ્યાનો ઉલ્લેખ મજકૂર કાગળમાં છે તેવો જ મેં આપ્યો હતો.

ત્યાર પછી પણ વિચાર કરતાં મને મારો જવાબ યોગ્ય લાગ્યો છે.

હડકાયાં કૂતરાંને મારી નાંખ્યા સિવાય આપણ અપૂર્ણ મનુષ્યની પાસે ઉપાય જ નથી. ખૂન કરતા માણસને પણ મારવાનું ધર્મસંકટ કેટલીક વાર અનિવાર્ય થઈ પડે છે.

જો આપણાં શહેરોમાં રખડતાં કૂતરાંને રાખવાની આપણે હઠ લઈએ તો આપણે તેઓને કાંતો ખસી કરવાં પડશે અથવા મારી નાંખવાં પડશે. ખાસ કૂતરાંની પાંજરાપોળ રાખવી એ ત્રીજો ઉપાય છે. પણ તે નથી જ એમ કહેવાય. બધી રખડતી ગાય ભેંસોને પણ આપણે પૂરા નથી પડતા ત્યાં કૂતરાંને સારુ પાંજરાપોળ કરવાનો વિચાર મને તો ભયંકર લાગે છે.

કોઈ પણ જીવને મારવામાં પાપ છે એ વિષે હિંદુધર્મમાં બે મત સાંભળ્યા જ નથી. મારો અભિપ્રાય તો એવો છે કે બધા ધર્મ એ સિદ્ધાંતનો સ્વીકાર કરે છે. મુશ્કેલી સિદ્ધાંતને શોધવામાં નથી હોતી. મુશ્કેલી માત્ર તેનો અમલ કરવામાં આવી પડે છે. સિદ્ધાંત એટલે તે વિષયે સંપૂર્ણતા. તેનો અમલ કરનાર આપણે અપૂર્ણ મનુષ્ય. અપૂર્ણથી પૂર્ણ અમલ અશક્ય હોઈ પ્રતિક્ષણ સિદ્ધાંતના ઉલ્લંઘનની નવી મર્યાદા બાંધવી પડે છે. તેથી હિંદુશાસ્ત્રે કહી દીધું છે કે યજ્ઞાર્થે કરેલી હિંસા હિંસા નથી. આ અપૂર્ણ સત્ય છે. હિંસા

તો સર્વ કાળે હિંસા જ રહેશે ને હિંસામાત્ર પાપ છે. પણ જે અનિવાર્ય થઈ પડે છે તેને વ્યવહારશાસ્ત્ર પાપ નથી માનતું. તેથી યજ્ઞાર્થે થયેલી અનિવાર્ય હિંસાને વ્યવહારશાસ્ત્રે અનુમોદન આપી તેને પુણ્યકર્મ સુધ્ધાં માની લીધું.

પણ અનિવાર્ય હિંસાની વ્યાખ્યા ન હોઈ શકે. કેમકે, તે તો દેશે દેશે, કાળે કાળે અને વ્યક્તિવ્યક્તિએ બદલાય. એક કાળે જે ક્ષંતવ્ય મનાય તે બીજે કાળે અક્ષંતવ્ય થાય. ભર શિયાળામાં શરીરરક્ષણાર્થે લાકડાં કે કોલસા બાળવાથી થતી હિંસા ભલે દુર્બળ શરીરને સારુ અનિવાર્ય હોઈ ધર્મ ગણાય. પણ ભર ઉનાળામાં વિના કારણ પ્રગટાવેલો અગ્નિ સ્પષ્ટ હિંસા છે.

આપણે જંતુનાશક દવાઓ વાપરી ઝેરી જંતુઓનો નાશ કરવાનો ધર્મ સ્વીકારીએ છીએ. જંતુનાશક દવાને જવા દઈએ. બંધ કરેલી કોટડીમાં ઝેરી હવા હોય છે. તેમાં ઝેરી જંતુ હોય છે. તે કોટડીને ખુલ્લી કરી હવા અજવાળું દાખલ કરીને આપણે ઝેરી જંતુનો નાશ કરીએ છીએ. શુદ્ધ હવા ઉત્કૃષ્ટ પ્રકારની જંતુનાશક દવા છે.

આવા દાખલાઓ ઘણા આપી શકાય. જે નિયમ ઉપરના દાખલાઓને લાગુ પડે છે તે હડકાયાં કૂતરાંને મારવામાં કે ખસી કરવામાં લાગુ પડે છે. હડકાયાં કૂતરાંનો નાશ કરવો એ ઓછામાં ઓછી હિંસા છે. જંગલમાં રહેનાર દયાનો સાગર મુનિ હડકાયાં કૂતરાંનો નાશ નહિ કરે. એની પાસે બીજી રામબાણ દવા છે. તે પોતાના કૃપાકટાક્ષથી કૂતરાના હડકવાનો નાશ કરશે. પણ ગૃહસ્થાશ્રમી શહેરી, જેની પાસે શહેરરક્ષણનો, બાળરક્ષણનો ધર્મ પડયો છે, જેનામાં મુનિનો

આદર્શ ગુણ નથી પણ જેનામાં હડકાયાં કૂતરાંને મારી નાંખવાની શકિત છે, તે શું કરે? મારે છે તો પાપ કરે છે. નથી મારતો તો મહાપાપ કરે છે. તે હડકાયાં કૂતરાંને મારવાનું પ્રમાણમાં અલ્પ પાપ કરી મહત્ પાપમાંથી બચે છે.

મને પોતાને હું અહિંસામય માનું છું. અહિંસા અને સત્ય મારા બે પ્રાણ છે. તેના વિના હું ન જીવું એમ માનું છું. પણ અહિંસાની મહાન શક્તિ અને મનુષ્યનું પામરપણું હું ક્ષણે ક્ષણે વધારે સ્પષ્ટ રીતે જોતો આવું છું. દયાનો નિધિ વનવાસી મુનિ પણ કેવળ હિંસામુક્ત નથી થઈ શકતો. પ્રત્યેક શ્વાસ તેની પાસે હિંસા કરાવે છે. દેહ એટલે હિંસાસ્થાન. તેથી જ સર્વથા દેહમુક્તિમાં જ મોક્ષ અને પરમ આનંદ રહ્યાં છે. તેથી જ મોક્ષના આનંદ સિવાયનો બધો આનંદ અસ્થિર છે, સદોષ છે.

આમ હોઈને આપણને હિંસાના કેટલાયે કડવા ઘૂંટડા પીવા પડે છે.

પણ કૂતરાં ઇત્યાદિનો સવાલ આ અહિંસાપ્રધાન પુણ્યભૂમિમાં ભયંકર સ્વરૂપ પકડે છે એ જ આશ્ચર્ય, એ જ ખેદ!!! મારો દૃઢ વિશ્વાસ છે કે આજે અહિંસાને નામે આપણે અજ્ઞાનને વશ રહી હિંસા પ્રવર્તાવી રહ્યા છીએ. હડકાયાં કૂતરાંને અથવા તેના સ્પર્શમાં આવવાનો જેને વિષે ભય છે એવાં કૂતરાંને મારવામાં ભલે પાપ હોય. પણ તેની હસ્તીને સારુ જવાબદાર આપણે છીએ, મહાજન છે. મહાજને રખડતાં કૂતરાં જ ન રહેવા દેવાં જોઈએ. રખડતાં કૂતરાંને ખાવાનું દેવામાં પાપ છે, પાપ મનાવું જોઈએ. રખડતાં કૂતરાંને મારવાનો કાયદો કરીએ તો હજારો કૂતરાંની જાન બચાવીએ.

રખડતાં કૂતરાંને ખાવાનું આપનાર દંડ કબૂલ કરે તોપણ કૂતરાંનો ઉપદ્રવ મટે.

જીવદયા એ આત્માનો એક મહાન ગુણ છે. થોડી કીડીઓને કે થોડાં માછલાંને કે થોડાં કૂતરાંને બચાવવામાં તેની સમાપ્તિ નથી થતી. તેમાં પાપ પણ હોય. મારે ત્યાં કીડીનો ઉપદ્રવ થાય તેનું કીડિયારું પૂરવા નીકળનાર દાની પાપ કરશે. કીડીને તો ઈશ્વર કણ આપશે. પણ કીડિયારું પૂરનાર મારો ને મારા કુટુંબનો નાશ કરે એવું સંભવે. મહાજન કૂતરાંને પાંજરામાં પૂરી, મારા ખેતર પાસે તેને મૂકી જતાં ભલે પોતે સુરક્ષિત બને ને કૂતરાંને બચાવ્યાં માને, પણ તે મારી જાનને જોખમમાં નાંખવાનું વધારે મોટું પાપ વહોરશે.

જીવદયામાં વિચાર, વિવેક, ઉદારતા, અભય, નમ્રતા અને શુદ્ધ જ્ઞાનની જરૂર છે.

આ હિંસામય જગતમાં અહિંસારૂપી તીખી તલવારની ધારે ચાલવું એ સહેલું નથી. એ ધનથી નથી બનતું. ક્રોધ તો અહિંસાનો વેરી છે. અભિમાન તેને ખાઈ જનાર રાક્ષસ છે. એ ધર્મના પાલનમાં કેટલીક વેળા હિંસાને અહિંસાને નામે ઓળખાવવી પડે તેમ છે.

આ જગતમાં જે જેવું દેખાય છે તેવું તે નથી હોતું, ને જે જેવું છે તેવું તે દેખાતું નથી; અથવા કોઈક જ કરોડો વર્ષની તપશ્ચર્યાને અંતે જોઈ—અનુભવી શકે. કહી તો કોઈ નથી શક્યું. નહિ શકે.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

તા. ૧૦–૧૦–'૨૬

૪

# ખરી અહિંસા

૧

'આ તે જીવદયા?' નો લેખ મેં જ્યારે લખ્યો, ત્યારે જ હું સમજતો હતો કે, હું એક વધુ ઉપાધિ વહોરી લઉં છું. પણ તે અનિવાર્ય કાર્ય હતું.

હવે મારી ઉપર રોષના કાગળો આવવા શરૂ થયા છે. ત્રણ ભાઈઓએ તો મને રાતના માંડ શાંતિ લેવાનો સમય મળ્યો હતો તેમાં ભંગ કરી જીવદયાને નામે દયાધર્મનો ક્ષણભર ત્યાગ કર્યો ને મને અહિંસાની ચર્ચામાં રોક્યો. જીવદયાને નામે તેઓ આવ્યા હતા. તેમને મળવાની હું કેમ ના કહી શકું?

હું તેઓને મળ્યો. તેમાંના એક ભાઈમાં મેં ક્રોધ, કટુતા અને સાહસ ભાળ્યાં. સાંત્વન મેળવવાને બદલે તે ભાઈ મને શિક્ષા દેવા આવ્યા હતા એવી છાપ તેમણે મારી ઉપર પાડી. મને સુધારવાનો બધાને અધિકાર છે; પણ સુધારનારે મારી ખામી સમજી તો લેવી જોઈએ. તેમ આ ભાઈએ ન કર્યું.

એમાં તેમનો દોષ નહોતો. આ દોષ અત્યારે વ્યાપક વસ્તુ થઈ પડેલ છે. આ અધીરાઈ હિંસાનું લક્ષણ છે. આ ભાઈ અહિંસાના હિમાયતી હતા; તેથી તેમની અધીરાઈ મને ખૂંચી.

પોતે જૈન હોવાનો દાવો કરતા હતા. જૈનધર્મનો મેં કંઈક અભ્યાસ કર્યો છે. જૈનધર્મમાં અહિંસાને મેં જુદે જ રૂપે જોઈ છે. આ ભાઈમાં મેં તેનું વક્ર સ્વરૂપ જોયું. જૈનને કંઈ અહિંસાનો ઇજારો નથી. અહિંસા એક ધર્મનું ખાસ લક્ષણ નથી. ધર્મમાત્રમાં અહિંસા રહેલી છે. તેનો અમલ બધા ધર્મમાં એક સરખો નથી થતો.

જૈનધર્મી અત્યારે અહિંસાનો અમલ બીજાઓના કરતાં વધારે પ્રમાણમાં કરે છે એમ મને નથી લાગ્યું. જૈનોની સાથેનો મારો પરિચય તો એટલો જૂનો છે કે ઘણા મને જૈન જ માને છે. મહાવીર દયાની—અહિંસાની—મૂર્તિ હતા. તેમના ભક્તોને તેવા જોવાની હું અતિ ઇચ્છા રાખું. તે ઇચ્છા સફળ નથી થતી.

નાના જીવોની રક્ષા એ અહિંસાનું એક આવશ્યક અંગ છે, પણ તેમાં તે ધર્મની સમાપ્તિ નથી થતી. તેમાં તેનો આરંભ છે. વળી રક્ષાનો અર્થ કેવળ ન મારવું એટલો જ ન હોય. રિબાવવું અથવા જેને મરવું જ છે તેની અનાવશ્યક ઉત્પત્તિમાં સીધો કે આડો ભાગ લેવો એ પણ હિંસા જ છે.

કૂતરાંની વૃદ્ધિ અનાવશ્યક છે. રખડતું કૂતરું સમાજને હાનિકારક છે ને તેમની મોટી સંખ્યા સમાજની હસ્તીને જોખમમાં મેલે.

કૂતરાંને શહેરમાં કે ગામડાંમાં સુખે રાખવાં હોય તો એક પણ રખડતું કૂતરું ન રહેવું જોઈએ. જેમ ગાયભેંસ માત્ર પાળેલાં જ જોવામાં આવે છે તેમ કૂતરાં પણ પાળેલાં જ હોવાં જોઈએ. જીવદયા મંડળોએ આવા સવાલોનો ધાર્મિક નિર્ણય કરવો જોઈએ.

રખડતાં કૂતરાં પાળી શકાય? જો ન પળાય તો તેની પાંજરાપોળ બનાવાય? એમાંથી એક પણ વસ્તુ ન બને તો તેમને મારવા સિવાય બીજો ઉપાય હું જોતો નથી.

આપણે આંખમીંચીને જોયું ન જોયું કરીએ એમાં અહિંસા નથી, વિચાર નથી, વિવેક નથી. જ્યારે જ્યારે કૂતરાંનો ઉપદ્રવ થાય ત્યારે તે મનુષ્યને હાથે મરવાનાં જ. ગૃહસ્થધર્મમાં એ હું અનિવાર્ય સમજું છું. તે હડકાયાં થાય ત્યાં લગી રાહ જોવામાં તેની ઉપર દયા થતી નથી. કૂતરાંની સભા ભરાવી શકાતી હોય તો તેઓ શો વિચાર કરે તે આપણે આપણી સાથે સરખામણી કરીને કલ્પી શકીએ છીએ. આપણે ગમે તેમ જીવવાનું પસંદ નહિ કરીએ. આપણામાંના ઘણા એમ કરે છે એ કંઈ સદ્‌ગુણ નથી. ડાહ્યા મનુષ્યોની સભા એવો ઠરાવ નહિ કરે કે મનુષ્ય એકબીજાને હડકાયા કૂતરાની જેમ અથવા તો રખડતા કૂતરાની જેમ રાખે. જેમ કૂતરાની સરદારી આપણે ભોગવીએ છીએ, તેમ આપણી સરદારી કોઈ ઇતર પ્રાણી ભોગવતાં હોય, તો આપણે તેઓ તરફથી શી આશા રાખીશું? આપણે એમ નહિ ઇચ્છીએ કે આપણને કૂતરાંની જેમ રાખે, તેના કરતાં આપણને મારી નાંખે તો વધારે સારું? રઝળતાં કૂતરાંને ટુકડો રોટલો કે એઠવાડ આપી

આપણે કૂતરાંની જાતિનો દ્રોહ કરીએ છીએ ને આપણા પાડોશીઓની હિંસા કરીએ છીએ.

પોતાને ભોગે પણ કૂતરાંને જીવવા દેવાનો ધર્મ છે. પણ તે ધર્મ ગૃહસ્થ કે જે જીવવાની ઇચ્છા રાખે છે, જે વંશવૃદ્ધિ કરે છે, જે સંસાર ચલાવે છે, તેને સારુ નથી. ગૃહસ્થાશ્રમી તો થોડાં કૂતરાંને જીવાડવાનો મધ્યમ માર્ગ જ સેવી શકે છે.

જે પ્રાણીઓને આપણે પાળીએ છીએ તે જંગલી પ્રાણી હતાં. ભેંસ આ દેશમાં જ પાળવામાં આવે છે. જંગલી પ્રાણીને પાળવામાં જ પાપ છે; કેમકે, તેમાં મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધે છે. ગાયભેંશને પાળી તે કંઈ તેમની ઉપર દયા નથી કરતો. પોતાના સ્વાર્થને સારુ તે તેમને પાળે છે. તેથી એક પણ ગાયભેંશને તે રખડતી રહેવા નથી દેતો. તે જ ધર્મ કૂતરાંને લાગુ પડે છે. તેથી મારો ખાસ અભિપ્રાય છે કે, જો આપણે શુદ્ધ જીવદયાનો ધર્મ પાળવા માગતા હોઈએ, તો એવો કાયદો થવો જોઈએ કે જેઓ કૂતરાંની માલેકી ધરાવતા હોય તેઓએ તેમને પોતાના કબજામાં લઈ લેવાં ને જે કૂતરાં અમુક મુદ્દત પછી રખડતાં જોવામાં આવશે તેમને મારી નાંખવામાં આવશે.

મહાજન જો ખરેખર કૂતરાંની દયા ખાતા હોય તો તેમણે કૂતરાંનો કબજો લઈ જેઓ પાળવા માગે તેમને વહેંચી દેવાં જોઈએ. કૂતરાંને ગાયોની જેમ સાચવવાં મને તો અશક્ય લાગે છે.

પણ કૂતરાંને લગતું એક શાસ્ત્ર જ છે. તે શાસ્ત્ર પશ્ચિમના લોકોએ કેળવ્યું છે. કૂતરાંને પાળવાની વિદ્યા તેમણે શોધી

છે. તેમની પાસેથી તે શાસ્ત્ર જાણી કંઈ ઉપાય મળે તો તે યોજવા ઘટે છે. આ કામ ધીરજ, વિવેક અને ઉદ્યમ વિના ન થઈ શકે.

આટલું તો કૂતરાંને વિષે. પણ અહિંસાધર્મ વિશાળ ક્ષેત્ર છે. તેનો વિશેષ વિચાર બીજી વેળા કરીશું.

તા. ૧૭-૧૦-૨૬

## ૨

અંબાલાલ શેઠે કરાવેલા સાઠ કૂતરાંના નાશને અનિવાર્ય સમજવામાં ને જાહેર કરવામાં મેં ભલે ભૂલ કરી હોય, પણ એ કિસ્સાથી હજુ લગી તો હું લાભ જ થયેલો જોઉં છું. આવાં પ્રાણીઓ પ્રત્યે આપણો શો ધર્મ છે એ હવે કદાચ આપણે સ્પષ્ટપણે સમજીશું. અત્યાર લગી, અયોગ્ય છતાં કેટલુંક વગર સમજ્યે, કેટલુંક દંભમાં ને કેટલુંક લોકલાજે ચાલ્યાં કર્યું છે એ વિષે હવે કંઈક ચોખવટ થશે.

પણ તે થવા સારુ વાંચનારની અને મારી વચ્ચે કંઈક સ્પષ્ટતા થવાની જરૂર છે. મારી ઉપર થોકબંધ કાગળો આવ્યા છે. તેમાં કોઈ મીઠા, કોઈ તીખા, કોઈ કડવા છે. તેમાંથી હું જોઉં છું કે મિત્રો પણ અંબાલાલ શેઠના કાર્ય વિષેનો મારો અભિપ્રાય સમજી નથી શકયા. આવું મારે નસીબે હમેશાં થતું આવ્યું છે. દક્ષિણ આફ્રિકામાં, અવિચારે જોતાં વિરોધી લાગતાં પણ હકીકતમાં કેવળ સિદ્ધાંતને અનુસરીને થયેલાં કાર્યને સારુ, પાછળથી સિદ્ધ થયું તેમ, મારા દોષ વિના, મારે જિંદગીનું જોખમ સહન કરવું પડ્યું હતું. બારડોલીની 'હિમાલય જેવડી' ગણાતી 'ભૂલ'નું સ્મરણ તો

આપણે કૂતરાંની જાતિનો દ્રોહ કરીએ છીએ ને આપણા પાડોશીઓની હિંસા કરીએ છીએ.

પોતાને ભોગે પણ કૂતરાંને જીવવા દેવાનો ધર્મ છે. પણ તે ધર્મ ગૃહસ્થ કે જે જીવવાની ઇચ્છા રાખે છે, જે વંશવૃદ્ધિ કરે છે, જે સંસાર ચલાવે છે, તેને સારુ નથી. ગૃહસ્થાશ્રમી તો થોડાં કૂતરાંને જીવાડવાનો મધ્યમ માર્ગ જ સેવી શકે છે.

જે પ્રાણીઓને આપણે પાળીએ છીએ તે જંગલી પ્રાણી હતાં. ભેંસ આ દેશમાં જ પાળવામાં આવે છે. જંગલી પ્રાણીને પાળવામાં જ પાપ છે; કેમકે, તેમાં મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધે છે. ગાયભેંશને પાળી તે કંઈ તેમની ઉપર દયા નથી કરતો. પોતાના સ્વાર્થને સારુ તે તેમને પાળે છે. તેથી એક પણ ગાયભેંશને તે રખડતી રહેવા નથી દેતો. તે જ ધર્મ કૂતરાંને લાગુ પડે છે. તેથી મારો ખાસ અભિપ્રાય છે કે, જો આપણે શુદ્ધ જીવદયાનો ધર્મ પાળવા માગતા હોઈએ, તો એવો કાયદો થવો જોઈએ કે જેઓ કૂતરાંની માલેકી ધરાવતા હોય તેઓએ તેમને પોતાના કબ્જામાં લઈ લેવાં ને જે કૂતરાં અમુક મુદત પછી રખડતાં જોવામાં આવશે તેમને મારી નાંખવામાં આવશે.

મહાજન જો ખરેખર કૂતરાંની દયા ખાતા હોય તો તેમણે કૂતરાંનો કબ્જો લઈ જેઓ પાળવા માગે તેમને વહેંચી દેવાં જોઈએ. કૂતરાંને ગાયોની જેમ સાચવવાં મને તો અશક્ય લાગે છે.

પણ કૂતરાંને લગતું એક શાસ્ત્ર જ છે. તે શાસ્ત્ર પશ્ચિમના લોકોએ કેળવ્યું છે. કૂતરાંને પાળવાની વિદ્યા તેમણે શોધી

છે. તેમની પાસેથી તે શાસ્ત્ર જાણી કંઈ ઉપાય મળે તો તે યોજવા ઘટે છે. આ કામ ધીરજ, વિવેક અને ઉદ્યમ વિના ન થઈ શકે.

આટલું તો કૂતરાંને વિષે. પણ અહિંસાધર્મ વિશાળ ક્ષેત્ર છે. તેનો વિશેષ વિચાર બીજી વેળા કરીશું.

તા. ૧૭-૧૦-૨૬

૨

અંબાલાલ શેઠે કરાવેલા સાઠ કૂતરાંના નાશને અનિવાર્ય સમજવામાં ને જાહેર કરવામાં મેં ભલે ભૂલ કરી હોય, પણ એ કિસ્સાથી હજુ લગી તો હું લાભ જ થયેલો જોઉં છું. આવાં પ્રાણીઓ પ્રત્યે આપણો શો ધર્મ છે એ હવે કદાચ આપણે સ્પષ્ટપણે સમજીશું. અત્યાર લગી, અયોગ્ય છતાં કેટલુંક વગર સમજ્યે, કેટલુંક દંભમાં ને કેટલુંક લોકલાજે ચાલ્યાં કર્યું છે એ વિષે હવે કંઈક ચોખવટ થશે.

પણ તે થવા સારુ વાંચનારની અને મારી વચ્ચે કંઈક સ્પષ્ટતા થવાની જરૂર છે. મારી ઉપર થોકબંધ કાગળો આવ્યા છે. તેમાં કોઈ મીઠા, કોઈ તીખા, કોઈ કડવા છે. તેમાંથી હું જોઉં છું કે મિત્રો પણ અંબાલાલ શેઠના કાર્ય વિષેનો મારો અભિપ્રાય સમજી નથી શક્યા. આવું મારે નસીબે હમેશાં થતું આવ્યું છે. દક્ષિણ આફ્રિકામાં, અવિચારે જોતાં વિરોધી લાગતાં પણ હકીકતમાં કેવળ સિદ્ધાંતને અનુસરીને થયેલાં કાર્યને સારુ, પાછળથી સિદ્ધ થયું તેમ, મારા દોષ વિના, મારે જિંદગીનું જોખમ સહન કરવું પડ્યું હતું. બારડોલીની 'હિમાલય જેવડી' ગણાતી 'ભૂલ'નું સ્મરણ તો

હજુ તાજું જ છે. મુંબઈ સરકારે મહેર કરી મને યેરવડામાં મૂકી ઘણાં લખાણોમાંથી બચાવી લીધો. બારડોલીમાં થયેલા ઠરાવો મને આજે પણ ભૂલરૂપે નથી લાગતા. પણ એને હું એક પ્રૌઢ અહિંસાનું અને કીમતી સેવાનું કાર્ય ગણું છું.

તેમ જ આ કૂતરાંને લગતા મારા અભિપ્રાયને વિષે મને લાગે છે. અહિંસામય હોવાનો દાવો કરતા છતાં તે અભિપ્રાયનું સમર્થન થઈ શકે તેમ છે એમ મને લાગે છે.

પણ વાંચનાર શત્રુ, મિત્ર તેમ જ સુહૃદે ધીરજ રાખવાની: આવશ્યકતા છે. શત્રુરૂપે લખનારાએ મર્યાદા છોડી છે. પોતાના કાગળમાં અવિનય ને રોષ ભર્યા છે. તેમણે મારી સ્થિતિ સમજવાનો પ્રયાસ નથી કર્યો. મારો અભિપ્રાય તેમને અસહ્ય લાગ્યો છે. કાંતો મને તેઓ સુધારક અને શિક્ષક માને છે, અથવા તેઓ મને શીખવવા ધારે છે. જો મને શિક્ષક માનતા હોય તો તેઓ વિનય, શાંતિ અને શ્રદ્ધાથી મને પૂછે. હું લખું તેનું મનન કરે. જો તેઓ મને શાખવવા ઇચ્છતા હોય તો મારી ઉપર દયા ખાય, પ્રેમ કરે ને ધીરજ રાખી મીઠા શબ્દોમાં મને સમજાવે. મારા રક્ષણ નીચે રહેલાં બાળકોને હું ક્રોધથી કંઈ જ શીખવી નથી શકતો, પણ તેઓની ઉપર પ્રેમ કરું છું, તેઓનું અજ્ઞાન સહન કરું છું, તેઓની જોડે ખેલું છું ને તેમને શીખવું છું. એ જ સહનશીલતા, એ જ પ્રેમ, અને એ જ વિનોદની આશા હું મારા ક્રોધી શિક્ષકો પાસેથી રાખું છું. મેં કૂતરાંને વિષે આપેલો અભિપ્રાય શુભ ભાવનાથી, ધર્મ સમજીને આપ્યો છે. તેમાં દોષ હોય તો શિક્ષકો મને ધીરજથી ને દલીલોથી સમજાવે. ક્રોધ કરે, અનેક પ્રકારના અપ્રસ્તુત પ્રશ્નો કરે, તેથી હું કેમ સમજીશ?

એક ભાઈ મને કવખતે મળવા આવ્યા. હું અતિશય ઉદ્યમી રહું છું એ તેઓ જાણતા હતા. મારી સાથે સંવાદ કર્યો, મને કડવાં વેણ સંભળાવ્યાં, પોતાનો ક્રોધ મારી ઉપર ઠાલવ્યો. મેં તેમને વિનોદમાં ને વિવેકપૂર્વક જવાબ આપ્યા. તેની પત્રિકા બનાવી તેમણે છપાવી છે ને તે મારી પાસે પડી છે. એમાં સત્યની મર્યાદા નથી રહી. વિનય તો હોય જ શેનો? એ સંવાદ છાપવાને નથી મારી રજા લીધી, નથી તે મને બતાવ્યો. આમ તેઓ મને કેમ શીખવી શકે? જે સત્યને છોડે છે, તે અહિંસાની જડ કાપે છે. જે ક્રોધ કરે છે તે ખૂન કરે છે. એ મને જીવદયા કેમ શીખવશે?

પણ શત્રુભાવે વર્તનારા સુધ્ધાં મારી ઉપર ઉપકાર કરી રહ્યા છે. મને તેઓ મારું અંતર તપાસતાં શીખવે છે. ક્રોધની પ્રતિક્રિયાથી હું બચી ગયો છું કે નહિ એ જોવાની મને તક મળે છે. વળી તેઓના ક્રોધનું મૂળ તપાસું છું તો તેમાં પણ હું પ્રેમ જ જોઉં છું. તેઓએ મારે વિષે તેઓ સમજે છે તેવી અહિંસા માની લીધી. હવે તેઓ તેથી ઊલટું ભાળે છે તેથી તપે છે; કેમકે, તેઓ મને મહાત્મા માનતા હતા, લોકોની ઉપર તેમને રુચતી મારી અસર પડતી જોઈ રાજી થતા હતા. હવે તેઓને હું અલ્પાત્મા લાગું છું; મારી અસરને તેઓ કુઅસરને રૂપે જોઈ દુઃખી થાય છે ને ક્રોધને જીતતાં નથી શીખ્યા તેથી તે દુઃખને ક્રોધમાં ઉતારે છે.

આ ક્રોધને હું વધાવી લઉં છું. તેની પાછળ રહેલા ભાવને હું સમજું છું. તેમને ધીરજપૂર્વક સમજાવવાનો પ્રયત્ન કરીશ. તે પ્રયત્નમાં સહાય કરવા સારુ હું તેઓને હવે

ક્રોધ શમાવવા વિનવું છું. તેમના ક્રોધને હું સમજ્યો. હું સત્યનો પૂજારી અને શોધક છું. મારી ભૂલ થઈ હશે તો હું જોઈ લઈશ ને કબૂલ કરવાનું મને પ્રિય છે તેથી તુરત કબૂલ કરી સુધારી લઈશ. સત્યવાદી ને સત્યાચરણીની ભૂલોથી પણ જગતને હાનિ નથી થતી એવી શાસ્ત્રપ્રતિજ્ઞા છે. એવો સત્યનો મહિમા છે.

મિત્રો અને સુહૃદને તો આટલું જ:

તમારા કાગળો મેં સંઘર્યા છે. ઘણાને તો હું સામાન્ય રીતે વ્યક્તિગત જવાબ આપું છું. પણ આ પ્રસંગે એટલા બધા ને એવા લાંબા કાગળો આવ્યા છે કે તેનો સવિસ્તર ઉત્તર આપવો અશક્ય છે. તેની પહોંચ આપવા લગી પણ મારાથી જવાય એટલો સમય મારી પાસે નથી.

કેટલાક લખનાર પોતાના કાગળો 'નવજીવન'માં છપાયેલા જોવા ઇચ્છે છે. એ બોજામાંથી તેઓ મને મુક્તિ આપે. તેમની પ્રસ્તુત દલીલોનો યથાશક્તિ યથામતિ જવાબ આપવાનો પ્રયત્ન અવશ્ય કરીશ. એટલાથી તેઓ સંતોષ માનો એમ માગી લઉં છું.

આટલી પ્રસ્તાવનાને આવશ્યક સમજી વાંચનાર માફ કરશે. હવે આપણે વિષય ઉપર આવીએ. હાલ તો મારી પાસે પડેલા કાગળોના પ્રશ્નોને ચર્ચીને જ સંતોષ માનીશ.

એક ભાઈ લખે છે: "તમે કૂતરાંને ખાવાનું આપવાની ના પાડો છો પણ હું તેમને બોલાવવા નથી જતો; એની મેળે આવી ઊભાં રહે છે. તેમને પાછાં કેમ વળાય? ઘણાં આવી પડશે ત્યારે જોઈશું. કૂતરાંને ખાવાનું આપતાં દયાભાવ

કેળવાય છે; ન આપતાં નિષ્ઠુર બનાય છે. પાપમાં પડ્યા એમ થાય એટલો ધર્મ કાં ન કરીએ?"

આવા દયામય લાગતા વિચારોમાંથી જ આપણે દયાધર્મને નામે હિંસાને અજાણપણે ઉત્તેજન આપીએ છીએ. પણ જેમ લૌકિક રાજાના કાયદામાં ગુનેગાર અજ્ઞાનને કારણે બચતો નથી, તેમ જ અલૌકિક રાજાના કાયદા વિષે છે.

લખનારનો વિચાર તપાસીએ. ભિખારી ઘેર આવે છે તેને આપણે રોટલો આપી પુણ્ય થયું માનીએ છીએ ને ઘણે ભાગે ભિખારીઓનો સંપ્રદાય વધારીએ છીએ, આળસને ઉત્તેજન આપીએ છીએ ને તેથી અધર્મની વૃદ્ધિ કરીએ છીએ. આનો અર્થ એવો નથી કે ખરા ભિખારી હોય તેને મરવા દેવા. જે અપંગ છે તેનું પોષણ કરવાનો સમાજનો ધર્મ છે. પણ પ્રત્યેક મનુષ્ય એ કામ પોતાની જવાબદારી ઉપર ન કરે. સમાજના અધિકારી એટલે મહાજન કે સુરાજ્ય હોય ત્યાં રાજા એ કામ કરે છે. અને દયાળુ લોકો એવી સંસ્થાને દાન કરે છે. મહાજન પવિત્ર અને જ્ઞાનવાન હશે તો ખંતથી પ્રત્યેક ભિખારીની તપાસ કરીને તે પાત્ર હશે તો તેને સંઘરશે. આમ નથી થતું તેથી ભિખારીને વેષે ચોર અને લંપટ કમાય છે ને દેશમાં ભૂખમરો ઘટવાને બદલે વધે છે.

આમ જો વ્યક્તિએ ભિખારી મનુષ્યને ખાવાનું આપવામાં પાપ છે, તો રખડતાં એટલે ભિખારી કૂતરાંને ખાવાનું આપવામાં પણ પાપ છે—તેમાં કૂતરાં પ્રત્યે ખોટી દયા છે. ટળવળતા કૂતરાને રોટલાનું બટકું આપવું તેમાં તેનું અપમાન છે. રખડતાં કૂતરાં સમાજની સભ્યતાની કે દયાની

અનિવાર્ય થઈ પડે ત્યારે તે ન કરવામાં વિશેષ દોષ છે એ વિષે મને શંકા નથી. તેથી જો કે કૂતરાં ઇત્યાદિને મારવાનો વ્યાપક ધર્મ ન હોઈ શકે તો પણ અમુક સમયે ને અમુક સ્થિતિએ અને અમુક મનુષ્યોને સારુ તે આવશ્યક થઈ પડે છે.

આટલું વિચાર્યા પછી હવે કેટલાક કાગળો આવેલા છે તેમાંના પ્રશ્નોનો પ્રશ્નવાર ઉત્તર આપવા હું પ્રયત્ન કરું છું. કેટલાક લખનારા પોતાને સારુ અંગત જવાબ માગે છે, ને તે ન મળ્યે પોતાના વિચારો પત્રોમાં પ્રગટ કરવાની ધમકી આપે છે. અંગત જવાબો આપવા મારી શક્તિની બહાર છે. જેના જવાબ આપવા ઘટશે તે અહીં જ આપી શકીશ. જેને બીજાં પત્રોમાં ચર્ચા કરવી હોય તેને ચર્ચા કરતાં રોકવાનો મને જરાયે અધિકાર નથી—ઇચ્છા પણ નથી. ધર્મચર્ચાની અંદર ધમકીને કે અધીરાઈને સ્થાન ન હોય એટલું લખનારાઓને યાદ દઉં.

એક લખનાર લખે છે: તમને ૫૭ વર્ષે કૂતરાંને મારવાનો ધર્મ ક્યાંથી સૂઝ્યો? જો પહેલાં સૂઝ્યો હતો તો અત્યાર લગી કાં મૂગા રહ્યા?

માણસ સત્ય સૂઝે ત્યારે જ જણાવે. ને ઘડપણે સૂઝે તો—ને જો પ્રસ્તુત હોય તો—ત્યારે જાહેર કરે. મેં તો આવાં પ્રાણીને ઉપર કહી તેવી મર્યાદામાં રહી મારવાનો ધર્મ ઘણાં વર્ષોથી સ્વીકારેલો છે. પ્રસંગવશાત્ તેનો અમલ પણ કર્યો છે. વળી હિંદુસ્તાનમાં આજ લગી ગામડાઓમાં તો રખડતાં નવતર કૂતરાં જો ભાગે નહિ તો મારવાનો ધર્મ સ્વીકારાયેલો છે. કારણ ગામડાંના લોકો પોતાના ગામમાં કૂતરાં પાળે છે ને તે કૂતરાં બીજાં કૂતરાંને ભગાડે છે ને ન ભાગે તો

મારી નાંખે છે. આવા રખેવાળ કૂતરાઓ ગામલોકો ઇરાદા-પૂર્વક પાળે છે. આ ગામડિયા કૂતરા, કૂતરાં ઇત્યાદિને મારે છે એટલું જ નહિ પણ ચોર ઇત્યાદિની ઉપર પણ હુમલો કરે છે. કૂતરાંનો ઉપદ્રવ તો શહેરમાં જ ચાલ્યો છે. તેનો ઇલાજ રખડતાં કૂતરાં ન રહેવા દેવાનો કાયદો જ છે. આમાં કૂતરાંનો થોડામાં થોડો નાશ છે ને શહેરીઓનું રક્ષણ છે.

અહિંસા જેવી વસ્તુની ચર્ચા દલીલથી કરી તે ધર્મ કોને શીખવવા માગો છો? આમ એક બીજા લખનાર પૂછે છે.

આ દુપકામાં ઠીક રહસ્ય છે. મારે તો કોઈને શીખવવો નહોતો. પણ હું અહિંસાનો અભ્યાસી ને પાળનાર હોઈ પ્રસંગ આવ્યે મારે મારા વિચારો પ્રગટ કરવા પડ્યા છે. ધર્મની ચર્ચામાં ન્યાય અને દલીલને નાનકડું સરખું પણ સ્થાન છે એમ મેં અનેક વેળા અનુભવ્યું છે.

તા. ૩૧-૧૦-'૨૬

## ૫

# કેટલાક પ્રશ્નો

['આ તે જીવદયા' એ લેખમાંથી ઊપજેલી ચર્ચાને અંગે પુછાયેલા પ્રશ્નોના જવાબના લેખો આ પ્રકરણમાં એકઠા કરીને આપેલા છે. — પ્રકાશક]

એક ભાઈએ લાંબો કાગળ લખ્યો છે. તેમાં પોતાને રહેલી મૂંઝવણો બતાવી છે અને પછી પોતે શ્રાવક હોઈ જૈનધર્મ શું બતાવે છે તે લખ્યું છે. તેમાંથી નીચેનો એક પ્રશ્ન આ છે :

"આપે લખ્યું છે કે, 'રખડતાં કૂતરાં પાળી શકાય? જો ન પળાય તો તેની પાંજરાપોળ બનાવાય? બેમાંથી એક પણ વસ્તુ ન બને તો **તેમને મારવા સિવાય** બીજો ઉપાય હું જોતો નથી.' કૂતરું હડકાયું ન હોય તોપણ ઉપલા બે માર્ગની ગેરહાજરીમાં રખડતાં કૂતરાંમાત્રને મારવાં જોઈએ એમ આ લખાણથી આપ સૂચવો છો?

"જવાબ હકારમાં હોય તો, અનેક હાનિકારક પશુઓ, પંખીઓ ને જંતુઓ માનવજીવનને હરકતકર્તા ન થતાં હોય ત્યાં સુધી તેમને કોઈ મારતું નથી. કૂતરાંને પણ હરકતકર્તા ન થાય ત્યાં સુધી ભવિષ્યમાં થશે એવા ખ્યાલે દેખીએ ત્યાંથી મારવાં જ શું કરવા? એમાં દયાધર્મ શી રીતે જળવાય? પ્રાણીમાત્રનું ભદ્ર ઇચ્છનારથી આવું થઈ શકે ખરું?"

મારો આશય નથી સમજાયો તેથી આવા પ્રશ્નો ઊઠે છે. મારવાને ખાતર તો હડકાયાં કૂતરાંને પણ મારવાનું હું સૂચવું તેમ નથી, તો પછી રખડતાંની તો વાત શી? રખડતાં કૂતરાંને જોતાં જ મારવાનુંયે મેં નથી સૂચવ્યું. મેં તો તેવો કાયદો કરવાનું સૂચવ્યું છે. જો તેવો કાયદો થાય તો સહેજે દયાળુ લોકો જાગૃત થાય ને રખડતાં કૂતરાંને સારુ કંઈક ઇલાજ શોધી લે. તેમાંનાં કેટલાંક પળાય, કેટલાંક એક જગ્યાએ સંઘરાય. આવો ઇલાજ એક જ વેળા લેવો પડે. રખડતાં કૂતરાં ઊંચેથી ઊતરતાં નથી. તે સમાજના આળસની, શિથિલતાની, અજ્ઞાનની નિશાની હોય છે. એવાં કૂતરાંનો ઉપદ્રવ થાય તેમાં જ્ઞાનનો અને તેથી દયાનો અભાવ હોય છે. કોઈ રેઢિયાળ કૂતરાંને રોટલો ન આપે તો તે ભાગી જાય. મેં સૂચવેલા ઉપાયમાં જોકે સમાજનો સ્વાર્થ અવશ્ય રહ્યો છે, છતાં કૂતરાંના ભલાનો વિચાર પણ છે જ. કોઈ પણ પ્રાણી રખડતું ન રહે એમ ઇચ્છવાનો ને કરવાનો દયાધર્મીનો ધર્મ છે. તેના પાલનને અંગે કોઈ જ પ્રસંગે કૂતરાંનો વધ આવશ્યક હોય.

બીજો પ્રશ્ન આ છે:

"જ્યારે જ્યારે કૂતરાંનો ઉપદ્રવ થાય ત્યારે તે મનુષ્યને હાથે મરવાનાં, એ વાત તો બરાબર છે. પણ 'તે હડકાયાં થાય ત્યાં લગી રાહ જોવામાં તેની ઉપર દયા નથી થતી;' આનો અર્થ એમ થઈ શકે કે કૂતરાંમાત્ર ભવિષ્યમાં હડકાયાં થવાનાં જ, ને તેથી તેમની સારી હાલતમાં પણ તેમને કતલ કરી સાવચેતીના ઉપાય લેવા. આ બાબત આશ્રમમાં રહેતા મારા એક મિત્રની સાથે મારે વાત થયેલી. તેમણે આપને તે બાબત પૂછેલું. ને આપે એમ કહેલું

સાંભળ્યું છે કે કૂતરાંને દેખવાં ત્યાંથી જ શોધીશોધીને મારવાં એવું હું કહેતો જ નથી. જ્યારે તે મનુષ્યજીવનને જોખમમાં મૂકે એવા ઉપદ્રવનાં કારણભૂત બન્યાં હોય ને બીજો ઉપાય ન હોય તો જ છેવટનો ઉપાય લેવો અનિવાર્ય છે, લેવો જ એમ પણ આપ નથી કહેતા. આપનાં લખાણમાંથી આવો અર્થ સરળ રીતે નથી નીકળતો, મારી મરડીને કાઢવા બેસતાં પણ મુશ્કેલી છે. તો આપ એ માટે વધારે સ્પષ્ટીકરણ ન કરો ?"

મારાં આગલાં લખાણ અને ઉપરના ઉત્તર પછી આનો ખુલાસો વિશેષ કરવાપણું નથી રહેતું. કૂતરાં હડકાયાં થવાની રાહ ન જ જોવાય એટલું મારે સ્પષ્ટ કરવું જોઈએ. રખડતું કૂતરુંમાત્ર હાનિકારક છે. તે ઉપદ્રવ શહેરોમાં જ થાય છે ને તે અટકવો જોઈએ. સર્પના કરડવાની આપણે રાહ નથી જોતા. કૂતરું કરડે તેમાં જ હડકવા છુપાયેલ છે. એક મિત્રે મને હડકવાના રોગથી પીડાતાંના આંકડા મોકલ્યા છે તે જાણવા જોગ છે. એ આંકડા અમદાવાદની સિવિલ હૉસ્પિતાલમાં કૂતરાંના કરડને અંગે સારવાર થયેલાં દર્દીઓના છે. ત્યાં ન આવ્યાં હોય એવાં તો બીજાં કેટલાંયે હશે.

| મુદત | અમદાવાદ શહેરમાંનાં દરદીઓની સંખ્યા | બીજા ગામનાં દરદીની સંખ્યા | કુલ સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૨૫ (માહે જાનેવારી થી ડિસેમ્બર) | ૧૯૪ | ૯૨૩ | ૧૧૧૭ |
| ૧૯૨૬ (માહે જાનેવારી થી સપ્ટેમ્બર) | ૨૯૫ | ૬૯૫ | ૯૯૦ |

આ સંખ્યા દરેક સમાજહિતેચ્છુને ચોંકાવનારી છે, દયાધર્મીને વિશેષે. હું જાણું છું કે જેટલા કરડ તેટલા

હડકવાના નથી હોતા. પણ કયા છે અને કયા નથી તે ઓળખવું બહુ મુશ્કેલ છે. અને ઘણા કેસ હડકવાના સિદ્ધ થવાથી દહેશત ખાઈને લોકો ઇસ્પિતાલે દોડે છે. આ દહેશતમાંથી તેઓને મુક્ત કરવાનો એક જ ઉપાય છે, તે એ કે રખડતાં કૂતરાં ન રહેવાં જોઈએ. જ્યારે ચાળીસ વર્ષ પૂર્વે વિલાયતમાં હડકવાનો ઉપદ્રવ થયો ત્યારે હું ત્યાં હતો. ત્યાં રખડતાં કૂતરાં તો હોય જ શાનાં ? પણ ધણિયાતાંને સારુ ત્યાં કાયદો એવો કર્યો કે જે કૂતરાંને ગળે પટો અને તે ઉપર ધણીનું નામઠામ નહિ હોય, ને જે કૂતરાંને મોઢે જાળીદાર મુસકી નહિ હોય તેને મારી નાખવામાં આવશે. આ કાયદો કેવળ દયાપ્રેરિત હતો. તેને પરિણામે બીજે જ દિવસે લંડનનાં કૂતરાં મુસકીવાળાં અને ડોકે પટાવાળાં જોવામાં આવ્યાં. થોડાં જ કૂતરાંને મારવાનો પ્રસંગ આવ્યો હશે. પશ્ચિમના લોકો જીવદયા જાણતા જ નથી એમ જો આપણામાંના કોઈ માનતા હોય તો તે અજ્ઞાનકૂપમાં ફસાયેલા છે. જીવદયાનો આદર્શ ત્યાં નીચો છે, પણ જે આદર્શ છે તેનો અમલ તેમનામાં આપણા કરતાં ઘણો વધારે છે. આપણે આદર્શની ઉચ્ચતાથી સંતોષ પામી અમલને વિષે મંદ અથવા આળસુ રહીએ છીએ. આપણે ઘોર તમસમાં ફસાયેલા દેખાઈએ છીએ. જુઓ આપણાં રેઢિયાળ મનુષ્ય, ઢોર અને બીજાં પ્રાણી. એ ધર્મ નહિ પણ અધર્મની નિશાની છે.

બીજો પ્રશ્ન આ છે:

“આપ વ્યક્તિગત અને સામુદાયિક ધર્મની વ્યાખ્યા જુદી જુદી કરો છો એ તો મેં સાંભળ્યું છે. પણ વ્યક્તિગત ધર્મની પેઠે જ સામુદાયિક ધર્મની પણ વ્યાખ્યા રાખવામાં શું ખોટું છે ?

આદર્શ, ધ્યેય તો સૌને માટે સર્વશ્રેષ્ઠ જ હોવું જોઈએને? ન બની શકે, નથી બની શકવાનું, એ વાત જુદી છે. ને એ તો વ્યક્તિગત ધર્મને માટે પણ એમ જ છે. આપે જ કહેલું કે ક્રૂર પશુને પણ પ્રાણને ભોગે બચાવવાની મારી ભાવના છે. પણ એવો પ્રસંગ આવે ત્યારે હું શું કરીશ તે કહી શકું નહિ. આ જ દાખલો સામુદાયિક ધર્મને પણ બંધ બેસતો કરીએ તો બન્નેના ધર્મની વ્યાખ્યા જુદી જુદી કલ્પવાની ક્યાં જરૂર રહે છે?"

વ્યક્તિગત અને સામુદાયિક ધર્મની વ્યાખ્યા મેં જુદી માનેલી જ નથી. ધર્મના સિદ્ધાંતની વ્યાખ્યા એક જ હોય. પણ તેના અમલની મર્યાદા વ્યક્તિ તેમ જ સમાજને સારુ મેં જુદી કલ્પી છે. વાસ્તવિક રીતે તો અમલની મર્યાદા વ્યક્તિદીઠ નોખી નોખી હોય છે. એવા કોઈ બે મનુષ્યોને હું નથી જાણતો કે જેમની અહિંસાની મર્યાદા એક હોય; જ્યારે અહિંસાધર્મની તેમની વ્યાખ્યા તો એક જ હોય છે. સામુદાયિક અમલની મર્યાદા બધાની સરેરાશ હોય. એટલે કે જ્યાં સમુદાયનો એક ભાગ દૂધાહારી હોય ને બીજો ફલાહારી હોય ત્યાં સામુદાયિક મર્યાદા દૂધ-ફલાહારીની ગણાય. અર્થાત્ બન્ને પોતપોતાની મર્યાદામાં રહી વર્તે.

આટલા પ્રશ્નો પછી લખનાર બે જૈન સિદ્ધાંતોનું નિરૂપણ આ પ્રમાણે કરે છે:

"જૈન સિદ્ધાંતની રચના સ્યાદ્વાદ છે, બીજા શબ્દોમાં અનેકાન્ત પણ કહે છે. એને માટે એક જૈન ગીતાર્થનાં વચનો નીચે પ્રમાણે છે.

'વચનસાપેક્ષ વ્યવહાર સાચો કહ્યો,
વચનનિરપેક્ષ વ્યવહાર જૂઠો.'

આ વચનો જ બતાવી આપે છે કે સંજોગોને આધીન એક કામ હિંસા હોય તે બીજા સંજોગોમાં અહિંસા પણ ઠરે; મનુષ્યે

વિવેકપૂર્વક સમજી તોડ બાંધવો જોઈએ. જૈન શાસનની બે શાખાઓ સાધુ અને શ્રાવક. એના ધર્મની વ્યાખ્યાઓ નીચે પ્રમાણે કલ્પેલી છે:

સાધુ સર્વથા અહિંસક. પોતાની જાતને બચાવવાને અર્થે ખાય પણ નહિ, ખાવાને સારુ રાંધે પણ નહિ, ને ડગલું પણ ભરે નહિ. કરે તે કલ્યાણ સાધવાના હેતુથી, પણ બની શકે એટલા દોષથી મુક્ત રહીને. એ દોષની સંખ્યા ૪૨ ની કલ્પેલી છે. સાધુને જૈન દર્શનમાં નિર્ગ્રંથ કહ્યો છે. ત્યાગી, સર્વથા ત્યાગી કહ્યો છે.

અત્યારે આ વ્યાખ્યા ને આ કલ્પના પ્રમાણેનો એક પણ સાધુ નથી જ એમ હું માનું છું. (હોય તો મારી અલ્પશક્તિથી હું જાણતો નથી.)

શ્રાવક નિરપરાધી હોય. પોતાને જરૂર ન હોય ને જેમાં પોતાનો સ્વાર્થ ન હોય, એવા કોઈ પણ જીવને હણે નહિ.

શ્રાવક સંસારી છે. માટે આથી વધારે દયા પાળી જ શકે નહિ એમ શાસ્ત્રકારે કલ્પેલું છે. ને તેથી દયાનું માપ વીશ વસાની સંખ્યામાં કલ્પી, સાધુ વીશ વસાની, ને શ્રાવક સવા વસાની દયા પાળી શકે એમ ધોરણ ઠરાવ્યું છે. શ્રાવક એથી વધારે પાળે તો તે સાધુવૃત્તિમાં વધતો જઈને. પણ શ્રાવકદશામાં એથી વધારે પાળવાનું અશક્ય જ છે."

આ નિરૂપણથી હું અપરિચિત નહોતો. મેં તો જાણ્યું જ છે કે જૈન સિદ્ધાંત મેં આપેલા અભિપ્રાયોનો વિરોધી નથી. ઉપરનું નિરૂપણ જો જૈનોને માન્ય હોય તો મારો અભિપ્રાય તેમાંથી જ ઘટાવી શકાય છે. પણ એ સિદ્ધાંત જૈનોને માન્ય હો વા ન હો, મેં આપેલા અભિપ્રાયનું પ્રતિપાદન સ્વતંત્ર રીતે થઈ શકે છે અને થયું છે એવી મારી અલ્પમતિ છે.

તા. ૭-૧૧-'૨૬

## ૨

એક મિત્રે ઘણા પ્રશ્નો ઉઠાવ્યા છે ને લાંબો લેખ લખી પોતાની અનેક શંકાઓ બતાવી છે. તેમણે શુદ્ધ ભાવથી પોતાની શંકાઓ રજૂ કરી છે. આ લેખમાળાવાળા 'નવજીવન'ના અંકો પણ તેમણે પોતાનાં ટિપ્પણોસહિત મોકલ્યા છે. તેમના લેખમાંના ઘણા પ્રશ્નોનો ઉકેલ તો થઈ ગયો માનું છું, છતાં પ્રશ્નોને ઘટતા ઉત્તરો અહીં લખી જાઉં છું.

મને લાગે છે કે હું આ વિષયને તટસ્થપણે વિચારી રહ્યો છું. મને હિંસાનો પક્ષપાત હોય જ નહિ. મેં આપેલા અભિપ્રાયનોયે નથી. મને પક્ષપાત સત્યનો જ છે, અને મારે અહિંસક માર્ગે જ સત્ય શોધવું છે. બીજે માર્ગે તે ન જ મળે એમ મેં અનુભવ્યું છે. સત્ય છે કે નહિ, અહિંસા પરમ ધર્મ છે કે નહિ, એ મારે મન વાદગ્રસ્ત વાત નથી. એ વિષે મારા મનમાં શંકા ઊઠવાનો સંભવ સરખો હું માનતો નથી. પણ તેનું પાલન કેમ થાય એ પ્રશ્ન મારી પાસે હમેશાં ખડો થાય છે. પ્રતિક્ષણ નવીનતાઓ નજરે આવે છે. તે પાલનમાં ભૂલો થવાનો સંભવ હું અવશ્ય માનું છું. તેવી ભૂલોથી બચવા સારુ હું બહુ જાગૃત રહું છું. છતાં ઝોકું આવી જાય એ સંભવે. તેથી જો મિત્રોનો વિરુદ્ધ અભિપ્રાય મને માન્ય ન થાય તો તેઓ મને એકપક્ષી ન ગણે, પણ અણસમજુ ગણી ક્ષમા કરે અને ધીરજ રાખે.

૧. હડકવાનો રોગ નિમિત્તમાત્ર છે.

૨. તે રોગને સારુ સરકાર પ્રયત્ન કરો કે મ્યુનિસિપાલિટી, પણ એ પ્રયત્ન એક જ દૃષ્ટિએ થયેલો હશે. જો

મહાજનમાં અહિંસા ખરેખર હોય તો તેઓ જ એનો ઇલાજ શોધે. કૂતરાંને ન મારવાનો ધર્મ સરકાર સ્વીકારશે નહિ. મ્યુનિસિપાલિટીમાં પણ ઘણા સંપ્રદાયના સભ્યો હોય છે. તેથી તે પણ તેનો અહિંસક ઉપાય નહિ શોધે.

૩. અહિંસક ઉપાય શોધવાનો બોજો મહાજન ઉપર જ હોય. મહાજનને નિર્દોષ કે નિરુપાય માનવામાં ભૂલ છે.

૪. આ ચર્ચાને સારુ રોગગ્રસ્ત કૂતરાંમાં ને ખૂની મનુષ્યમાં હું કશો તફાવત નથી જોતો. ખૂનીપણું પણ રોગ છે. ખૂની પોતાપણું ભૂલે છે ત્યારે જ ખૂન કરે છે. બન્ને દયાને પાત્ર છે. પણ બન્ને જો બીજાને પીડતા જોવામાં આવે ને તેને દેહમુક્ત કરવા ઘટે, તો તેમ કરીને પણ તેમને રોકવાનો ધર્મ પેદા થાય છે. આ ધર્મ અહિંસકને સારુ વિશેષ છે.

૫. કૂતરાં ઘેર ઘેર પાળવાં જ એમ કહેવાનો આશય જ નથી. જો કૂતરાં રાખવાં તો તે પાળેલાં હોવાં જોઈએ. પાળેલાંને રોગ નહિ થાય એમ નહિ, પણ પાળેલાંને સારુ તેનો પાલક જવાબદાર થશે.

૬. શેરીનાં કૂતરાં આજે તો સાધુસંત જેવાં નથી. કદી હતાં નહિ. પાળેલાં કૂતરાં તેવાં હોય છે. તેમને સાધુસંતની જેમ રાખવાને અર્થે જ આ ચર્ચા ચાલી રહેલી છે.

૭. રઝળતાં કૂતરાં દીઠાં કે મારવાં એવો અભિપ્રાય મેં નથી આપ્યો, પણ મેં તો એવો કાયદો સૂચવ્યો છે. એ કાયદામાં કૂતરાંની રક્ષા રહેલી છે. કેમકે તેથી દયાળુ મનુષ્યો પોતાનો ધર્મ સમજી કૂતરાંને કાં તો પાળશે અથવા બીજો ઉપાય શોધશે. અને એવા કાયદાને લીધે કૂતરાંનું રઝળવાપણું

નાબૂદ થશે. ભિખારીને ભિક્ષા ન આપવામાં મુદ્દો ભિખારીને મારવાનો નથી. તેમને સ્વાશ્રયી બનાવવાનો, મનુષ્ય બનાવવાનો છે. કૂતરાંને મારવાનો ધર્મ તો મેં આગલા અંકોમાં સૂચવેલી મર્યાદામાં જ પેદા થઈ શકે છે. કૂતરાંને મારવાં એ પાપ છે એમ કહેવામાં મારા અભિપ્રાયનું ખંડન જ નથી. કેમકે મેં તેની વિરુદ્ધ અભિપ્રાય જ નથી આપ્યો.

૮. અંબાલાલ શેઠે શું કર્યું ને કર્યું તે બરોબર કે નહિ, અથવા મેં જે મત દર્શાવ્યો તે બરોબર હતો કે નહિ એ ચર્ચા નિરર્થક છે. આપણી પાસે તે કિસ્સાની બધી હકીકત પણ નથી. તેનાથી ઊપજતો અહિંસાનો મહાન કોયડો જ ચર્ચવા યોગ્ય છે, અને અંબાલાલભાઈના કેસને છણવાથી તે કોયડાના ઉકેલમાં વિઘ્ન સમજું છું.

૯. સવાલ આટલો જ છે: અમુક સંજોગોમાં બીજા બધા ઇલાજો લેવાનું ન બની શકે ત્યારે કૂતરાંને મારવાનો ધર્મ અહિંસાની દૃષ્ટિએ હોઈ શકે કે નહિ? હું માનું છું કે હોઈ શકે, અને આ વિષે બે મત ન હોય એમ હું હજુ પણ માનું છું. તેવા પ્રસંગને વિષે જ મતભિન્નતા ભલે હોય; એવા પ્રસંગ હમેશાં હોય નહિ એટલું બસ છે.

૧૦. પણ હું એક મતભિન્નતા જોઈ રહ્યો છું ખરો. જેની શંકાઓને અંગે આ કલમો હું લખી રહ્યો છું તેમના લેખમાં અને બીજા ઘણા લેખોમાં દેહના આત્યંતિક નાશને વિષે હર પ્રસંગે સંકોચ રહ્યો જ છે. જેમકે, હડકાયાં કૂતરાંને પૂરી રાખી તેમને રિબાઈને મરવા દેવાનું સૂચન છે; જ્યારે મારો દયાધર્મ મારે સારુ એ વસ્તુ અશક્ય બનાવી મૂકે છે. હું કૂતરાને કે મનુષ્યને તરફડતું નહિ જોઈ શકું. તરફડતા

મનુષ્યને હું મારતો નથી, કેમકે મારી પાસે તેને સારુ આશાજનક ઇલાજ છે. તરફડતાં કૂતરાંને હું મારું કેમકે તેમને સારુ મારી પાસે આશાજનક ઇલાજ નથી. મારા બાળકને હડકવા થાય ને તેના રોગના નિવારણને સારુ મારી પાસે આશાજનક ઇલાજ ન હોય તો, ને તે દુ:ખથી રિબાતું હોય તો, તેના દેહનો અંત લાવવાને હું ધર્મ ગણું. દૈવ ઉપર આધાર રાખવાના ધર્મને મર્યાદા છે. ઉપાય લીધા પછી આપણે દૈવાધીન થઈએ છીએ. તરફડતા બાળકને સારુ અનેક ઇલાજોમાં છેલ્લો ઇલાજ તેને દેહમુક્ત કરવાનો પણ છે.

પણ આ ચર્ચાને હું હાલ લંબાવવા નહિ ઇચ્છું. મારી દૃષ્ટિએ જેને હું આપણી અથવા અહિંસાધર્મીઓની પામરતા માનું છું તે આ ધર્મ સમજાવવામાં અંતરાયરૂપે છે. તેથી આ મતભેદને સહન કરવાની વિનંતિ કરું છું.

આટલું એક વિવેકી મિત્રના પ્રશ્નો વિષે. હવે એક ક્રોધી મિત્રના પ્રશ્નો લઈએ:

"અમને તો લાગે છે કે આપ પાશ્ચાત્ય દેશના પવનમાં વધુ વખત રહ્યા છો, તેના સાહિત્યનો અભ્યાસ કર્યો છે ને તેના સંસ્કારો આપના હૃદયમાં પડ્યા છે, તેથી જ આપ મનુષ્યની દયા ચિંતવી પ્રાણીનો જીવ લેવો વધારે ઇષ્ટ ગણો છો. માટે બહુ શાંતિથી વિચારી આપની ભૂલ કબૂલ કરી જગત સન્મુખ માફી માગો એ જગતમાં ગણાતા મહાપુરુષનું કર્તવ્ય છે. આપે હજાર ગળણે ગળીને જ પછી જે ઇષ્ટ હોય તે કરવું જોઈએ. પણ આપે તો ચર્ચાને વધુ જોસ આપી આપના નામને ઝાંખું કર્યું છે."

આવી જાતના કાગળોમાંથી આ હળવું વાક્ય મેં ઉતાર્યું છે. મેં વગરવિચાર્યે મારો અભિપ્રાય આપ્યો નથી.

મારો અભિપ્રાય આજકાલનો નથી. અભિપ્રાય બાંધતાં પોતાની મોટાઈનો વિચાર કરે તે સત્યનો નિર્ણય નથી કરતો, તેની સામે તો તેની મોટાઈ પડી હોય છે ને તે તેને સત્ય જોવામાં વિઘ્નરૂપ નીવડે છે.

પશ્ચિમનું બધું ત્યાજ્ય છે એમ હું માનતો નથી. પશ્ચિમના સુધારાને મેં તીખા શબ્દોમાં વખોડ્યો છે. હજુ મારું મન તેને વખોડે છે. પણ એનો અર્થ એ નથી કે પશ્ચિમનું બધું ત્યાજ્ય છે. પશ્ચિમની પાસેથી હું ઘણું શીખ્યો છું ને તેનો હું ઋણી છું. પશ્ચિમના વસવાટે ને તેના સાહિત્યે મારા ઉપર કંઈ જ અસર ન કરી હોય તો હું મારાં દુર્ભાગ્ય સમજું. પણ કૂતરાંને લગતો અભિપ્રાય મેં પશ્ચિમની કેળવણીની અસરથી બાંધ્યો હોય એમ હું માનતો નથી. પશ્ચિમ —એક નાના સંપ્રદાયને બાદ કરીએ તો—એમ શીખવે છે કે મનુષ્યેતર પ્રાણીમાત્રને મનુષ્યના મનાયેલા ભલાને ખાતર મારવામાં દોષ નથી. તેથી પશ્ચિમે જીવતાં પ્રાણીઓની કાપકૂપને ઉત્તેજન આપ્યું છે. પશ્ચિમમાં સ્વાદને અર્થે અનેક પ્રકારની હિંસા કરવામાં દોષ ગણાતો નથી. આ વસ્તુઓને હું સ્વીકારતો નથી. પશ્ચિમના ધોરણ પ્રમાણે તો નકામાં થયેલાં પ્રાણીમાત્રને મારી નાંખવામાં પાપ નથી ગણાતું પણ પુણ્ય ગણાય છે. મારા અભિપ્રાયમાં ડગલે ડગલે મર્યાદા છે. 'શાકાહાર' ને હું હિંસા ગણું છું તે શિક્ષણ પશ્ચિમનું નહિ ગણાય.

સિદ્ધાંતોનો અને તેના અમલનો વિચાર કરતાં આપણે નકામી દલીલોને અથવા મિથ્યારોપોને સ્થાન ન આપવું ઘટે. મારા અભિપ્રાયની તુલના સ્વતંત્ર રીતે થવી જોઈએ.

તે પશ્ચિમમાંથી આવી હો કે પૂર્વમાંથી — તેની જડ સત્ય છે કે અસત્ય, અહિંસા છે કે હિંસા એ જ વિચારવું યોગ્ય હોય. મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય અને અહિંસા તેની જડ છે.

તા. ૧૪-૧૧-'૨૬

## ૩

એક ભાઈના પત્રનું અવતરણ ટૂંકું કરવાના હેતુથી તે મારી ભાષામાં આપું છું. ને તે તે પ્રશ્નનો નીચે જવાબ આપું છું.

"જીવમાત્ર ઝૂરી ઝૂરીને મરે છે. નરકમાં પડેલો પણ જીવવા ઇચ્છે છે. કૂતરાંને પણ મરવું ગમતું નથી. તેથી જે મનુષ્ય તેને મારે છે તેને તે દુર્ગતિ આપવામાં સહાયભૂત થાય છે."

એક મનુષ્ય બીજાને મારીને તેને દુર્ગતિ કેમ આપી શકે એ મારી સમજની બહાર છે. મનુષ્ય પોતે જ પોતાના બંધન-મોક્ષનું કારણ થાય છે, બીજાના નહિ. અહિંસાધર્મનું પાલન પોતાના જ મોક્ષને સારુ થાય છે.

"જે મનુષ્ય પોતાના સુખને સારુ હિંસા કરે છે તે પોતાની શક્તિનો દુરુપયોગ કરે છે."

આ નિર્વિવાદિત છે. કૂતરાંનો વધ જ્યાં મેં સૂચવ્યો છે ત્યાં કૂતરાંનું શ્રેય પ્રધાન હેતુ છે. તેમાં મનુષ્યનું સુખ રહેલું છે પણ તે ગૌણ છે. જે પોતાના સુખને જ સારુ વધ કરે છે તે તો હિંસા જ કરે છે.

"જો તમે એમ માનો કે જીવનો નાશ તો છે જ નહિ, દેહનો છે જ, તો પછી વહેલો કે મોડો તેનો નાશ થાય

તેમાં શો બાધ? આ ઠીક છે, પણ તેથી કંઈ બીજાના જીવ લેવાનો મનુષ્યને ઇજારો નથી મળતો."

આને વિષે મને શંકા જ નથી. આવી હિંસા પણ આપણે અનિવાર્ય સમજી કરીએ છીએ, જેમ કે આહારાદિ નિમિત્તે થતી હિંસા. દેહ નાશવંત હોવાથી જોકે બીજાનો દેહ લેવાનો ઇજારો મનુષ્યને નથી મળતો છતાં આવશ્યક પ્રસંગે તેનો નાશ કરતાં અચકાવું તે દેહનો પ્રતિક્ષણ થતો નાશ ભૂલી જવા જેવું છે. સડેલો હાથ કાપવામાંયે દેહનો નાશ છે છતાં તે કાપીએ છીએ.

"વળી જો સામેના પ્રાણીના સુખનો વિચાર કરી તેને મારો તો પણ એ મોહ છે. સુખદુઃખ જેવું જગતમાં છે જ નહિ. બીજાનું રિબાવું તમે જોઈ ન શકો એ જ તમારું અજ્ઞાન સૂચવે છે. બીજાના સુખદુઃખની જેની ઉપર અસર થાય નહિ તે જ ભવ્ય આત્મા છે. અને તેથી તે કોઈની પણ હિંસા નથી કરતો."

આ પ્રશ્નમાં રહેલી દલીલમાં હું અજાણપણે મિથ્યાત્વ રહેલું જોઉં છું. બીજાના સુખદુઃખની અસર જ્યાં નથી ત્યાં દયા નથી, જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી, અહિંસા નથી. બીજાનું સુખ શોધતાં જ અહિંસાની શોધ થઈ. મનુષ્યે જ્યારે પોતાને બીજામાં જોયો ને બીજામાં પોતાને જોયો ત્યારે તે બીજાને સુખે સુખી થયો, તેને દુઃખે દુઃખી થયો. તેથી તેણે પોતાના ઐહિક સુખના ત્યાગમાં આત્મિક સુખ અનુભવ્યું અને તેથી તે પોતાને અર્થે મૂર્છિત જગતની હિંસા કરતો અટક્યો.

"સંસારીનાં દુઃખ મટાડવા પ્રયત્ન કરવો તે સંસારદૃષ્ટિ છે. એટલે તેમાં જ હિંસા છે. પછી તેમાંથી અહિંસાનું પ્રતિપાદન કેમ થઈ શકે?"

આ વાક્ય લખનારને કે કોઈને શોભે તેવું નથી જણાતું. આપણે બધા સંસારનાં દુઃખ મટાડવાનો સતત્ પ્રયત્ન કરીએ છીએ. ભૂખ, તરસ, ટાઢ, તાપ મટાડવામાં આપણે ઘણો કાળ ગાળીએ છીએ. પણ જેઓ કેવળ પોતાનાં જ ભૂખાદિ મટાડી વિરમે છે તે સ્વેચ્છાચારી ભોગી ગણાય છે. જે બીજાનાં મટાડી પોતાનાં મટાડવા અલ્પ પ્રયત્ન કરે છે તે વીતરાગી ગણાય છે.

એક બીજા ભાઈ લખે છે:

"તમે રાયચંદભાઈને લખેલું ભૂલી ગયા જણાઓ છો. તમે તેમને પૂછ્યું, 'મને સર્પ કરડવા આવે ત્યારે મારે શું કરવું?' તેમણે કહ્યું, 'તમારે તમારો દેહ જતો કરવો પણ સર્પને ન હણવો.' હવે તમે કૂતરાંને વિષે બીજો ન્યાય કાઢ્યો જણાય છે."

મેં બીજો ન્યાય નથી કાઢ્યો. મારે સારુ કોઈને મારવાનું મેં સમર્થન કર્યું નથી. મારો એવો પ્રયત્ન છે કે મને સર્પ કરડવા આવશે કે કોઈ મારવા આવશે ત્યારે તેને મારીને હું જીવવા ન ઇચ્છું ને મને દેહ જતો કરવાની શક્તિ ઈશ્વર આપે. આપણી ચર્ચામાં સમાજદૃષ્ટિ છે અને દુઃખે રિબાતાં પ્રાણીની પોતાની દૃષ્ટિ છે. દુઃખે રિબાતો સર્પ જેને જિવાડવાનો મારી પાસે કોઈ ઇલાજ નથી તેને મારવો કે નહિ એ પ્રશ્ન મેં રાયચંદભાઈને પૂછ્યો હોત, અથવા મારી રક્ષા નીચે રહેલા કોઈને તે ડંખવા આવે ને તેને વાળવાની મારી શક્તિ ન હોય તો રક્ષિતની રક્ષા ખાતર મારે મારવો કે નહિ

એ પ્રશ્ન મેં પૂછ્યો હોત તો રાયચંદભાઈ શો જવાબ આપત એ આપણામાંના કોઈ ચોક્કસ રીતે ન કહી શકીએ. મારા અભિપ્રાય વિષે મને શંકા નથી.

એક ત્રીજા ભાઈ લખે છે :

"તમારાં લખાણો પર મને બહુ શ્રદ્ધા છે. પણ તમારાં હમણાંનાં લખાણ શંકા ઉપજાવે છે. શ્રીમદ્ અમૃતચંદ્ર આચાર્યના મતથી તમારો મત વિરુદ્ધ જતો જણાય છે, જોકે આજ લગી આચાર્યજીના મતને તમારો મત મળતો જણાયો છે.

તેઓ કહે છેઃ

रक्षा भवति बहूनामेकस्यैवास्य जीवहरणेन ।
इति मत्वा कर्तव्यं न हिंसनं हिंस्रसत्त्वानाम् ॥

આ એક જીવને મારવાથી બહુ જીવોની રક્ષા થાય છે એમ માનીને હિંસક જીવોની પણ હિંસા ન કરવી ઘટે.

बहुसत्त्वघातिनोऽमी जीवन्त उपार्जयन्ति गुरुपापम् ।
इत्यनुकम्पां कृत्वा न हिंसनीयाः शरीरिणो हिंस्राः ॥

અથવા બહુ જીવોના ઘાતી આ જીવ જીવતા રહેશે તો અધિક પાપ ઉપાર્જન કરશે એમ માની દયા ખાઈને પણ હિંસક જીવોને ન મારવા ઘટે.

बहु दुःखासंज्ञपिताः प्रयान्ति त्वचिरेण दुःखविच्छित्तिम् ।
इति वासनाकृपाणीमादाय न दुःखिनोऽपि हन्तव्याः ॥

અથવા 'અનેક દુઃખોથી પીડિત જીવ શીઘ્ર દુઃખમુક્ત થશે' એવા વિચાર રૂપી તલવાર લઈ તે વડે પણ દુઃખી જીવને ન મારવા ઘટે.

આમાં ને તમારા હમણાંના વિચારમાં ભેદ જોવામાં આવે છે. આનું વધારે સ્પષ્ટીકરણ 'પુરુષાર્થસિદ્ધ્યુપાય'માં છે. તે જોવા બાદ તમે તમારો અભિપ્રાય આપો એમ માગું છું."

'પુરુષાર્થસિદ્ધ્યુપાય' મને શ્રી. રેવાશંકરભાઈએ દક્ષિણ આફ્રિકામાં મોકલ્યું હતું ત્યારે તે વાંચી ગયેલો. મારા વિચારો અત્યારે કોઈને અવલંબતા નથી. તે બધા મેં પ્રથમ ગમે ત્યાંથી ગ્રહણ કર્યા હોય પણ અત્યારે તો તે મારા જીવનનો અંશ છે અને તે બતાવવાનું પ્રાપ્ત થતાં જ મારે બતાવવા પડ્યા છે. અહિંસાધર્મની આવી સૂક્ષ્મ ચર્ચાથી તાત્કાલિક બહુ લાભ થાય એમ હું નથી માનતો. પણ અત્યારે તેને વિષે મારી દૃષ્ટિએ એટલું બધું અજ્ઞાન વર્તે છે કે જો હું કોઈ પણ ભયને લીધે કે મોહને વશ થઈને મારા વિચારો દાબું તો દોષમાં પડું એમ માનું છું. તેથી જ લાચાર થઈ આ લેખમાળા લખી રહ્યો છું.

મારી મતિ પ્રમાણે જે શ્લોક ઉપર ટાંક્યા છે તેમાં ને મારા વિચારમાં ભેદ નથી. પણ કદાચ એમ સિદ્ધ થતું હોય તોયે મારો અભિપ્રાય મને અહિંસાધર્મને અનુસરતો લાગવાનો સંભવ છે.

મજકૂર શ્લોકનો આશય હું એવો સમજું છું કે મનુષ્યે તેમાં વર્ણવેલી ભાવના ભાવીને કોઈ પણ વધ ન કરવો. કારણ સ્પષ્ટ છે. એવા વધ અનિવાર્ય અને તેથી સ્વાભાવિક હોવા જોઈએ. ભાવના ભાવવામાં ઇરાદો અને આરંભ આવે છે, અને ઇરાદો-આરંભ હિંસાત્મક છે. સહજપ્રાપ્ત ધર્મ — જેને ગીતા નિષ્કામ કર્મ કહે છે, તે ઉકેલવું એ મુમુક્ષુનું કર્તવ્ય છે. તેણે જગતના મોક્ષનો વિચાર નથી કરવાનો પણ પોતાના મોક્ષમાર્ગમાં આવતી સેવા કરવાની છે. મેલાં પાણીનાં ખાબોચિયાં મારે પૂરવાં જોઈએ. પણ તે મને સ્વાભાવિક હોવાથી હું પૂરું. પૂરતી વેળા 'આમ કરવાથી હું જગતની

સેવા કરું છું' એવું અભિમાન ન રાખું. પણ તેમ કરતાં સૂક્ષ્મ જંતુનો વધ થશે ને સમાજની સેવા થશે એ જ્ઞાન મને નહિ હોય એવો આચાર્યનો આશય હોય એમ મને ભાસ નથી. આચાર્યનાં એ વચનોમાં નિરભિમાન, નમ્રતા, અલ્પારંભ ઇત્યાદિની રક્ષા છે. વધ કર્યા વિના ન જ ચાલે એવો પ્રસંગ આવે ત્યારે પણ કેવી માનસિક સ્થિતિ હોવી જોઈએ એ બતાવવા આ શ્લોકો રચાયા જણાય છે.

તા. ૨૧-૧૧-'૨૬

## ૪

કાગળો તો હજુ થોકબંધ ચાલ્યા જ આવે છે પણ એકે નવી દલીલ કે નવો વિચાર જોવા મળવાને બદલે એના એ જ સવાલો પુછાયાં કરે છે ને એની એ જ દલીલો થાય છે. તેથી જેઓ આ પ્રશ્નને વિચારી રહ્યા છે તેમને મારી વિનંતિ છે કે તેઓ આ લેખમાળા ફરીફરીને વાંચે. આવી સૂચના કરતાં મને સંકોચ નથી થતો કેમકે તેમાં મેં મારા ઉતાવળે કરેલા વિચારો નથી આપ્યા, પણ ઘણાં વર્ષોનો અનુભવ આપ્યો છે. મેં તેમાં નવા સિદ્ધાંત રજૂ નથી કર્યા પણ જૂના સિદ્ધાંતોને મૂર્તિમંત કરવા પ્રયત્ન કર્યો છે. તે મૂર્તિમંત થયા હો કે ન હો, તે મારા પ્રામાણિક વિચારો છે એટલે, અને મારી પાસેથી અહિંસાના ગૂઢ પ્રશ્નના ઉકેલની ઘણાં ભાઈબહેનો આશા રાખે છે તેથી—અને તેવાંઓને—હું આ લેખમાળા ફરી ફરી વાંચી જવાની ભલામણ કરું છું. ઘણા લેખકો મારાં અધૂરાં વાક્યોને ટાંકે છે ને તેમાંથી ઊપજતી મૂંઝવણોનો ઉકેલ માગે છે.

એક ભાઈ કહે છે 'તમે તો કૂતરાંની જાતિની જડ ઉખેડવા માગો છો.' મેં તો આવું ક્યાંયે નથી કહ્યું. મારું કહેવું તો તે જાતિની રક્ષાને અર્થે છે. મેં તો અમુક કૂતરાંને અમુક સંજોગોમાં મારી શકાય એટલું જ કહ્યું છે. આટલુંયે કહેવામાં દોષ હોય એ જુદી વાત. પણ દલીલ તો એ મર્યાદિત વધના કથન ઉપર જ રચવી જોઈએ.

કેટલાક ભાઈઓ પોતાને ગમતાં મારાં આગલાં વચનો ટાંકી હાલના મારા વિચારોમાં આગલાનો વિરોધ બતાવે છે. હું એવો વિરોધ નથી જોતો. જેવો પૂર્વે હતો તેવો જ અહિંસાનો પક્ષપાતી હું આજે પણ છું.

'પુષ્પપાંખડી જ્યાં દૂભાય
જિનવરની નહિ ત્યાં આજ્ઞાય'

એ હજુ પૂર્વની ભક્તિથી ગાઈ શકું છું, પણ જેમ ત્યારે કરતો હતો તેમ અત્યારે પણ વનસ્પતિનો, પુષ્પોનો ને ફળનો ઉપયોગ કર્યાં કરું છું. પણ એ ઉપયોગની પાછળ ભાવના એ રહેલી છે કે તેવો ઉપયોગ બને તેટલો ઓછો લેતા રહેવું ને દેહાધ્યાસ ક્ષીણ કરતા રહેવું.

'પણ પુષ્પ અને કૂતરાં વચ્ચે ક્યાં સરખામણી?' એમ કોઈ કહે છે. એ આક્ષેપ હું સાંખી રહું છું. એ સરખામણી પ્રસંગે થઈ શકે છે. સ્વચ્છંદ સેવવા અર્થે કરી હોય તો અધોગતિએ પહોંચાડે, ધર્મ સમજવા કે સમજાવવા કરી હોય તો શોભી શકે. મારી સરખામણીનો હેતુ નિર્મળ છે એટલે હું સુરક્ષિત છું.

અહિંસાધર્મીની પામરતા મને દુઃખદેણ થઈ પડી છે. અહિંસા નિર્માલ્યતા નથી. અહિંસામાં શક્તિનો અભાવ નથી.

અહિંસા પ્રચંડ શક્તિ છે. તેનું પૂરું તેજ આપણે નથી જોઈ શકતા, નથી સાંખી શકતા. આપણામાંના કોઈકને જ તેની ઝાંખી માત્ર થાય છે.

અહિંસા એ અમૂર્છિત આત્માનો ગુણવિશેષ છે. તે બીજા ગુણોના મૂળમાં રહેલી છે. એટલે તેનું પાલન વિચાર, વિવેક, વૈરાગ્ય, તપશ્ચર્યા, સમતા, જ્ઞાન વિના અસંભવિત છે. તેમાં કાયરપણું ન ચાલે. જેને અહિંસા સમજવી છે તેણે હિંસામાં રહેલી અહિંસાને સમજ્યે જ છૂટકો છે.

આ વાક્યનો અનર્થ ભલે થાઓ. ઈશ્વરના નામનો અનર્થ ક્યાં નથી થતો? તેને નામે ક્યાં આપણે રાક્ષસને નથી પૂજતા? તેને નામે ક્યાં ઓછાં પાપો, ઓછાં ખૂન થયાં છે? તેથી કંઈ ઈશ્વરના નામને ઝાંખપ પહોંચશે? તેથી કંઈ ઈશ્વરનું નામ આપણે ખૂણે સંતાઈને લઈશું?

કર્મમાત્ર સદોષ છે કેમકે તેમાં હિંસા રહેલી છે. છતાં કર્મના ક્ષયને સારુ પણ આપણે કર્મ જ કરીએ છીએ. દેહમાત્ર પાપ છે, છતાં દેહને તીર્થક્ષેત્ર બનાવીને તેની વાટે આપણે દેહમુક્તિ કેળવીએ છીએ. તેવું જ હિંસામાત્રનું સમજવું જોઈએ.

પણ એ હિંસા કેવી હોય? એ સ્વાભાવિક હોય, એ અલ્પતમ હોય, એની પાછળ કેવળ કરુણા હોય, એની પાછળ વિવેક હોય, મર્યાદા હોય, એને વિષે તટસ્થતા હોય, એ સહજપ્રાપ્ત ધર્મ હોય.

આ વિચારસરણીએ જતાં હિંસા પ્રતિદિન ઓછી જ થતી જાય. તેથી જે હિંસાનો ઉદ્દેશ અહિંસાનું ક્ષેત્ર વધારવાનો હોય, જે હિંસા અનિવાર્ય હોઈ થાય, જેનું પરિણામ

વિના પ્રયત્ને જોઈ શકાય એવું હોય, તે હિંસા ક્ષંતવ્ય છે; કર્તવ્ય પણ હોય. તેથી હિંસામાં અહિંસા હોઈ શકે એમ કહેવું મુદ્દલ અનુચિત નથી.

આટલું કહી અત્યારે આશ્રમમાં એ પ્રશ્નનો ઉકેલ કેવી રીતે થઈ રહ્યો છે તે સમજાવી આ લેખમાળા સમાપ્ત કરૂં છું:

આશ્રમમાં કૂતરાંનો પ્રશ્ન આશ્રમની ઉત્પત્તિથી જ ઊભો રહ્યો છે. મહાજનની પ્રવૃત્તિથી તેનો ઉપદ્રવ વધી ગયો છે. એ ઉપદ્રવ અત્યંત કષ્ટપૂર્વક સહન થઈ રહ્યો છે. હડકાયાં કૂતરાંનો વધ આશ્રમમાં થાય છે. એવા દાખલા દસ વર્ષમાં બે કે ત્રણ થયા હશે. બીજાં કોઈ કૂતરાંને મારવામાં નથી આવ્યાં. તેમને જ્યાં ત્યાં ખાવાનું આપવાનું બંધ કર્યું છે. એ નિયમનું સંપૂર્ણ પાલન થાય તો કૂતરાં તેમ જ અમે બધાં સુખી થઈએ એમ જોઉં છું. પણ તેનું પાલન સંપૂર્ણતાએ થઈ શકતું નથી. એકેએક આશ્રમવાસી તે સમજી શક્યા નથી ને સમજ્યા છે તે બધા તે નિયમના પાલનને વિષે પૂરા જાગૃત નથી. વળી આશ્રમને અંગે રહેતા મજૂરો તો આ નિયમને શાના પાળે?

કેટલાંક કૂતરાંને લાચાર થઈ પાળવાં પડે છે. એવી બે કૂતરીઓ તથા તેનાં બચ્ચાંઓનું પાલન અત્યારે થઈ રહ્યું છે. બચ્ચાંને સારુ ખાસ ગરમી મળે તેવી પેટી અથવા ટોપલી રાખવી પડી છે. તેમને દૂધ અપાય છે. માને સારુ ખાસ ખોરાક રંધાય છે.

બીજી તરફથી રખડતાં કૂતરાંને લઈ જવાની મહાજનને વિનંતિ કરી છે. તેનો સ્વીકાર પણ થયો છે. પણ હજુ મહાજનની ગાડી આવી નથી.

સહુને હું સમજું છું તેવો કૂતરાં પ્રત્યેનો ધર્મ સમજાવ્યો છે. પણ આ વિષયમાં સહુને ઘણુંખરું પોતાની આંતરપ્રેરણા પ્રમાણે કરવાની છૂટ છે. કોઈ મારવાનો ધર્મ મારી પાસેથી ગ્રહણ ન જ કરે; મારવાની છૂટ લઈ શકે. તે મેં મર્યાદાઓ મૂકીને સમજાવ્યું છે. સહુ પોતપોતાના ગજા પ્રમાણે સમજી તેનું પાલન કરે છે ને કરશે. મારો અભિપ્રાય સ્પષ્ટ ન સમજાયો હોય તો સમજાય તે ખાતર આશ્રમનો આચાર જે તે અભિપ્રાયને અનુસરે છે તેનો અહીં ઉલ્લેખ કર્યો છે.

પંડે દેહાંત લગી અગવડ ભોગવી બીજાને સગવડ લેવા દેવી એ અહિંસાધર્મ. અમુક વ્યક્તિ એવી અગવડ કેટલે લગી ભોગવવા તૈયાર છે તેનું માપ ત્રીજો પુરુષ ન જ કાઢી શકે. ધર્મ એક છે અને અનેક છે, કેમકે આત્મા પણ એકાનેક છે.

તા. ૨૮-૧૧-’૨૬

## ૬

# શ્રેયવાદ

'યંગ ઇન્ડિયા'ના એક હમેશના અભ્યાસીએ મને નીચેનું મોકલ્યું છે :

"'આ તે જીવદયા ?' વાળી લેખમાળાથી અમુક સંજોગોમાં હિંસા કરવાની ફરજ કેવી રહેલી છે એ વિષે જે વિચારો આપ પ્રજા આગળ મૂકી રહ્યા છો તેને અને ખાસ કરીને એ લેખમાળાના ૪થી નવેમ્બરના અંકમાં આપે રજૂ કરેલા વિચારોને ટેકો આપનારો એક વરસના જૂના એક અખબારમાંનો ખબરનો ફકરો આ જોડે મોકલું છું:

'[ટાઇમ્સ ઑફ ઇન્ડિયા માટે ખાસ]

લીટલટન (કોલોરાડો), ૧૩મી નવેમ્બર, (૧૯૨૫)

હેરોલ્ડ બ્લેઝર નામે ૬૧ વર્ષની ઉમ્મરના એક ગામડામાં ધંધો કરતા દાક્તરે પોતાની દીકરીને કલૉરોફૉર્મ આપી તેનો જાન લીધો. આનું કારણ એ હતું કે, દાક્તરને લાગ્યું કે પોતાનો અંતકાળ નજીક આવી લાગ્યો હતો અને પોતાની પાછળ પોતાની દીકરીની સંભાળ લેનારું કોઈ નહોતું. આ કેસના ચુકાદા વખતે જૂરીએ ચૌદ કલાક

વિચાર કર્યો પણ તેમની વચ્ચે એકમતી થઈ શકી નહિ અને તેમાંના અગિયાર જણાએ આરોપીને છોડી મૂકવાની તરફેણમાં મત આપતાં ફરિયાદી તરફથી મુકરદમો કાઢી નાંખવાની કોર્ટને વિનંતી કરવામાં આવી અને આરોપીને સંપૂર્ણપણે છોડી મેલવામાં આવ્યો. મુકરદમામાં દાક્તર બ્લેઝરના વકીલ મિ. હાઉરીની દલીલ એ હતી કે, આરોપીએ પોતાની અપંગ દીકરી કે જેને આરોપીએ બત્રીસ વરસ સુધી પાળી હતી, તેને પોતાની પાછળ બીજા ઉપર બોજારૂપ થઈ પડવા દેવા કરતાં મારી નાંખી એ એક ઉચિત સત્કાર્ય જ કર્યું. કારણ આ અષ્ટાવક્ર, હાથ પગ વાચા કે વિચારશક્તિ વગરની અને જેને ખોરાક પણ ચાવી આપીને તેના મોઢામાં મૂકવો પડતો એવી અપંગ અખમ છોકરીને આત્મા હોઈ શકે નહિ.'

આ જ અરસામાં ગયે વર્ષે મને લાગે છે કે પારીસમાં બનેલા એક મુકરદમાની હકીકત મેં વાંચેલી જેમાં એક નટીએ પોતાના વલ્લભને તેની જ આગ્રહભરી માગણીથી મારી નાંખ્યો હતો, કારણ મજકૂર શખસ એક અત્યંત અસહ્ય પીડાદાયક દરદથી પીડાતો હતો અને દરદ મટવાની કોઈ પણ જાતની આશા રહી નહોતી. મજકૂર નટી ઉપર પણ મનુષ્યવધના આરોપસર મુકરદમો ચાલેલો પણ જૂરીએ અભિપ્રાય આપ્યો કે બનેલી ઘટનાના સંજોગો ધ્યાનમાં લેતાં બાઈએ કશો ગુનો કર્યો નથી અને પરિણામે બાઈને છોડી મૂકવામાં આવી. આમાં જૂરીએ આપ્યો તેનો અભિપ્રાય વાજબી ગણવાને ફ્રાન્સમાં કશો કાયદો હોય એવું જો કે જણાતું નથી છતાં મેં વાંચેલું છે કે ડેન્માર્કમાં એવો કાયદો મોજૂદ છે કે ચોક્કસ હકદાર વ્યક્તિઓ

'યંગ ઇંડિયા' ના સૂક્ષ્મ અભ્યાસી છે એ હું જાણું છું. અને એમના જેવા સુધ્ધાં જ્યારે મારા વલણને વિષે ગેરસમજમાં પડી શકે છે — તેઓ તેમ પડ્યા છે એ ઉપલા કાગળથી સ્પષ્ટ થાય છે — તો મારાં લખાણોને પ્રસંગોપાત્ત વાંચનારા તો કેટલાયે તેવી ગેરસમજણમાં પડ્યા હશે. ઘણા વાંચકોએ આ ભયને વિષે મારું ધ્યાન ખેંચ્યું હતું અને પરંપરાથી રીઢાં થયેલાં આપણાં મન હિંસાની હરકોઈ તકને ઝડપી લેવા સદાયે તૈયાર હોવાથી આવી ગેરસમજ થવી ઘણી સહેલ છે એ બીના રજૂ કરી હતી. આવા નાજૂક પ્રશ્નોને છણવામાં માણસે અત્યંત સાવધ રહેવું જ જોઈએ. પણ ગેરસમજ અગર વિપર્યાસની બીકે મૂલગામી સત્યોની નિખાલસ અને છૂટભરી ચર્ચા અટકાવી તો કેમ જ શકાય? મારે માટે તો સાચા થવાનો અને સત્ય આચરતાં શીખવાનો એક જ રસ્તો છે કે સંપૂર્ણ નમ્રભાવે પ્રાર્થનાપૂર્વક, નિર્મળ ચર્ચા કરીને વિચારોની સ્પષ્ટતા તેમ જ આપલે કરવી. મેં ઉપર ટાંકેલો કાગળ આના એક નમૂનારૂપે ગણાવી શકાય, કારણ આ ચર્ચામાંથી પત્રલેખકની વચ્ચે અને મારી વચ્ચે એક જ સિદ્ધાન્તને ઘટાવવાની બાબતમાં જે તફાવત વર્તે છે તેને લગતી એક નિખાલસ ગેરસમજ બહાર આવી છે.

મારી દૃષ્ટિએ દાક્તર બ્લેઝર છૂટી ગયો તે તો બરાબર જ થયું. છતાં મારી કસોટીએ ચડાવી જોતાં તેણે પોતાની દીકરીનો જાન લીધો એ અનુચિત જ કર્યું. એમ કરીને તો એણે પોતાની આસપાસનાંઓની દયાવૃત્તિને વિષે પોતાની અશ્રદ્ધા જ દુનિયા આગળ રજૂ કરી. પોતાની પાછળ એ અપંગ દીકરીનું કોઈ જ નહિ કરે એમ માનવાનું તેને કશું

કારણ ન હતું. મેં પોતે કૂતરાંઓની બાબતમાં મેં ગણાવેલા સંજોગોમાં અખત્યાર કરેલું વલણ દાક્તર બ્લેઝરે પોતાની આસપાસના સંજોગો વિચારીને અખત્યાર કરેલા વલણથી બહુ જુદું છે. તેમ એકાદા અપંગ, અખમ જીવને આત્મા હોઈ શકે નહિ એ વિચારને પણ હું ટેકો આપી શકું એમ નથી. હું તો માનું છું કે પશુપક્ષીકીટાદિ સૃષ્ટિમાં પણ આત્મા છે.

આના કરતાં પણ વધારે વજનવાળી બીજી એક મુશ્કેલી બીજા એક અભ્યાસીએ રજૂ કરી છે. તેનો સારાંશ નીચે મુજબ છે:

"આપનું વલણ હું બરાબર સમજી શકું છું. એ જ ખરું વલણ છે. પણ એકંદરે વિચાર કરતાં આપની દલીલ 'વધારેમાં વધારે લોકોનું સુખ' વાળા આધિભૌતિક સુખવાદીઓના સિદ્ધાંતને મળતી નથી આવતી શું? અને જો એમ હોય તો આપના અહિંસાના સિદ્ધાન્ત વચ્ચે અને વધારે સંખ્યાનું વધારે સુખ સધાતું હોય તો ગમે તેવડી નાશક્રિયા કરવામાં આનાકાની ન કરનાર આધિભૌતિક સુખવાદીઓના ઉપયોગિતાવાદ વચ્ચે શું ફેર રહ્યો?"

પહેલાં તો બાહ્યક્રિયા ગમે તેટલી એકસરખી હોય તો પણ તેના મૂળમાં રહેલા પ્રેરક હેતુ મુજબ તેના પરિણામના અર્થ કરવામાં તફાવત પડવાનો. આમ પશ્ચિમમાં અહિંસા માણસપૂરતી સ્વીકારાઈને જ અટકે છે અને તે પણ જ્યાં શક્ય જણાય ત્યાં જ. અને માનવજાતિના મનાતા વધુ કલ્યાણને ખાતર નાનાં જનાવરોને ચીરવાંફાડવાના પ્રયોગો કરવામાં અગર તો એ જ ઉપયોગિતાવાદને નામે જીવલેણ શસ્ત્રાસ્ત્રો ખડકયે જવામાં તો જરાસરખોયે અરેકારો અનુભવાતો જોવામાં આવતો

નથી. આથી ઊલટું, અહિંસાનો પૂજારી બાહ્યક્રિયામાં સુખવાદી-ઓની જોડે સરખી દેખાતી કોઈ નાશક્રિયામાં પ્રસંગોપાત્ત ભળતો દેખાતો છતો, મનાતા સુખની પાછળ પડીને પ્રયોગને ખાતર નિમ્ન જીવસૃષ્ટિની ચીરફાડ કરવામાં, અગર તો જીવલેણ શસ્ત્રાસ્ત્રોના પાર વિનાના ખડકલા કરવામાં ભળવા કરતાં, જાતે મરી છૂટવું જ હમેશાં પસંદ કરશે.

વાત તો એમ છે કે અહિંસાનો પૂજારી ઉપયોગિતા-વાદના સિદ્ધાંતને ફૂલ ન જ ચડાવી શકે. એ તો સમસ્ત સૃષ્ટિના શ્રેયને અર્થે મથશે અને એ આદર્શને સત્ય કરવાના પ્રયત્નમાં મરશે. આમ બીજાં જીવે એટલા ખાતર પંડે મરવા તે હમેશાં ખુશી હશે. જાતે મરીને તે બાકીના સૌની સેવા કરશે અને તેમાં જ તેની પોતાની જાતની સેવા પણ આવી ગઈ હશે. સમસ્તની આવી સર્વોચ્ચ સેવામાં 'વધારે સંખ્યાનું વધારે ભલું' તો આવી જ ગયું અને તેથી ઘણી વેળા આવો શ્રેયવાદી અને ઉપયોગિતાવાદી બન્ને પોતાના માર્ગમાં એક બીજાના પગલામાં પગલું મૂકીને માર્ગ આક્રમતા નજરે પડશે. પણ આમ છતાં એક એવો વખત આવે જ છે જ્યારે તેમણે નોખા પડવું રહેશે. બલ્કે એકબીજાની સામે કામ કરવાનો પણ તેમને વખત આવે. ઉપયોગિતાવાદી જો તેના સિદ્ધાન્તને ચુસ્તપણે અનુસરે તો પોતાની જાતનો ભોગ કદી નહિ આપે, ન આપી શકે. એથી ઊલટું સમસ્તના શ્રેય ઉપર દૃષ્ટિ રાખનાર શ્રેયવાદી પોતાને હોમતાં પણ પાછું વાળી નહિ જુએ. આવો માણસ જ્યારે કોઈ કૂતરાને મારશે ત્યારે કાં તો તે પોતાની નિર્બળતાને લીધે અથવા તો ક્વચિત્ પ્રસંગે એ કૂતરાના જ શ્રેયને અર્થે હશે. કૂતરાનું શ્રેય શું અને શું નહિ

૭

# શ્રદ્ધા વિ૰ બુદ્ધિ

માંડલેથી એક એમ. બી. બી. એસ. ડાક્ટરે એક પ્રશ્નમાળા મોકલી છે. એમાંનો બીજો સવાલ આ છે:

"૯ મી ડિસેંબર, ૧૯૨૬ ના 'યંગ ઇંડિયા'માં કોઈ છાપામાંથી એક ઉતારો પ્રગટ થયેલો કે ડૉ. હેરલ્ડ બ્લેઝર નામના એક શખસે પોતાનું મરણ નજીક આવતું જોઈને, અને પોતાના મરણ પછી દીકરીની સંભાળ લેનાર કોઈ નથી એમ લાગવાથી, દીકરીને ક્લોરોફોર્મ આપી દીધું હતું. એના પર કેસ ચાલતાં એને સંપૂર્ણ નિર્દોષ ઠરાવીને છોડી મૂકવામાં આવ્યો. ડૉ. બ્લેઝરના વકીલ મિ. હાકરીએ કહ્યું, 'અપંગ છોકરી બીજાઓ પર બોજો થઈ પડે એ સ્થિતિ અટકાવી, એમાં બ્લેઝરે યોગ્ય અને નીતિશુદ્ધ કામ કર્યું છે.' આને વિષે આપે આપનો અભિપ્રાય આપેલો કે, 'ડૉ. બ્લેઝરે દીકરીનો જીવ લીધો એ ખોટું કર્યું; કારણ એણે પોતાની આસપાસના લોકોની દયાબુદ્ધિ પર વિશ્વાસ ન રાખ્યો. એની દીકરીની સંભાળ બીજું કોઈ ન લેત એમ માની લેવાનું એને કશું કારણ નહોતું.' આમાં આપ આપના જેવા વકીલને શોભે એવી દલીલ નથી રજૂ કરી શક્યા. એ વિષે હું આપને ફરી વિચાર કરી જોવા વિનવું છું,

કારણ, મને લાગે છે કે આ વાત નાનીસૂની નથી. કેમકે, એનો અર્થ તો એ થાય કે સમાજ ઉપર નકામો બોજો નાખતાં આપને 'આપની ધર્મબુદ્ધિ આડે આવતી નથી, કારણ સમાજ એ બોજો ઉપાડી લેશે એવી આપને શ્રદ્ધા છે! આવી નિરુપયોગી—અરે, હાનિકારક શ્રદ્ધા અમારામાં ન હોય તો ઈશ્વરને ખાતર અમને માફ કરજો. હું ખરા અંતરથી માનું છું કે આપની આવી શ્રદ્ધા હિંદુસ્તાનના હિતને અતિશય નુકસાન પહોંચાડનારી છે. ડૉ. બ્લેઝરના વકીલે શું કહ્યું તે તો જુઓ. એણે કહ્યું કે એ નિરુપયોગી છોકરીને સમાજ પર ભારરૂપ થતી અટકાવી એમાં ડૉ. બ્લેઝરે યોગ્ય અને નીતિશુદ્ધ કામ કર્યું છે. સમાજ છોકરીની સંભાળ લેત કે નહિ એ સવાલ જ અસ્થાને છે. હું આપને એક પ્રશ્ન પૂછું: હજુ ઘણાં વરસ હિંદુસ્તાનની એકનિષ્ઠ સેવા કર્યા પછી જો આપ આંધળા, મૂંગા ને બહેરા ઇત્યાદિ થઈ જાઓ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો સમાજને સારુ તદ્દન નિરુપયોગી થઈ જાઓ, તોપણ આપ એમ ઇચ્છો ખરા કે આપમાં હજી જીવ ટકી રહ્યો છે એટલા સારુ અથવા આપે આટલી સરસ સેવા કરી એટલાની ખાતર સમાજ આપનું પોષણ કરે? અહિંસા વિષે આપના મગજમાં કેવા વિચિત્ર વિચારો ભરેલા છે એ હું જાણતો નથી; પણ મારો જવાબ ચોખ્ખો છે. ઘણાં વરસની સેવા પછી પણ હું સમાજને તદ્દન નિરુપયોગી થઈ જાઉં તો હું સમાજને ભારભૂત થાઉં તેના કરતાં મને મારી નાંખવામાં આવે તો હું સમાજને લાભકર્તા નીવડીશ, કેમકે એ રીતે જે સમાજને હું ચાહું છું તેના પરનો બોજો હું દૂર કરું છું. જે માણસો અને જાનવરો ઉપયોગી છે તે બધાંની સંભાળ રાખવી એ સમાજનો ધર્મ છે એ વાત તદ્દન જુદી છે."

હું અવશ્ય માનું છું કે જૂરીએ તો ડૉ. બ્લેઝરને છોડી મૂકયો એ બરાબર કર્યું, છતાં કેવળ નૈતિક દૃષ્ટિથી જોઈએ તો ડૉ. બ્લેઝરે ખોટું કર્યું. આ પત્રલેખકે જે સિદ્ધાંત રજૂ

કર્યો છે એના કેવા કેવા અર્થ નીકળે અને એમાંથી કેવાં ભયંકર પરિણામો આવે એ વાત તે ઉપયોગિતાવાદના આવેશમાં ભૂલી જાય છે. એમના સિદ્ધાંત પ્રમાણે તો એમનો પોતાનો ધંધો જ બંધ થઈ જાય. એક નવાસવા ડાક્ટરને લાગ્યું કે અમુક દર્દીને સાજો નહિ કરી શકાય, અને એ સમાજ ઉપર બોજો થઈ પડશે. આ જુવાન ડાક્ટરે દર્દીને ક્લોરોફૉર્મ આપીને સ્વધામ પહોંચાડ્યો. પાછળથી આપણા આ મોટા ડાક્ટરે જોયું કે પેલો દર્દી તો જરૂર સાજો થઈ શકે એવો હતો. હવે આ કિસ્સાને વિષે આ ડાક્ટર શું કહેશે? કોઈ પણ દર્દીની સારવાર કરતાં રોગ સર્વથા અસાધ્ય જ છે એમ માનવામાં નથી આવતું, એવું કહેવાનું અભિમાન વૈદકશાસ્ત્ર નથી લેતું? મારી વાત કરું તો, હું જ્યારે નિરુપયોગી અને ભારરૂપ ચીજ થઈ જાઉં ત્યારે મારા દેશભાઈઓ મારું પોષણ કરે એવી અપેક્ષા હું જરૂર રાખું છું—જો એવી સ્થિતિમાં પણ મારામાં જિજીવિષા રહી હોય તો. એટલું જ નહિ પણ એવું બને તો મારા દેશભાઈઓ મારું પોષણ કરે એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે. આ પત્રલેખકનો એવો તો વિચાર નથીને કે દુનિયાનાં બધાં રક્તપિત્તિયાં, આંધળાં અને બહેરાંને એક રાત્રે ક્લોરોફૉર્મ આપીને કાયમની મધુરી નિંદરમાં સુવાડી દેવાં? અને છતાં સાધુ ડેમિયન રક્તપિત્તી હતો, અને મિલ્ટન કવિ અંધ હતો. મનુષ્ય એટલે કેવળ આ માટીની કાયા નથી, પણ અનંતગણી ઉચ્ચ વસ્તુ છે.

પત્રલેખકનો ત્રીજો સવાલ આ પ્રમાણે છે:

“એ જ ‘શ્રેયવાદ’ વાળા લેખમાં આપે લખેલું, ‘અહિંસાનો પૂજારી ઉપયોગિતાવાદના સિદ્ધાંતને ફૂલ ન જ ચડાવી શકે. એ તો

સમસ્ત સૃષ્ટિના શ્રેયને અર્થે મથશે અને એ આદર્શને સત્ય કરવાના પ્રયત્નમાં મરશે. આમ બીજાં જીવે એટલા ખાતર પંડે મરવા તે હમેશાં ખુશી હશે.' આ પરથી હું એમ માની લઉં કે ઝેરી સાપ આપને કરડે અને આપનું મરણ નીપજે એ આપ પસંદ કરો, પણ પોતાને બચાવવા જતાં સાપને મારો નહિ? મારું આ અનુમાન ખરું હોય તો હું કહું કે સાપને મારવા કરતાં સાપ કરડે તો કરડવા દેવામાં આપ ભારેમાં ભારે પાપ કરશો. એ રીતે એક નુકસાનકારક જીવતા પ્રાણીને બચાવવાનો પ્રયત્ન કરીને, અને આપના 'સર્વોદય'ને નામે ઓળખાતા આદર્શને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરીને, આપ હિંદુસ્તાનનું ભારેમાં ભારે નુકસાન કરશો. હવે આપને આ સ્પષ્ટ સમજાયું કે નહિ? હવે સૌનું ભલું કરવા વિષેનો આપનો મત આપ નહિ બદલો? મને ભય છે કે આખા જગતનું ભલું કરવા જતાં આપ હિંદુસ્તાનનું બૂરું કરશો. તમે કબૂલ કરો છો કે તમે અપૂર્ણ માનવી છો. તેથી આખા જગતનું ભલું કરવું તમારે સારુ અશક્ય છે. આખા હિંદુસ્તાનનું બધી રીતે ભલું કરવું એ પણ તમારા ગજા-બહારની વાત છે. તેથી નિરપવાદપણે સૌનું—ભલાનું તેમ જ બૂરાનું, ઉપયોગીનું તેમ જ નિરુપયોગીનું, માણસનું તેમ જ જાનવરનું—વધારેમાં વધારે ભલું કરવાનો ડોળ કરવો છોડી દો અને 'વધારે સંખ્યાનું વધારે ભલું' કરીને સંતોષ માનો એ જ યોગ્ય છે."

આ સવાલો જવાબ આપ્યા વિના ચાલી શકે તો હું જરૂર ચલાવું. એનું કારણ મારામાં શ્રદ્ધાનો અભાવ છે એમ નથી, પણ મારામાં પૂરતી હિંમત નથી. પણ મારી શ્રદ્ધાની કસોટીનો વખત આવે ત્યારે એ પ્રમાણે વર્તન કરવાની હિંમત મારામાં ભલે ન હોય, મારે મારી શ્રદ્ધા તો છુપાવવી ન જ જોઈએ. એટલે મારો જવાબ આ છેઃ કોઈ પણ પ્રાણીનો—સાપનો પણ—જીવ લઈને હું જીવવા માગતો નથી. એને મારવાં કરતાં હું એને મને કરડવા દઉં અને મરી જાઉં. પણ

એવું બને કે જો ઈશ્વર મને એવી ક્રૂર કસોટીએ ચડાવે અને સાપને મારા પર હુમલો કરવા દે, તો કદાચ મારામાં મરવાની હિંમત ન રહે, ને મારામાં રહેલી પશુવૃત્તિ પ્રબળ થઈ જઈ આ નશ્વર શરીરને બચાવવાને સારુ હું સાપને મારવા મથું. હું કબૂલ કરું છું કે મારી શ્રદ્ધા મારામાં હજુ એટલે અંશે મૂર્તિમંત થઈ નથી કે જેથી હું ભાર દઈને કહી શકું કે મેં સાપનો ભય સમૂળો કાઢી નાંખ્યો છે અને હું ઇચ્છું તેટલે અંશે હું એમને મારા મિત્ર બનાવી શકયો છું. મારી તો પૂર્ણ શ્રદ્ધા છે કે આપણે આપણાં અંતરમાં જે દુષ્ટ વિકારોને સંઘરીએ છીએ તેના બદલા તરીકે જ ઈશ્વરે સર્પવ્યાઘ્રાદિ હિંસ્ર પ્રાણીઓ ઉપજાવ્યાં છે. એના કિંગ્સફર્ડે તો પારીસની શેરીઓમાં મનુષ્યોનાં અંતરમાં રહેલાં વ્યાઘ્રાદિ પશુઓને શરીર ધારણ કરીને ફરતાં પણ જોયાં. હું માનું છું કે જીવમાત્ર એક છે, ને વિચારો અમુક ચોક્સ શરીર ધારણ કરે છે. વાઘ અને સાપ એ આપણાં સગાં છે. એમને પેદા કરીને ઈશ્વરે આપણને બૂરા, દુષ્ટ અને વિષયી વિચારોનો ત્યાગ કરવાની ચેતવણી આપી છે. મારે જો પૃથ્વીમાંથી ઝેરી પશુઓ અને સર્પોને નાબૂદ કરવાં હોય તો મારે પોતે મારા અંતરમાંથી ઝેરી વિચારમાત્રને નાબૂદ કરવા જોઈએ. જો મારી અધીરાઈ અને અજ્ઞાનથી, અને મારા શરીરની હસ્તી લંબાવવાની ઇચ્છાથી હું ઝેરી કહેવાતાં પશુઓને અને સર્પોને મારવાનો પ્રયત્ન કરું તો મારાથી મારા ઝેરી વિચારો નાબૂદ નહિ થઈ શકે. એવાં પીડાકારક પ્રાણીઓની સામે બચાવ કરવા ન જતાં મારું મરણ નીપજે, તો હું મરીને વધારે સારો અને વધારે પૂર્ણ થઈ ફરી જન્મીશ. એવી શ્રદ્ધા મારામાં હોય તો પછી સાપમાં રહેલા

મારા જેવા જ જીવને મારવાનો ઇરાદો હું કેમ રાખું? પણ આ તો તત્ત્વજ્ઞાન થયું. હું ઈશ્વરની પ્રાર્થના કરું છું અને વાચકો એ પ્રાર્થનામાં જોડાય, કે ઈશ્વર મને આ તત્ત્વજ્ઞાન પ્રમાણે વર્તવાની શક્તિ આપે. કારણ આચરણ વિનાનું તત્ત્વજ્ઞાન એ ચેતન વિનાના ખોળિયા જેવું છે.

હું જાણું છું કે આપણા આ દેશમાં તત્ત્વજ્ઞાનના ઢગલા છે અને આચરણના વાંખા છે. પણ હું એમ પણ જાણું છું કે જે નિયમોને આધારે મનુષ્યનું આચરણ ઘડાય છે તે નિયમો હજી શોધવા બાકી છે. એ શોધની અનિવાર્ય અને અટલ શરત એ છે કે, તે નિયમો આપણે કેવળ મરીને જ પામી શકીશું, મારીને કદી નહિ. આપણે સત્ય અને પ્રેમની સાક્ષાત્ મૂર્તિઓ થવું જોઈશે, કારણ ઈશ્વર સત્ય અને પ્રેમસ્વરૂપ છે.

તા. ૧૭-૪-'૨૭

૧

# 'પાવકની જ્વાળા'

## ૧

## અહિંસક પ્રાણહરણ

સત્યાગ્રહાશ્રમ ગોસેવાસંઘની વતી આદર્શ દુગ્ધાલય ચર્માલયના પ્રયોગો કરી રહેલ છે. તેને અંગે ક્ષણે ક્ષણે ધર્મ-સંકટો પેદા થાય છે. જો આશ્રમનો આદર્શ કેવળ અહિંસાને જ માર્ગે સત્યની શોધનો ન હોત તો એવાં સંકટો ઉત્પન્ન ન થાત.

કેટલાક દિવસો પૂર્વે આશ્રમનો એક અપંગ થઈ ગયેલો વાછડો રિબાતો હતો. તેની દવા કરી, પશુના દાક્તરની સલાહ લીધી. તેમણે તેના જીવવાની આશા છોડી. અમે પણ જોઈ શક્યા કે તે રિબાય છે. તેને પડખું ફેરવાવતાંયે દુઃખ થાય.

મને લાગ્યું કે આવી સ્થિતિમાં આ વાછડાનો પ્રાણ લેવો એ ધર્મ છે, અહિંસા છે. મેં સાથીઓની સાથે મસલત

કરી. તેમનામાંના ઘણાએ મારા અભિપ્રાયને ટેકો આપ્યો. પછી આખા આશ્રમના લોકોની પાસે વાત કરી. તેમાં એક ભાઈએ ખૂબ દલીલથી સખત વિરોધ કર્યો, પોતે સેવા કરવાનું માથે લીધું ને તેના પ્રાણ હરણ કર્યા ત્યાં લગી તેણે અને કેટલીક બહેનોએ તેની ઉપરથી માખીઓ ઉડાડવાનું કામ કર્યું.

મજકૂર ભાઈની દલીલ એ હતી કે જેને પ્રાણ આપવાની શક્તિ નથી તે પ્રાણ હરણ ન કરે. મને આ દલીલ આ પ્રસંગે અસ્થાને લાગી. જ્યાં સ્વાર્થભાવનાથી કોઈ બીજાનો પ્રાણ હરણ કરે ત્યાં તેવી દલીલને સ્થાન હોય. છેવટે દીન ભાવે પણ દૃઢતાપૂર્વક પાસે ઊભા રહીને દાક્તરની મારફતે ઝેરની પિચકારી દેવડાવી વાછડાના પ્રાણ હરણ કર્યા. પ્રાણ જતાં બે મિનિટથી ઓછો વખત ગયો હશે.

હું જાણતો હતો કે આ કામ ચાલુ લોકમતને પસંદ ન પડે, એમાં ચાલુ લોકમત હિંસા જ જોશે. પણ ધર્મ લોકમતનો વિચાર ન કરે. જ્યાં હું ધર્મ જોઉં ત્યાં બીજા અધર્મ જુએ તોપણ, મારે તો મને સૂઝેલો ધર્મ જ આચરવો જોઈએ એમ હું શીખ્યો છું, અને એ જ બરોબર છે એમ મારી આગળ અનુભવે સિદ્ધ કર્યું છે. વાસ્તવિક રીતે મેં માનેલો ધર્મ અધર્મ હોઈ શકે. પણ કેટલીક વાર અણજાણ્યે ભૂલ કર્યા વિના અધર્મની ખબર પડતી નથી. લોકમતને વશ થઈ કે બીજા કોઈ ભયને વશ થઈ હું જેને ધર્મ માનું તે ન આચરું તો ધર્માધર્મનો નિર્ણય હું કોઈ દહાડો કરવા ન પામું, ને છેવટે હું ધર્મહીન થઈ જાઉં. આવા જ કારણથી પ્રીતમે ગાયું છે કે:

'પ્રેમપંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને'

અહિંસાધર્મનો પંથ એ પ્રેમપંથ છે. તે પંથે માણસને ઘણી વેળા એકાકી વિચરવું પડે છે.

જેવું વાછડાને વિષે તેવું મારે વિષે હું ઇચ્છું? તેવું મનુષ્યને વિષે હું કરવા તૈયાર થાઉં? આ પ્રશ્ન મેં મનની સાથે ને મિત્રોની સાથે ચર્ચ્યો. મને લાગ્યું કે બન્નેને એક જ ન્યાય લાગુ પડે. 'યથા પિંડે તથા બ્રહ્માંડે' એ મહાવાક્ય અહીં લાગુ ન પડે તો વાછડાને ન હણાય એમ મને સ્પષ્ટ લાગ્યું. એવાં દૃષ્ટાંતો કલ્પી શકાય કે જ્યારે હણવામાં અહિંસા અને ન હણવામાં હિંસા હોય. મારી દીકરી, જે અભિપ્રાય આપવા યોગ્ય નથી, તેની ઉપર આક્રમણ કરનાર કોઈ ચડી આવે, મને તેને જીતવાનો બીજો માર્ગ ન જ મળે તો હું દીકરીનો પ્રાણ લઉં, અને આક્રમણ કરનારની તલવારને વશ થાઉં તેમાં હું શુદ્ધ અહિંસા જોઉં. દરદોથી પીડાતાં પ્રિયજનોને આપણે હણતા નથી કેમકે આપણી પાસે તેમની સેવા કરવાનાં સાધનો હોય છે ને તેમને સમજ હોય છે. પણ સેવા શક્ય ન હોય, જીવવાની આશા ન જ હોય, તે બેશુદ્ધ હોય અને મહાદુઃખ ભોગવતાં હોય, તો તેમના પ્રાણહરણમાં હું લેશમાત્ર પણ દોષ ન જોઉં.

જેમ દરદીના સારાને સારુ તેની વાઢકાપ કરતાં દાક્તર હિંસા નથી કરતો પણ શુદ્ધ અહિંસાધર્મ પાળે છે, તેમ જ મારતાં પણ અહિંસાનું પાલન હોઈ શકે. વાઢકાપમાં મનુષ્ય સાજો થવાનો સંભવ છે, પ્રાણહરણમાં તો પ્રાણ જ જાય છે એવી દલીલ કરવામાં આવી છે. પણ વિચાર કરતાં જણાશે કે બન્નેમાં સાધ્ય વસ્તુ એક જ છે. પ્રાણ હરીને અને વાઢકાપ કરીને શરીરમાં રહેલા આત્માને દુઃખમુક્ત કરવાની

કરી. તેમનામાંના ઘણાએ મારા અભિપ્રાયને ટેકો આપ્યો. પછી આખા આશ્રમના સેવકોની પાસે વાત કરી. તેમાં એક ભાઈએ ખૂબ દલીલથી સખત વિરોધ કર્યો, પોતે સેવા કરવાનું માથે લીધું ને તેના પ્રાણ હરણ કર્યા ત્યાં લગી તેણે અને કેટલીક બહેનોએ તેની ઉપરથી માખીઓ ઉડાડવાનું કામ કર્યું.

મજકૂર ભાઈની દલીલ એ હતી કે જેને પ્રાણ આપવાની શક્તિ નથી તે પ્રાણ હરણ ન કરે. મને આ દલીલ આ પ્રસંગે અસ્થાને લાગી. જ્યાં સ્વાર્થભાવનાથી કોઈ બીજાનો પ્રાણ હરણ કરે ત્યાં તેવી દલીલને સ્થાન હોય. છેવટે દીન ભાવે પણ દઢતાપૂર્વક પાસે ઊભા રહીને દાક્તરની મારફતે ઝેરની પિચકારી દેવડાવી વાછડાના પ્રાણ હરણ કર્યા. પ્રાણ જતાં બે મિનિટથી ઓછો વખત ગયો હશે.

હું જાણતો હતો કે આ કામ ચાલુ લોકમતને પસંદ ન પડે, એમાં ચાલુ લોકમત હિંસા જ જોશે. પણ ધર્મ લોકમતનો વિચાર ન કરે. જ્યાં હું ધર્મ જોઉં ત્યાં બીજા અધર્મ જુએ તોપણ, મારે તો મને સૂઝેલો ધર્મ જ આચરવો જોઈએ એમ હું શીખ્યો છું, અને એ જ બરોબર છે એમ મારી આગળ અનુભવે સિદ્ધ કર્યું છે. વાસ્તવિક રીતે મેં માનેલો ધર્મ અધર્મ હોઈ શકે. પણ કેટલીક વાર અજાણ્યું ભૂલ કર્યા વિના અધર્મની ખબર પડતી નથી. લોકમતને વશ થઈ કે બીજા કોઈ ભયને વશ થઈ હું જેને ધર્મ માનુ તે ન આચરું તો ધર્માધર્મનો નિર્ણય હું કોઈ દહાડો કરવા ન પામું, ને છેવટે હું ધર્મહીન થઈ જાઉં. આવા જ કારણથી પ્રીતમે ગાયું છે કે:

'પ્રેમપંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને'

અહિંસાધર્મનો પંથ એ પ્રેમપંથ છે. તે પંથે માણસને ઘણી વેળા એકાકી વિચરવું પડે છે.

જેવું વાછડાને વિષે તેવું મારે વિષે હું ઇચ્છું? તેવું મનુષ્યને વિષે હું કરવા તૈયાર થાઉં? આ પ્રશ્ન મેં મનની સાથે ને મિત્રોની સાથે ચર્ચ્યો. મને લાગ્યું કે બન્નેને એક જ ન્યાય લાગુ પડે. 'યથા પિંડે તથા બ્રહ્માંડે' એ મહાવાક્ય અહીં લાગુ ન પડે તો વાછડાને ન હણાય એમ મને સ્પષ્ટ લાગ્યું. એવાં દૃષ્ટાંતો કલ્પી શકાય કે જ્યારે હણવામાં અહિંસા અને ન હણવામાં હિંસા હોય. મારી દીકરી, જે અભિપ્રાય આપવા યોગ્ય નથી, તેની ઉપર આક્રમણ કરનાર કોઈ ચડી આવે, મને તેને જીતવાનો બીજો માર્ગ ન જ મળે તો હું દીકરીનો પ્રાણ લઉં, અને આક્રમણ કરનારની તલવારને વશ થાઉં તેમાં હું શુદ્ધ અહિંસા જોઉં. દરદોથી પીડાતાં પ્રિયજનોને આપણે હણતા નથી કેમકે આપણી પાસે તેમની સેવા કરવાનાં સાધનો હોય છે ને તેમને સમજ હોય છે. પણ સેવા શક્ય ન હોય, જીવવાની આશા ન જ હોય, તે બેશુદ્ધ હોય અને મહાદુઃખ ભોગવતાં હોય, તો તેમના પ્રાણહરણમાં હું લેશમાત્ર પણ દોષ ન જોઉં.

જેમ દરદીના સારાને સારુ તેની વાઢકાપ કરતાં દાક્તર હિંસા નથી કરતો પણ શુદ્ધ અહિંસાધર્મ પાળે છે, તેમ જ મારતાં પણ અહિંસાનું પાલન હોઈ શકે. વાઢકાપમાં મનુષ્ય સાજો થવાનો સંભવ છે, પ્રાણહરણમાં તો પ્રાણ જ જાય છે એવી દલીલ કરવામાં આવી છે. પણ વિચાર કરતાં જણાશે કે બન્નેમાં સાધ્ય વસ્તુ એક જ છે. પ્રાણ હરીને અને વાઢકાપ કરીને શરીરમાં રહેલા આત્માને દુઃખમુક્ત કરવાની

ધારણા સામાન્ય છે. શરીરની વાઢકાપ કરીને સુખ શરીરને નહિ પણ આત્માને આપવાનું છે. આત્મારહિત શરીરમાં સુખદુ:ખ ભોગવવાની શક્તિ જ નથી.

મૃત્યુદંડનો જે ડર અત્યારે સમાજમાં જોવામાં આવે છે, તે અહિંસાધર્મના પ્રચારમાં ભારે બાધા કરનારી વસ્તુ છે. કોઈને ગાળ દેવી, તેનું ભૂરું ઇચ્છવું, તેને તાડન કરવું, તેને રિબાવવું એ બધું હિંસા જ છે. અને કેટલીક વેળા રિબાવવું એ મૃત્યુદંડના કરતાં અતિશય ઘોર હિંસા હોઈ શકે. જે મનુષ્ય પોતાના સ્વાર્થને સારુ બીજાને રિબાવે છે, તેનાં નાકકાન કાપે છે, તેને પૂરી ભૂકી ખાવાનું નથી આપતો ને બીજી રીતે તેનું અપમાન કરે છે, તે મૃત્યુદંડ દેનાર કરતાં બહુ વધારે નિર્દયતા વાપરે છે. જેમણે અમૃતસરની ગલીમાં લોકોને કીડાની જેમ પેટે ચલાવ્યા, તેમણે જો તેમને મારી નાંખ્યા હોત તો તે ઓછા ઘાતકી ગણાત. પેટે ચાલનારા આજ જીવે છે એનો વિચ. પેટે ચલાવવાની શિક્ષાને મૃત્યુદંડના કરતાં હલકી ગણે તોપણ તે અહિંસાને નથી જાણતા એમ કહેતાં મને જરાયે સંકોચ નથી થતો. એવા અનેક પ્રસંગો છે કે જ્યારે માણસે તેમને વટાવી જવા મોતને વધાવવું ઘટે. જેઓ આ ધર્મ ન સમજે તે અહિંસાના મૂળતત્ત્વને નથી જાણતા.

'હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને'

'હે નાથ! હું અસત્ય આચરીને જીવું તેના કરતાં મને તું મોત આપજે,' એ પ્રાર્થના આપણી ઈશ્વર પ્રત્યે નિત્ય હોય.

'હે દુશ્મન! મારું અપમાન કરે, મારી પાસેથી તું અમાનુષી કર્મ કરાવે તેના કરતાં તું મને મારી નાંખ, તો

હું તારો પાડ માનું,' આવી પ્રાર્થના અહિંસાધર્મનું પાલન કરનાર મનુષ્ય દુશ્મને પ્રત્યે કરશે.

આ દૃષ્ટાંતો રજૂ કરવાની મતલબ એ બતાવવાની છે કે મૃત્યુદંડ એ હમેશાં હિંસા જ નથી. વાછડાની સ્થિતિમાં રહેલા પશુનો પ્રાણ લેવો એ ઉપરનાં દૃષ્ટાંતોની સાથે બંધ બેસે કે નહિ એ ભલે નોખો પ્રશ્ન ગણાય, એ વિષે ભલે મતભેદ હોય. અહીં તો મારે અહિંસાને વિષે ચાલતી કેટલીક ગેરસમજ બતાવવી છે.

કેવળ મરણમાંથી જ માનવી અથવા પશુને થોડા કાળને સારુ પણ બચાવી લેવામાં અહિંસા છે જ એ માન્યતા વહેમ છે, અને એથી આજે દેશમાં ઘોર હિંસા થઈ રહેલી હું જોઉં છું. એક રિબાતા પશુના પ્રાણ લેવાથી થયેલા આઘાતની સાથે જ્યારે હું અસંખ્ય પ્રકારની ચાલતી નિર્દયતાને વિષેની ઉદાસીનતાને સરખાવું છું ત્યારે આપણે અહિંસાધર્મી છીએ કે આપણે અહિંસાને નામે જાણે કે અજાણે અધર્મ આચરનારા છીએ એ પ્રશ્ન સહેજે ઉત્પન્ન થાય છે.

આપણા અવિચાર અને આપણી ભીરુતાને લીધે હું તો ડગલે ને પગલે હિંસા થતી જોઈ રહ્યો છું. આપણી પાંજરાપોળો અને ગોશાળાઓ હિંસાનાં સ્થાન થઈ પડ્યાં છે. સ્વાર્થથી અંધ થઈ આપણે રોજ આપણાં પશુઓ ઉપર અત્યાચાર કરીએ છીએ, તેમને રિબાવીએ છીએ. તેમને વાચા હોય તો તેઓ આપણને અવશ્ય કહે: 'અમને આમ રિબાવો છો તેના કરતાં અમને મારી નાંખો તો તમારો પાડ માનીએ.' તેમની આંખોમાં આવી માગણી મેં તો અનેક વાર વાંચી છે.

આ ઉપરથી એમ કહી શકાય કે સ્વાર્થને વશ થઈને કે ક્રોધમાં કોઈ પણ જીવને દીધેલું દુઃખ કે તેનું ઇચ્છેલું અનિષ્ટ

[illegible] કે હિંસા [illegible] જોઈએ, [illegible] [illegible] કે [illegible] [illegible] તેને [illegible] કે તેનું [illegible] [illegible] [illegible] [illegible] [illegible] જ [illegible] [illegible] [illegible] અહિંસાનો [illegible] [illegible] [illegible] [illegible] થાય છે.

## ૨

## હિંસક પ્રાણીહરણ

મજકૂર દૃષ્ટાંતથી જુદું એક બીજું સંકટ આશ્રમ ઉપર છે. પહેલાનું નિવારણ થઈ શક્યું છે. બીજાનું હજુ મળ્યું નથી. આશ્રમમાં વાંદરાનો ઉપદ્રવ દિવસે દિવસે વધતો જાય છે. તેઓ ફળઝાડનો અને શાકભાજીનો નાશ કરી રહ્યાં છે. આ ઉપદ્રવમાંથી કેમ બચવું એ હું શોધી રહ્યો છું. મિત્રો આ બાબતમાં દોરી શકે તેમની સલાહ લઈ રહ્યો છું; મને હજુ કોઈ નિર્દોષ ઉપાય મળ્યો નથી. પણ અનેક સાથે ચર્ચા કરું છું તેથી અનેક પ્રકારની અફવા શહેરમાં ચાલી રહી છે, ને મારી પાસે કેટલાક તીખા કાગળો આવ્યા છે. એક કાગળ લખનાર માને છે કે વાંદરાંને આશ્રમમાં તીરથી ઘાયલ કરવામાં આવે છે ને કેટલાંક મરી ગયાં છે. આ ખોટી ખબર છે. વાંદરાઓને હાંકી કાઢવાનો પ્રયત્ન અવશ્ય ચાલે છે. તીર પણ વપરાયાં છે, પણ કોઈ વાંદરું ઘાયલ કરવામાં આવ્યું નથી, કોઈ મૂએલું નથી.

ઘાયલ કરવાનું કામ મને પોતાને અસહ્ય છે. અનિવાર્ય થઈ પડે તો તેને મારી નાંખવાની વાત હું ચર્ચી રહ્યો છું, પણ આ પ્રશ્ન વાછડાના પ્રશ્ન જેવો સહેલો નથી.

વાંદરાંને હાંકી કાઢવામાં હું ચોખ્ખી હિંસા જોઉં છું. તેમને મારવાં પડે તો વધારે હિંસા થાય એ પણ સ્પષ્ટ છે. આ હિંસા ત્રણે કાળે હિંસા જ ગણાવાની. તેમાં સ્વાર્થ છે, તેમાં વાંદરાંના હિત અહિતનો વિચાર નથી પણ આશ્રમના હિતનો જ વિચાર રહ્યો છે.

દેહધારી જીવમાત્ર હિંસાથી જ જીવે છે. તેના પરમ ધર્મનો દર્શક શબ્દ નકારવાચક નીકળ્યો. જગત — એટલે દેહમાત્ર — હિંસામય છે તેથી અહિંસાપ્રાપ્તિને અર્થે દેહના આત્યંતિક મોક્ષની તીવ્ર ઇચ્છા પેદા થઈ.

હિંસા વિના કોઈ દેહધારી પ્રાણી જીવી જ નથી શકતા, જીવવાની ઇચ્છા છૂટતી નથી, અનશન કરી મનને છૂટી જવાની હિમ્મત નથી, દેહ અનશન કરે ને મન અશન કરે તો અનશન દંભમાં ખપે, ને આત્માને વધારે બંધનમાં નાંખે. આવી દયામણી સ્થિતિમાં રહેલા જીવવા ઇચ્છતા જીવે શું કરવું? કઈ ને કેટલી હિંસા તે અનિવાર્ય ગણે? સમાજે કેટલીક હિંસાને અનિવાર્ય ગણી વ્યક્તિને વિચાર કરવાના ભારમાંથી મુક્ત કરી. છતાં પ્રત્યેક જિજ્ઞાસુએ પોતાનું હિંસાક્ષેત્ર જાણી તેને નિત્ય સંકેલવાનો પ્રયત્ન કરવો રહ્યો જ છે.

આ દૃષ્ટિએ સર્વવ્યાપી ખેતીના ધંધામાં રહેલી હિંસાની મર્યાદા અહિંસાધર્મ પાળવા ઇચ્છતા ખેડૂતે આંકવાની રહેલી છે. હું મને પોતાને ખેડૂત ગણું છું. મારી સામે કોઈ સીધો ચીલો નથી. પ્રત્યેક ખેડૂત વગરવિચાર્યે જેમતેમ પોતાનો ગુજારો ચલાવી લે છે. કેમકે શિષ્ટ વર્ગે તેને અવગણ્યો છે. તેના જીવનમાં તેણે ભાગ નથી લીધો, રસ નથી લીધો, તેથી તે પોતાના જીવનમાં ઉત્તરોત્તર ઉન્નતિ નથી કરી શક્યો.

એટલે મારા જેવા ખેડૂતે પોતાનો માર્ગ શોધી બીજા ખેડૂત ભાઈઓને સારુ બની શકે તો માર્ગદર્શક થવું રહ્યું.

આ રીતે ખેતીને લગતા અનેક પ્રશ્નો જે નિત્ય પેદા થાય છે તેમાંનો વાંદરાંનો આ એક અટપટો પ્રશ્ન છે.

પણ તેને મૃત્યુદંડ આપવામાં હિંસા રહેલી છે તેથી તે અંતિમ પગલું ભરતાં પહેલાં જેટલાની સલાહ લઈ શકાય તેમની લેવા ઇચ્છું છું. અને 'નવજીવન'ના વાંચનારમાંથી કોઈ અનુભવી સજ્જન આશ્રમને દોરી શકશે તો તે ઉપકાર કરશે.

મેં સાંભળ્યું છે કે ગુજરાતના ખેડૂતો એવા મારાઓ રાખે છે જેમને જોતાં જ વાંદરાંઓ ત્રાસી નાસી જાય છે, ને આમ ખેડૂતો અંતિમ હિંસામાંથી બચે છે એમ માને છે. આ સંભવિત છે, પણ તેની પાછળ મરણદંડ તો રહ્યો જ છે. કેમકે હું જાણું છું કે વાંદરાંઓ એવાં વિચક્ષણ છે કે જ્યારે તેઓ સમજી લે છે કે તેમને કોઈ મારી નાંખનાર નથી ત્યારે તે ગોળીબારથી પણ ડરતાં નથી, ને ઊલટાં કિકિયારી કરે છે. એટલે સલાહકાર એમ ન માને કે ઉપદ્રવમાંથી નીકળી જવાનો એક માર્ગ હજુ લગી આશ્રમે જાણ્યો કે વિચાર્યો નથી. જેટલા જાણ્યા છે તે બધામાં હિંસા તો છે જ. જો વગર હિંસાથી આ ઉપદ્રવમાંથી ખેતીને ન જ બચાવી શકાય તો કેટલી ઓછામાં ઓછી હિંસાથી તે બચી શકે એ વિચારવાનું રહે છે, ને તેમાં હું અનુભવીની મદદ યાચું છું.

તા. ૩૦–૯–'૨૮

## ૨

# વાંદરાંનો ત્રાસ

એક વાંચનાર લખે છે:

"ગુજરાતમાં વાંદરાંનો ત્રાસ બહુ છે, તેમની વસ્તી ઝડપથી વધતી જાય છે, તો જેમ હડકાયાં કૂતરાંને વિષે તમે સૂચવ્યું તેમ વાંદરાંનો નાશ કરવાનું તમે ન સૂચવો? વાંદરાંના ત્રાસની વાત તો ખેડૂતો જાણે છે. જરાક ખેડૂત દૂર ગયો કે ખેતરને તેઓ તારાજ કરે છે."

આ સવાલ વિચારવા લાયક છે. વાંદરાંનો ત્રાસ માત્ર ખેડૂતને નથી: પ્રયાગ, વૃંદાવન વગેરે સ્થળોમાં શહેરીઓને પણ તેઓ બહુ સતાવે છે. જો તેમને કોઈ મારી નાંખે કે લઈ જાય તો ત્રાસેલા લોકો નારાજ થાય છે એમ પણ નથી.

આમ અગવડનો સ્વીકાર કરતાં છતાં વાંદરાંને મારવાનો ઇલાજ હું એકાએક નથી સૂચવી શકતો.

હડકાયાં કૂતરાં અને વાંદરાંની વચ્ચે સરખામણી ન થઈ શકે. હડકાયું કૂતરું તો હડકવાથી મરવાનું જ છે; તેને મારનાર તેને રિબાવાના દુ:ખમાંથી બચાવે છે, ને બીજાઓને હડકવા થવાના ભયમાંથી ઉગારી લે છે. વાંદરાંને વિષે તેમને

મારવામાં તેમના ભલાનો તો સવાલ જ નથી. વળી વાંદરાંથી થતા ઉપદ્રવનું નિવારણ માર્યા વિના નથી જ થઈ શકતું એવું પણ નથી.

જ્યાં જ્યાં વાંદરાંનો ઉપદ્રવ થાય છે ત્યાં આપણો દોષ હોય છે, એમ ઘણી વેળા જોવામાં આવે છે. વાંદરાંને પંપાળવામાં આવે છે, તેમને ખવરાવવામાં આવે છે, ને ઘણી રીતે તેમને એવાં મનાવવામાં આવે છે કે તેઓ અમુક હદ લગી આપણી સાથે છૂટ લઈ શકે છે. વાંદરાં બહુ ચકોર જાતિ છે. આપણુને તે તુરત સમજી જાય છે. વૃન્દાવનમાં મેં જોયું હતું કે દેશી લતામાં તેઓ નિર્ભયપણે બગાડ કર્યાં જ કરે, જ્યારે ફિરંગી લતામાં વાંદરાંનું નામનિશાન ન મળે; કેમકે ત્યાં જાય તો તેમને માર ખાવાની ધાસ્તી રહેલી હોય છે. મારની ધાસ્તી પણ હિંસા છે. એ ગૂંચવણુની ઉકેલમાં આપણુને અહીં પડવાની જરૂર નથી. વાંદરાંને અંતિમ હિંસાથી — દેહાંતદંડથી — બચાવી લેવાય કે નહિ એ જ પ્રશ્ન છે. મને લાગે છે કે હજુ જ્યાં લગી બાજી આપણા હાથમાં છે ત્યાં લગી આપણે તેમને દેહાંતદંડમાંથી કદાચ ઉગારી શકીએ.

વાંચનારે જાણવું જોઈએ કે આજકાલ વાંદરાંનો વેપાર બહોળા વિસ્તારમાં ચાલે છે. હજારો વાંદરાંને તેમની ઉપર અનેક જાતના પ્રયોગો કરવાને સારુ યુરોપ લઈ જવામાં આવે છે, અને ત્યાં તો ઘણી વેળા મારી નાંખવા પહેલાં તેમની ઉપર અનેક જાતના નિર્દયતાભર્યા પ્રયોગો કરવામાં આવે છે. તેથી વાંદરાંની વૃદ્ધિ થતી અટકાવવાને સારુ જે ઇલાજ લઈ શકાય તે તો લેવા યોગ્ય જ છે.

હવે રહી દેહાંતદંડની વાત. જો ખેતરો બચાવવાનો ધર્મ હોય, અને વાંદરાંના ઉપદ્રવમાંથી ખેતરોને બચાવવાનો બીજો કોઈ પણ ઇલાજ ન હોય તો વાંદરાંને મારવાની આવશ્યકતા પેદા થઈ શકે, એ મારી કલ્પના બહાર નથી. પણ આ અહિંસા નથી. ખેતરને બચાવવા સારુ પણ કરેલો પ્રાણીવધ હિંસા તો છે જ. માત્ર એવી કેટલીક હિંસા મનુષ્યજીવનની સાથે જડાયેલી અને અનિવાર્ય છે. આ વસ્તુ આપણે ડગલે ને પગલે અનુભવીએ છીએ. વાંદરાંનો વધ ક્યારે અનિવાર્ય થાય એ કહેવું મુશ્કેલ છે. પણ એ વધમાંથી બચવાના ઉપાયો લેવા મુશ્કેલ નથી. તે લેવાતાં છતાં ઉપદ્રવ ઓછો ન થાય ત્યારે સહુએ પોતપોતાનો ધર્મ વિચારી લેવો રહ્યો. વાંદરાંનો વધ કરવાનો કોઈ અનિવાર્ય સાર્વજનિક નિયમ ન હોઈ શકે. હિંસા એ કોઈ કાળે સ્વતંત્ર ધર્મ નથી. એવો ધર્મ તો અહિંસા જ છે. હિંસા એ મનુષ્યની પામરતાનું માપ છે, અહિંસા તેનો પરમપુરુષાર્થ છે.

તા. ૮–૭–'૨૮

૩

# અહિંસાનું કોકડું

વાછડા ને વાંદરાં વિષેનો લેખ લખીને મેં ટીકાકારોનો રોષ ઠીક વહોરી લીધો છે. કોઈ ગાળો કાઢીને પોતાની અહિંસા પ્રગટ કરી રહ્યા છે; કોઈ સખત ટીકા કરીને મારી અહિંસાની પરીક્ષા કરી રહ્યા છે; કોઈ વિવેકપૂર્વક પોતાની મૂંઝવણ પ્રગટ કરી રહ્યા છે. બધા લખનારને જવાબ આપવા જેટલો મને વખત નથી, જવાબ આપવાની જરૂર નથી. છેક ગાળોના લેખમાંથી તો મારી સહનશકિતનું માપ કાઢવા ઉપરાંત કંઈ બીજું તારવણ થાય તેમ નથી. બીજા બે પ્રકારના કાગળોમાંથી કેટલીક દલીલો તારવી તેનો વિચાર કરવા ધારું છું.

પણ તે દલીલોમાં ઊતરતા પહેલાં લખનારાને એક વિનંતી કરું. તેઓ મર્યાદા જાળવશે તો મને મારી ભૂલ હશે તો બતાવશે, ને તેમની ભૂલ થતી હશે તો તે જોશે. ખૂબ તટસ્થ રહેવાનો પ્રયત્ન કરતાં છતાં,

૧. અવિવેકથી ભર્યા પત્રોમાંથી હું બહુ નહિ શીખી શકું.

૨. સીસાપેનથી ખરાબ અક્ષરોથી લખાયેલા લેખો વાંચવાનું અશક્ય છે.

૩. લાંબા નિબંધો મને મોકલવા વ્યર્થ છે.

ટૂંકા, સુંદર અક્ષરમાં શાહીથી લખાયેલા કાગળો હું વાંચવા વિચારવા તૈયાર છું, ઉત્સુક છું. હું એક નમ્ર શોધક છું.

'નવજીવન' ચલાવીને માત્ર શીખવવાનું જ કામ નથી કરતો, શીખવાનો પણ પ્રયાસ કરું છું.

લખનારાઓની મુખ્ય દલીલ અને શિખામણ આ છે:

૧. તમે હવે અહિંસાના ક્ષેત્રમાંથી રાજીનામું આપો.

૨. અહિંસાના તમારા વિચારો તમે પશ્ચિમમાંથી નથી લાવ્યા?

૩. તમારો અભિપ્રાય સાચો હોય તોપણ જ્યાં અનર્થ થવાનો સંભવ હોય ત્યાં તમારે પ્રગટ કરવો ન જોઈએ.

૪. તમે કર્મને માનતા હો તો વાછડાના પ્રાણ હરી કર્મના કાયદાની આડે આવવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો છે.

૫. વાછડો સાજો નહિ જ થાય, નહિ જ જીવે એવું માની લેવાનો તમને શો અધિકાર હતો? શું તમે જાણતા નથી કે જેને વિષે 'મરવાની અણી ઉપર છે' એમ દાક્તર વૈદ્યોએ ભવિષ્ય ભાખ્યાં છે તે જીવ્યાં છે?

અહિંસાના કે બીજા કોઈ ક્ષેત્રમાંથી રાજીનામું આપવું કે ન આપવું એ તો મારે જ વિચારવાનું રહ્યું છે. માણસ અધિકારમાંથી રાજીનામું આપી શકે, કર્તવ્યમાંથી રાજીનામું આપે તે કર્તવ્યભ્રષ્ટ થયો ગણાય. સાચું કહેનાર ને કરનારને ભાગે ઘણી વેળા લોકનિંદા હોય જ છે. એ સહન કરીને પણ પોતાને ખરું લાગે તે જો પ્રસ્તુત હોય તો પ્રગટ કરવાનો સત્યાગ્રહીનો ધર્મ છે એમ હું શીખ્યો છું. જ્યાં સુધી મને એમ જણાય કે અહિંસાને વિષે મેં જે કલ્પના કરી છે તે ખરી છે, ત્યાં સુધી તે જો હું જાહેર ન કરું તો કર્તવ્યભ્રષ્ટ થાઉં.

વાછડા વિષેના મારા વિચારો પશ્ચિમની કેળવણીને આભારી હોય તો મારે સારુ કશી શરમની વાત નથી. પશ્ચિમમાંથી જ્ઞાન ન જ લેવાય અથવા પશ્ચિમમાં જેટલું થાય છે તે બધું ખોટું જ છે એવી મારી માન્યતા નથી. પશ્ચિમ પાસેથી હું ઘણુંયે શીખ્યો છું. અહિંસાનું કેટલુંક સ્વરૂપ ત્યાંથી શીખ્યો હોઉં તો તેમાં કંઈ આશ્ચર્ય ન હોય. મારા વિચારો કયા બહારના સ્પર્શથી આવ્યા તે હું જાણતો નથી. અત્યારે તો તે મારા અંતરાત્મામાંથી છે એમ હું જાણું છું.

મારો અભિપ્રાય સાચો છે તેમ માનવાથી જ પ્રગટ કરું છું એવું કંઈ નથી. પણ વાછડા વિષેના મારા વિચારોના મૂળમાં અહિંસા રહેલી છે તેથી તે કલ્યાણકર છે એમ માની મેં પ્રગટ કર્યો છે. વાંદરાં વિષે મારો ધર્મ હું જાણતો નથી તેથી જ્ઞાન મેળવવા ખાતર મેં ચર્ચા કરી છે. તે વિષે મને મદદગાર કાગળો મળ્યા છે. વાંદરાં વિષે એટલું કહી દઉં કે મારું કંઈ નહિ જ ચાલે તો જ પ્રાણહરણ લગી હું જઈશ. હું જાણું છું કે મારો ધર્મ તેમાંથી બચી જવાનો છે, તેમાંથી બચવાને અર્થે એ ચર્ચા છે.

કર્મને હું અવશ્ય માનું છું, પણ પુરુષાર્થને પણ માનું છું. કર્મનો સર્વથા ક્ષય કરી મોક્ષ મેળવવો એ પરમ પુરુષાર્થ છે. માંદાની સારવારમાં પણ કર્મની ગતિને રોકવાના ફોગટ પ્રયત્નની ગંધ આવે. છતાં જે માંદાની સેવા ન કરે, તેને દવા ન આપે તે ઘોર હિંસા કરે એમ આપણે માનીએ છીએ. દૈવ અને પુરુષાર્થના દ્વંદ્વયુદ્ધમાં ભાગ ન લેતાં જે કંઈ સેવાકાર્ય થઈ શકે તે કરી છૂટવાનો ધર્મ હું જાણું છું ને પાળવા પ્રયત્ન કરું છું.

વાછડો સાજો નહિ જ થાય એવું નિશ્ચયાત્મક જ્ઞાન તો મને નહોતું. દાક્તરે હાથ ધોઈ નાંખ્યા હોય એવા દરદીઓને સાજા થયેલા મેં જાણ્યા છે. મહાઅજ્ઞાનમાં પડેલો મનુષ્ય જ્યાં લગી ભવિષ્યને વિષે અનુમાન કરી શકે ત્યાં લગી કરે ને વર્તે. અસંખ્ય કર્મોને વિષે આપણે એમ જ વર્તીએ છીએ. પણ કોણ જાણે હિંદુસંસારને શું થઈ આવ્યું છે કે મોતની વાત માત્રથી તે ભડકી ઊઠે છે. જોકે મોતનો ઓછામાં ઓછો ભય હિંદુને જ હોવો જોઈએ; કેમકે તેને બાળકપણાથી આત્માના અમરત્વનું ને શરીરની ક્ષણભંગુરતાનું શિક્ષણ આપવામાં આવે છે. વાછડાને મારવામાં ભૂલ થઈ હશે તોયે હું જાણું છું કે તેના આત્માનું તો કુશળ જ છે. તેના દરદમાં ડૂબી રહેલા શરીરનો બે ઘડી વહેલો નાશ કરવામાં મેં ભાગ લીધો તેમાં ભૂલ થઈ હોય તો તેની સજા ભોગવવાની તૈયારી મારે રાખવી ઘટે. પણ વાછડાને તે દેહે બે ઘડી ઓછા શ્વાસ લેવાના મળ્યા તેથી પારાવાર દુઃખ મને નથી લાગતું. જે હું વાછડાને વિષે કહું છું તે જ પ્રિયજનને વિષે કહી શકું છું. કોણ જાણે છે કે આપણા આળપંપાળથી, આપણા મોહથી, આપણી ખોટી ચિકિત્સાથી આપણે કેટલાં સગાંના પ્રાણ તેમના કાળ કરતાં વહેલા જવામાં મદદગાર થયા હોઈશું? પ્રાણ-હરણની પાછળ અશ્રુપાત કરીને આપણે દયાધર્મનો પંથ છોડી જઈએ છીએ ને અહિંસાને લજવીએ છીએ, એ મારો અભિપ્રાય મને મળતા કાગળો વધારે દૃઢ કરે છે. મરણનો ભય અહિંસાને ઓળખવામાં મહાઅંતરાયરૂપે છે.

તા. ૭–૧૦–'૨૮

૪

# એક કોયડો

વાછરડાપ્રકરણ ઝટ પૂરું થાય તેમ નથી. અહિંસાને નામે હિંસા કરવાવાળા ભાઈઓ હજુ ટપાલખાતાને ખટાવી રહ્યા છે. કેટલાક માને છે કે સાઠમું વર્ષ બેઠું એટલે મારી બુદ્ધિનો નાશ થયો છે. સાસૂન ઇસ્પિતાલમાં મારો રોગ અસાધ્ય ગણીને દાક્તરોએ કે મિત્રોએ ઝેરની પિચકારી આપી હોત તો ગરીબ વાછરડો ઝેરની પિચકારીથી બચત અને વાંદરાંની ઉપર જે મૃત્યુદંડ હું ઉગામી રહ્યો છું તેનો ભય આ હનુમાનના વંશજોને ન રહેત. આ સિવાય બીજા પણ આવા 'અહિંસક' ઉદ્ગારોવાળા પત્રો આવ્યા કરે છે. અને જેમ જેમ એવા પત્રો આવે છે તેમ તેમ મેં આ વિષયને 'નવજીવન'માં ચર્ચ્યો એ ઠીક કર્યું એમ લાગ્યા કરે છે. લખનારાઓ સમજતા નથી કે અહિંસાધર્મને જાણવાનો અને માનવાનો દાવો કરવા છતાં તેઓ આવા કાગળ લખી હિંસા કરી રહ્યા છે. પણ આવા કાગળોમાં અપવાદરૂપે બેચાર

બીજા પ્રકારના કાગળો પણ આવેલા છે તેમાંથી એક તારવી કાઢું છું. એ કાગળ લખનાર જણાવે છે:

"વાછરડાપ્રકરણથી કેટલાક સંશય દૂર થયા. અહિંસાની મર્યાદા ઉપર તમે ખૂબ પ્રકાશ પાડ્યો છે, પણ તેની જ સાથે તમે એક નવી ગૂંચવણ પેદા કરી છે. તે આ છે: કોઈ મનુષ્ય કે મનુષ્યનો સમુદાય લોકોના મોટા ભાગને પીડા કરી રહેલ હોય, તેનું બીજી રીતે નિવારણ ન થતું હોય, અને તેનો નાશ કરીએ તો અનિવાર્ય ગણાઈ અહિંસામાં નહિ લેખાય? વાછરડાપ્રકરણમાં તમે ભાવનાને પ્રાધાન્ય આપ્યું છે તો આ સ્થળે પણ પાપી પીડા કરનારનો વધ કરવામાં ભાવના ઊંચી છે તેથી એ વધ અહિંસક ન ગણાય? પાકનો નાશ કરનાર જીવોના નાશને તમે હિંસા નથી ગણી તેમ જ માનવસમાજનો નાશ કરનાર માણસના નાશને તમે અહિંસા ન ગણો?"

આ પત્રમાં મારા લેખનો અનર્થ થયો છે એમ વિવેકી વાંચનાર તો જોઈ જ ગયા હશે. અહિંસાની જે વ્યાખ્યા મેં આપેલી છે તેમાં ઉપર પ્રમાણે મનુષ્યવધનો સમાસ થઈ જ શકતો નથી. ખેડૂત જે અનિવાર્ય નાશ કરે છે તેને મેં અહિંસામાં કદી ગણાવેલ નથી. એ વધ અનિવાર્ય હોઈ ભલે ક્ષમ્ય ગણાય, પણ તે અહિંસા તો નથી જ. ખેડૂતની હિંસામાં અથવા લેખકે જે દૃષ્ટાંત આપ્યું છે તેમાં રહેલી હિંસામાં સમાજનો સ્વાર્થ રહેલો છે. અહિંસામાં સ્વાર્થને સ્થાન નથી. વાછરડાના પ્રાણહરણમાં કેવળ વાછરડાના ભલાનો જ વિચાર હતો. નહોતો તેમાં ખેતીની રક્ષાનો કે કોઈની રક્ષાનો સવાલ; નહોતો તેમાં મારી કે કોઈ બીજાની સગવડનો પ્રશ્ન. દુઃખથી પીડાતા અને જેની બીજી કોઈ પણ પ્રકારની સેવા અશક્ય થઈ પડી હતી એવા વાછરડા પ્રત્યે જે કર્તવ્ય

હતું તેનો જ પ્રશ્ન હતો. મજકૂર લેખકના પ્રશ્નને વાંદરાંના પ્રશ્નની સાથે જરૂર સરખાવી શકાય, પણ તેમાંયે ઘણો ભેદ રહ્યો છે. વાંદરાંનું હૃદયપરિવર્તન કરવાનો કોઈ સામાજિક ઉપાય આપણી પાસે નથી તેથી તેનું પ્રાણહરણ કદાચ ક્ષમ્ય ગણાય, પણ પાપીમાં પાપી પીડા કરનાર મનુષ્યનું હૃદયપરિવર્તન હમેશાં શક્ય છે. એવા પરિવર્તનના ઇલાજો પણ સમાજે યોજેલા છે. તેથી અહિંસાપ્રકરણમાં સ્વાર્થી મનુષ્યવધને કદી સ્થાન મળી ન શકે. મનુષ્યવધ અનિવાર્ય હોય એમ મને નથી સૂઝી શકતું. વાછરડાની સ્થિતિમાં પડેલા મનુષ્યને વિષે મેં જે કલ્પના કરેલી છે એને અહીં કશો સંબંધ નથી એ યાદ રાખવાની આવશ્યકતા છે.

હવે રહી ભાવનાની વાત. ભાવનાને મેં પ્રાધાન્ય આપ્યું છે એ યથાર્થ છે, પણ એકલી ભાવનાથી અહિંસા સિદ્ધ ન થઈ શકે. અહિંસાની પરીક્ષા અંતે ભાવનાથી થાય છે એ સાચું છે. પણ કોરી ભાવનાથી અહિંસા ન અંકાય એ પણ એટલું જ સાચું છે. ભાવનાની આંકણી પણ કાર્ય ઉપરથી સિદ્ધ કરવી પડે છે. અને જ્યાં સ્વાર્થને વશ થઈને હિંસા થયેલી છે ત્યાં ભાવના ગમે એવી ઊંચી હોય તોપણ સ્વાર્થમય હિંસા તે હિંસા જ રહેવાની. એથી ઊલટું જે મનુષ્ય મનમાં વેરભાવ રાખે છે પણ લાચારીથી તેને પરિણામમાં નથી લાવી શકતો, એ વેરીના પ્રત્યે અહિંસક છે એમ નહિ કહી શકાય. કેમકે તેની ભાવનામાં વેર રહેલું છે. તેથી અહિંસાની આંકણીમાં ભાવના અને કાર્ય બન્નેને તપાસવાનાં હોય છે.

તા. ૧૪-૧૦-'૨૮

૫

# અહિંસાપ્રકરણ

એક પત્રકાર લખે છે:

"આપનો 'પાવકની જ્વાળા' નામનો લેખ મેં વાંચ્યો. ફરી ફરી વાંચ્યો. ખૂબ સંતોષ થયો. પણ વાંદરાં વિષે વાંચીને હું હેબતાઈ ગયો. મારા મનમાં તો હતું કે સૂર્ય ચન્દ્ર એમની ગતિ રોકે તો ભલે, પણ જેની નસેનસમાં અહિંસા ફેલાયેલી છે એવા આપ કદી ન કહો, 'હું હિંસા કરી આશ્રમની રક્ષા કરીશ.' એમ મેં માન્યું હતું, પણ મારી ધારણામાં હું ભૂલ્યો લાગું છું. વાંદરાં વિષેનો લેખ વાંચતાં મને ખૂબ આઘાત થયો. મનમાં ખિન્નયો પણ હોઈશ. મારી મૂંઝવણ ઉકેલશો?"

આવી જ જાતના બીજા કાગળો પણ આવેલા છે. હું જોઉં છું કે મારે વિષે ઘણા ભલા માણસોએ બહુ મોટી આશા રાખેલી જણાય છે. મેં અહિંસાદિની વ્યાખ્યાઓ આપી છે તે જ પ્રમાણે હું પૂર્ણતાએ અમલ કરી શકું છું એમ આ ભલા માણસો માનતા લાગે છે. વાછરડા અને

વાંદરાં વિષે મારી મનોવૃત્તિ જણાવી તેથી ઉપરની ભ્રમણા ભાગતી જાય છે એ મને ભારે સંતોષનું કારણ છે. મહાત્માના પદ કરતાં મને સત્ય અનંતગણું પ્રિય છે. હું મહાત્મા નથી એમ જાણું છું, અલ્પાત્મા છું એવું મને બરોબર ભાન છે, તેથી મહાત્માપદે મને કદી ભમાવ્યો કે ભુલાવ્યો નથી. મારે કબૂલ કરવું જોઈએ કે હું તો પ્રતિક્ષણ હિંસા કરીને જ શરીરને નિભાવું છું, અને તેથી જ તેને વિષેનો રાગ ક્ષીણ થતો જાય છે. આશ્રમની રક્ષા કરતાં પણ હિંસા કરી રહ્યો છું. પ્રત્યેક શ્વાસ લેતાં ઝીણાં જંતુઓની હિંસા હું કરું છું એમ જાણતો છતાં શ્વાસને રૂંધતો નથી. વનસ્પતિઆહાર કરવામાં પણ હિંસા કરું છું છતાં આહારનો ત્યાગ કરતો નથી. મચ્છરાદિના ક્લેશથી બચવાને સારુ ઘાસલેટ ઇત્યાદિ વસ્તુઓનો ઉપયોગ કરતાં તેમનો નાશ થાય છે એમ જાણતો છતો આ નાશક પદાર્થોનો ઉપયોગ છોડતો નથી. સરપોના ઉપદ્રવમાંથી આશ્રમવાસીઓને બચાવવાને સારુ, જ્યારે તેને માર્યા વિના દૂર ન કરી શકાય, ત્યારે તેને મારવા દઉં છું. બળદોને ચલાવતાં આશ્રમના માણસો તેને પરોણા વતી મારે છે તે સહન કરી લઉં છું. આમ મારી હિંસાનો અંત જ નથી. અને હવે વાંદરાંનો ઉપદ્રવ મને મૂંઝવી રહેલ છે. વાંદરાંને મારી નાંખવાનો નિશ્ચય હું કદી કરી શકીશ કે નહિ એની મને ખબર નથી. એવા નિશ્ચયથી હું દૂર ભાગતો જાઉં છું. અત્યારે તો કેટલીક ઉપયોગી સૂચનાઓથી મને મિત્રો મદદ કરી રહ્યા છે, પણ આશ્રમની ખેતી રહો વા ન રહો છતાં હું વાંદરાંનો કદી નાશ કરીશ જ નહિ એવી પ્રતિજ્ઞા કરવાની મારામાં આજ તો હિમ્મત નથી. એ મારી નમ્ર

કબૂલાતથી મિત્રો મારો ત્યાગ કરે તો હું લાચાર થાઉં અને એ ત્યાગને હું સહન કરું, પણ અહિંસા વિષેની મારી નબળાઈ અથવા અપૂર્ણતાને છુપાવીને કોઈની મૈત્રી રાખવાની મને ઇચ્છા નથી. મારે વિષે હું એટલો જ દાવો કરી શકું કે અહિંસાદિ મહાવ્રતોને ઓળખવાં અને તેનું સંપૂર્ણ પાલન મનથી, વચનથી અને કાયાથી કરવાનો હું સતત પ્રયત્ન કરી રહ્યો છું. તે પ્રયત્નમાં થોડી અથવા ઘણી સફળતા પણ મળી છે, છતાં મારે હજુ એ દિશામાં બહુ લાંબો પંથ કાપવાનો છે એવું મને ભાન છે. એટલે મજકૂર પત્રકાર જો મારી અપૂર્ણતાને ક્ષમ્ય ન ગણે તો તેમની મૂંઝવણનો બીજી રીતે ઉકેલ કરવાનો મારી પાસે ઉપાય નથી.

૨

બીજા પત્રકાર પૂછે છે:

"ધારો કે મારો મોટો ભાઈ ભયંકર અસહ્ય રોગથી પીડાય છે. દાક્તરો જીવવાની આશા છોડી દે છે. હું પણ માનું છું કે તે જીવવાનો નથી. મારે તેના પ્રાણ હરણ કરવા?"

પ્રાણ હરણ ન કરવા એવો મારો જવાબ છે. આ બાબતમાં જે જે પ્રશ્નો આવ્યા છે તે ઉપરથી જોઉં છું કે વાંચનારાઓએ મારું લખાણ સમજવાની તસ્દી જ નથી લીધી. જે સ્થિતિ વાછરડાની હતી તેવી જ સ્થિતિમાં આવી ગયેલ મનુષ્યના પ્રાણહરણનું પણ મેં સમર્થન કર્યું છે. આ સરખામણીને પત્રકારો પોતાની મૂંઝવણ રજૂ કરતાં ભૂલી જાય છે. વસ્તુતઃ વાછરડાના જેવી જ સ્થિતિમાં મનુષ્યપ્રાણી ભાગ્યે જ મુકાય છે. એક તો તેનું કદ વાછરડાના કરતાં નાનકડું

રહ્યું એટલે તેને આમતેમ ફેરવતાં મુશ્કેલી ન આવે. વળી તે વાછરડાની જેમ અવાચક નથી તેથી ઘણી વેળા તો પોતાની ઇચ્છા જણાવી શકે છે. અને કોઈના પણ પ્રાણહરણ તેની મરજી વિરુદ્ધ કરવામાં અહિંસા છે એવું વાછરડાપ્રકરણમાં મેં ક્યાંયે લખ્યું નથી. મનુષ્ય બેશુદ્ધ હોય ત્યારે પણ તેના જીવનની આશા આપણે ઝટ છોડતા નથી. વળી આશા છૂટતાં છતાં સેવા કરવાની આશા અને સગવડ તો અસંખ્ય કેસોમાં રહેલી જ હોય છે. એટલે વાછરડાના જેવી જ સ્થિતિમાં મુકાયેલ મનુષ્ય ભાગ્યે જ મળે. મનુષ્યનું દૃષ્ટાંત તો મેં એટલા કારણસર આપ્યું કે મનુષ્ય અને વાછરડાની વચ્ચે અહિંસાની દૃષ્ટિએ ભેદ હોઈ શકે નહિ. જે ન્યાય વાછરડાને તે જ મનુષ્યને ઘટે. પણ મને આશા હતી કે મારી સરખામણીમાંથી બધા વાંચનાર મનુષ્યપ્રાણી અને વાછરડાની વચ્ચેનો સ્વાભાવિક ભેદ સમજી લેશે. પ્રાણહરણની શરતો ફરી હું જણાવી જાઉં:

૧. રોગ અસાધ્ય હોય.

૧. બધાએ રોગીની જીવવાની આશા છોડી હોય.

૩. તેની સેવા અશક્ય હોય.

૪. તેની ઇચ્છા જાણવી અશક્ય હોય.

આ ચાર સ્થિતિમાંથી એકનો પણ અભાવ હોય ત્યાં લગી પ્રાણહરણ ન કરાય.

## ૩

ત્રીજા પત્રકાર લખે છે:

"વાછરડાનું તો ઠીક, પણ તમારું જોઈને ગરીબ બિચારાં બકરાં વગેરેનો વધ દેવદેવીઓને ચડાવવાને ખાતર કરવામાં આવે છે

તે પ્રથાને ઉત્તેજન મળશે એ તમે વિચાર્યું છે? બકરાંનો ભોગ ચડાવનારા બકરાનું કલ્યાણ ઇચ્છનારા હોવાનો દાવો કરે છે એ તમે નથી જાણતા?"

મારા કાર્યનો આવો દુરુપયોગ સાવ સંભવિત છે. એ થશે એમ પણ હું જાણતો હતો. પણ જ્યાં લગી પાખંડ અને મૂર્ખતા જગતમાં છે ત્યાં લગી આવા દુરુપયોગ તો થયાં જ કરશે. કયા ધર્મને નામે હજુ લગી ધતિંગ અને અધર્મ નથી ફેલાયાં? એટલે દુરુપયોગના ડરથી જે યોગ્ય હોય તે કરતાં મનુષ્યે ડરવું ન જોઈએ એમ સામાન્ય નિયમ છે. બલિદાનરૂપે બકરાંનો વધ કરનારને મારા ટેકાની જરાયે જરૂર નથી. તેઓ પોતાનું કાર્ય શાસ્ત્રને નામે કરે છે. ખરો ભય તો આ છે: મારા કાર્યનો દાખલો રજૂ કરી પોતે માનતા દુશ્મનોનો વધ કરવાને પણ કેટલાક તૈયાર થવાના છે. તેઓ કહેશે: 'દુશ્મનને મારવામાં અમે લોકોનું અને તેનું એમ બેનું કલ્યાણ સાધીએ છીએ.' આવી દલીલ મેં ઘણી વાર સાંભળી છે. મારે સારુ તો આટલું બસ છે કે મારા દૃષ્ટાંતમાં ને મજકૂર કાર્યોમાં સામ્ય જ નથી. બકરાંના કે દુશ્મનના વધમાં બેમાંથી એકેની સંમતિની તો વાત જ નથી. અને જો બકરાંનું ને દુશ્મનનું કલ્યાણ મનાયું છે તો તેટલો જ સ્વાર્થ વધ કરવામાં વધ કરનારનો પણ રહેલો છે. પણ જેને આંખ ઉઘાડીને જોવું જ નહિ હોય, એ તો આવો સ્પષ્ટ ભેદ પણ નથી જોઈ શકવાના. સરખામણી કરનારા સરખામણીના નિયમનો જ લોપ કરે તો તેને કોણ પહોંચે?

તા. ૨૮–૧૦–'૨૮

## ૬

# કેટલાક કોયડા

વાછડા વિષે કાગળો તો હજુ ચાલ્યા જ આવે છે. મારાથી જેટલું સમજાવાય તેટલું સમજાવી ચૂક્યો છું. જે કાગળોના ઉત્તર આપવાપણું હતું તેના ઉત્તર આપી ગયો છું એટલે વિશેષ લખવા નથી ઇચ્છતો. પણ કેટલાક લખનારા ખરી મૂંઝવણ ઉકેલવા અથવા મને મૂંઝવણમાં નાંખવા સારુ કેટલાક પ્રશ્નો પૂછે છે તેના જવાબ આપવાનો ધર્મ હું સમજું છું.

### ૧

એવો એક કાગળ આ છે:

"મારો છોકરો ચાર મહિનાનો છે. તે જન્મ પછી પંદર દિવસથી માંદો થયો છે અને હજુ સુધી મટતું નથી. ઘણા વૈદો તથા દાક્તરોની દવા કરી પણ તેને જરી પણ મટતું નથી. કેટલાક દાક્તર દવા આપવાની ના પાડે છે. તે દાકતરને તથા મને તે જીવશે નહિ એમ લાગે છે. હું ઘણો વસ્તારી તથા દુ:ખી છું, મારા માથે કેટલુંક દેવું

છે, મારાથી તે છોકરાનું દુઃખ જોઈ શકાતું નથી ને તે ઘણો જ પીડાય છે. તેને માટે મારે શો ઉપાય કરવો તે જણાવવા કૃપા કરશોજી."

જો આ ભાઈએ 'નવજીવન' ધ્યાનપૂર્વક વાંચ્યું હોત તો આવા પ્રશ્ન કરવાપણું રહેત નહિ. કરોડો દાક્તરો મરવાની આશા છોડે તોયે એ બાળકના પ્રાણ ન લેવાય, કેમકે તેની સેવા કરવાની શક્તિ નથી બાપ ખોઈ બેઠો, નથી બાળક એવી સ્થિતિમાં કે તેની સેવા ન થઈ શકે. બાળકનું પડખું ફેરવવું તેને ખોળામાં લેવું, તેની બીજી અનેક જાતની સારવાર કરવી એ શક્ય છે. જ્યારે સેવા અશક્ય હોય ને પ્રાણ જશે જ એવું સામાન્ય રીતે માલૂમ પડે તથા તે પ્રાણહરણમાં આપણો સ્વાર્થ ન હોય ત્યારે જ પ્રાણહરણ કરાય. અહીં તો સેવા શક્ય છે એટલું જ નહિ પણ બાપ પોતાની દુઃખી સ્થિતિને આગળ ધરે છે. પોતે વસ્તારી છે, કરજવાન છે, એ પ્રાણહરણનું કારણ કદી ન હોઈ શકે. છોકરાની સેવા કર્યાં કરવી એ જ બાપનો ધર્મ અહીં છે એમ મને તો સ્પષ્ટ જણાય છે. હા, બાપ સમજે તો એક બીજો ધર્મ તેને સારુ છે ખરો: છોકરું બચે કે ન બચે પણ હવે સંયમ પાળી વસ્તાર વધતો અટકાવવાનો નિશ્ચય કરે.

૨

બીજો કાગળ આ છે. કાગળ હિંદીમાં છે:

"હું — ગોશાળાનો મંત્રી છું. એમાં લગભગ ૫૦૦ પશુઓ છે. તે બિલકુલ બેકાર છે. ખર્ચ અધિક પડે છે. અહીં હમેશાં રોજ એકને હિસાબે એક સાલમાં લગભગ ૩૫૦ થી ૪૦૦ પશુઓ મરવાનાં

વલખાં મારે છે,—જેમ તમે વર્ણવ્યાં છે. અંતે મરી તો જાય જ છે. હવે મારે કઈ રીતે વર્તન ચલાવવું ? ”

ઉપરના કાગળ ઉપરથી સ્પષ્ટ છે કે અધિક ખર્ચ થાય તે કદી પ્રાણહરણનું કારણ અહિંસાદષ્ટિએ ન હોઈ શકે. રોજ એક પશુ પેલા વાછડાની સ્થિતિમાં રહેલું હોય તો ગોશાળા બંધ કરવી જોઈએ; કેમકે એવી ભયંકર સ્થિતિ દુર્વ્યવસ્થા સૂચવે છે. પેલા વાછડાને તો અકસ્માત થયો હતો ને તેથી તેનો પગ ભાંગ્યો હતો, ને ત્યાર બાદ તે પિલાયો. એવી સ્થિતિમાં કોઈ પણ સુવ્યવસ્થિત સંસ્થામાં રોજ જાનવરો હોઈ જ ન શકે. અહીં ધર્મ સ્પષ્ટ છે. અને આવી પાંજરાપોળમાં વિશેષ ધર્મ છે તે એ કે આવાં પશુઓની સેવા કરવાના સારામાં સારા ઉપાયો શોધી કાઢી તેમનું જીવન સુખી કરવું. આદર્શ પાંજરાપોળ કોને કહેવી ને તે કેમ ચલાવાય એ વિષે હું ઘણી વાર લખી ચૂક્યો છું તે મજકૂર મંત્રીએ જોઈ લેવું ને વિચારી લેવું ઘટે છે.

## ૩

એક કણબી ભાઈ લખે છે:

અમારા ગામ નજીક ઢોર ચરાવવાનું બીડ છે. તેમાં પાંચસાત હજાર હરણ છે. તે અમારા કપાસનાં જીંડવાં ખાઈ જાય છે. અમો બહુ હેરાન થઈએ છીએ. ઠાકરડા લોકોને રાખીએ તો તે એને મારી નાંખી શકે છે. વળી તેઓ તો એનું માંસ પણ ખાય છે. મારા જેવાને તમે શી સલાહ આપશો ? વળી ખાપરડા થાય છે તેઓ અનાજ ખાઈ જાય છે. જો ખેતરમાં બળતું કરીએ તો અંદર આવીને પડે અને અમારા અનાજનો બચાવ થાય. તો અમારે એમ બળતું કરવું કે નહિ ?

આ પ્રશ્ન ઉપરના બે પ્રશ્નોથી ભિન્ન જાતિનો છે. એ વાંદરાંને લગતો પ્રશ્ન છે, વાછરડાને લગતો નથી. હું કોઈને પણ હિંસાના માર્ગમાં દોરવાને અસમર્થ છું. કેટલે લગી મનુષ્ય હિંસા કરે એ તેને ત્રીજો માણસ ન બતાવી શકે, પણ સૌ પોતાની શક્તિ અનુસાર માર્ગ શોધે. સામાન્ય રીતે એમ કહી શકાય કે વાંદરાંને મારવાનું હું કદાચ અનિવાર્ય ગણું તેથી બીજાઓએ હરણને મારવા તૈયાર થવું એ ન્યાયબુદ્ધિ નથી પણ એ અજ્ઞાનમય અનુકરણ છે. વળી વાંદરાંને મારી નાંખવાનો નિર્ણય હું કરી શક્યો નથી. અને એ નિર્ણય ઉપર હું જલદી આવી શકું એમ પણ જોતો નથી. એવા નિર્ણયથી રહી શકાય તેટલો દૂર રહેવાનો મારો આજે પ્રયત્ન છે, અને હમેશાં રહેશે. વળી હરણને દૂર રાખવાના ઘણાયે ઇલાજો મળી શકે, જે વાંદરાં જેવી બહુ મુસીબતથી હાથમાં આવી શકે એવી જાતિને વિષે લગભગ અશક્ય થઈ પડે છે. નાનાં જંતુઓનો નાશ ખેતીને અંગે અનિવાર્ય છે એમ પ્રત્યેક ખેડૂત પ્રતિક્ષણ અનુભવે છે. આથી આગળ આવી વસ્તુને લઈ જવી મારી શક્તિની બહાર છે. હિંસા કરવાથી જેટલે અંશે બચી શકાય તેટલે અંશે બચવાનો સૌનો ધર્મ છે એટલું અવશ્ય કહી શકાય.

તા. ૧૮-૧૧-'૨૮

૭

# જૈની અહિંસા?

એક જૈન મિત્ર, જેમણે જૈન દર્શનનો અને બીજાં દર્શનોનો અભ્યાસ કર્યો છે, તે ચાલુ ચર્ચા વિષે લાંબો કાગળ લખે છે. તે વિચારવા યોગ્ય છે અને ઘણા વિનયવાળા અને શાન્તિથી દલીલ કરનારા પત્રોમાંનો આ એક છે તેથી તેનો સારાંશ નીચે આપું છું. એ ભાઈ લખે છે:

"આપનો અહિંસાનો અર્થ લોકોને મૂંઝવણમાં નાંખે છે. હિંસાનો સામાન્ય અર્થ કોઈ પણ જીવને દેહથી મુક્ત કરવો તે છે. તે ન કરવું તેનું નામ અહિંસા. કોઈ પણ જીવને પીડા પણ ન કરવી એ અહિંસાનો અર્થવિકાસ છે. હવે અહિંસા શબ્દના અર્થમાં કોઈ પણ પ્રકારના પ્રાણહરણનો સમાવેશ થાય એ મને ગળે નથી ઊતરતું. આનો અર્થ એમ ન કરશો કે કોઈ પણ સંયોગમાં કોઈ પણ પ્રાણહરણ ઉચિત ન ગણાય એમ હું માનું છું. વસ્તુતઃ નીતિનો કોઈ પણ નિયમ એકાન્તે નિરપવાદ ગણાય છે એમ મને નથી લાગતું. 'અહિંસા પરમો ધર્મઃ' એ દિશાસૂચક મહાન ધર્મ

છે, પણ અહિંસા એ જ પરમ ધર્મ એમ નથી. તેથી આપ જેને અહિંસક પ્રાણહરણ સમજાવો છો તે ધર્મ હોઈ શકે પણ તે અહિંસક ન ગણાય."

મારો તો એવો અભિપ્રાય છે કે જેમ જીવનનો વિકાસ થાય છે તેમ જ શબ્દોના અર્થનો વિકાસ પણ થાય છે. આવું અનેક દૃષ્ટાંતોથી પ્રત્યેક ધર્મમાં આપણે સિદ્ધ કરી શકીએ છીએ. હિંદુધર્મમાં આવો એક શબ્દ 'યજ્ઞ' છે. શ્રી. જગદીશ બોઝના પ્રયોગો શબ્દોના અર્થની ઊથલપાથલ કરી રહ્યા છે. એ જ પ્રમાણે જો આપણે અહિંસાની સાધના ઇચ્છતા હોઈએ તો અહિંસા શબ્દના અર્થસમુદ્રમાં ઝંપલાવ્યે જ છૂટકો છે. વડીલોએ મૂકેલી પૂંજીમાં વૃદ્ધિ કરવી એ આપણો ધર્મ છે. 'અહિંસા પરમો ધર્મઃ' નામના સૂત્રને આપણે નહિ સુધારી શકીએ, પણ એ પૂંજીના વારસ રહેવા ઇચ્છતા હોઈએ તો એમાં રહેલી અમાપ શક્તિ આપણે શોધ્યા જ કરવી જોઈશે. છતાં હું શબ્દના ઝઘડામાં ઊતરવા નથી ઇચ્છતો. મેં વર્ણવેલી સ્થિતિમાં કરેલું પ્રાણહરણ અહિંસક ન ગણાય અને ધર્મ્ય ગણાય તો તેની સામે હું વિરોધ કરવા ન ઇચ્છું.

આ મિત્રની બીજી શંકા આ છે:

"વળી જે પ્રસંગમાં આપ દીકરીના પ્રાણહરણને અહિંસક માનો છો એ કોઈ રીતે સમજાતું નથી. એ પ્રસંગે આક્રમણ કરનારનો પ્રાણ લેવો ઉચિત હોઈ શકે, પણ દીકરીનો શો દોષ? આમ આક્રમણનો ભોગ બનતી દીકરી એવી અપવિત્ર થઈ જાય છે કે તેને પછી જીવવાનો પણ અધિકાર નથી રહેતો? આવા સંયોગોમાં દીકરી લોકાપવાદના ભયથી પ્રાણહરણ માગે તો પણ તેને તેથી વારવાનો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે એમ આપને નથી લાગતું?

જેની ઉપર બળાત્કાર થયો છે એવી દીકરી અને જેના બળાત્કારે હાથપગ કપાઈ ગયા છે તેની વચ્ચે મને અંશમાત્ર પણ તફાવત દેખાતો નથી."

દીકરી અપવિત્ર થઈ જશે એ ભયથી હું તેના પ્રાણહરણ ન કરું, પણ જો તે પોતાનો અભિપ્રાય જણાવી શકતી હોય તો તે એ જ વસ્તુ માગે એમ માનવાથી હું પ્રાણહરણ કરું. લોકાપવાદથી ડરીને એવી યાચના કરે તો હું તેને અવશ્ય રોકું. પણ પોતે કોઈ વ્યભિચારીના બળાત્કારને વશ થવાનું પસંદ કરવાને બદલે મરણની ભેટ કરવાનું સ્વતંત્ર રીતે ઇચ્છે એમ હું માનું તેથી અને તો જ પ્રાણહરણ કરું. સીતા એવી યાચના સ્વતંત્ર રીતે કરે એવો મારો દૃઢ વિશ્વાસ છે. અમુક સંજોગોમાં વીર પુરુષ મરણને વધારે પસંદ કરે છે એમ આપણે જાણીએ છીએ. એમ કરવું યોગ્ય છે. હું અસત્યનું ઉચ્ચારણ કરું તેના કરતાં મૃત્યુ પસંદ કરું. વ્યભિચાર કરવા મંડી જાઉં તેના કરતાં મૃત્યુ પસંદ કરું; શાસ્ત્રની પણ એ જ આજ્ઞા છે એમ હું માનું છું. એવું મરણ હજારો અથવા લાખો માગે છે એવો મારો અનુભવ છે, અને એ વિચારનો બહોળો પ્રચાર કરવો હું આવશ્યક ગણું છું. શિયળભંગ અને બીજા અંગભંગની વચ્ચે કંઈ ભેદ નથી એ વસ્તુનો સ્વીકાર મારાથી નથી થઈ શકતો. પણ બીજા અંગભંગને વિષે પણ એવી વસ્તુસ્થિતિ કલ્પી શકાય કે જ્યારે મનુષ્ય તેના કરતાં મોતને વહાલું ગણશે.

ત્રીજી શંકા આ છે:

"અમુક સ્થિતિમાં વાંદરાંને મારી નાંખવાનો અંતિમ ઉપાય વિચારવાને બદલે સાધારણ તીરથી બેપાંચને ઘાયલ કરવાનો ઉપાય —

વિચાર—આપ કેમ અસહ્ય ગણો છો? અનેક આંધળાં લૂલાં તેમ જ અસાધારણ દરદથી ઘેરાયેલાં પ્રાણીઓમાં પણ જીવવાની વૃત્તિ સૌથી વધારે પ્રબળ હોય છે એમ આપને નથી લાગતું? આપણે કોઈનું દુઃખ જોઈ ન શકીએ તેથી મારી નાંખવાનો વિચાર કરીએ એમાં આપણી એકાન્ત સ્વાર્થબુદ્ધિ આપને નથી લાગતી?"

એપાંચ વાંદરાંને ઘાયલ કરવાનો વિચાર મને અસહ્ય લાગે છે; કેમકે બીજાં પ્રાણીઓના અનુભવથી હું જાણું છું કે એ વાંદરાંને રિબાઈને મર્યે જ છૂટકો છે. અને જો મારે કોઈને પણ મારવું હું યોગ્ય ગણી શકું તો રિબાવીને મારવા કરતાં તત્ક્ષણ મારવાનું વધારે પસંદ કરું. વળી ઘાયલ કરેલાં વાંદરાંને સારુ ઇસ્પિતાલ ખોલવા હું તૈયાર ન હોઉં છતાં તેમને ઘાયલ કરવામાં ક્યાં દયાધર્મ આવે એ મારી સમજની બહાર છે. જે આંધળાં, લૂલાં, ઇત્યાદિ જીવવાની વૃત્તિ રાખે છે તેમને એવું જ્ઞાન છે કે કોઈ ને કોઈ તેમને મદદ કરશે. પણ કોઈ આંધળાને આપણે વેરાન જંગલમાં મૂકી આવીએ, તેને વિષે નાસ્તિકતા કલ્પીએ, અને તેને કોઈની પણ મદદ મળવાની નથી એવું જ્ઞાન તેને વિષે "આરોપીએ છતાં તે જીવવાને ઇચ્છે એવી મારી માન્યતા નથી. હરેક સંજોગોમાં પ્રાણીએ જીવવાની ઇચ્છાને પોષવી જ જોઈએ એવો ધર્મ હું સ્વીકારતો નથી.

ચોથી શંકા આ છે:

"જૈનધર્મની અહિંસાનો વિચાર ત્રણ સિદ્ધાન્તો ઉપર ચણાયેલો છે:

૧. એવો કોઈ પણ સંયોગ હોઈ ન જ શકે કે ગમે તેવી વેદના હોય તો પણ કોઈ પણ પ્રાણી સમજપૂર્વક જીવિતવ્યની

આકાંક્ષા છોડી બીજાના હાથે મરણ માગે. માટે કોઈ પણ કાળે એવી રીતના પ્રાણહરણને ધર્મ ન ગણવું.

૨. હિંસાથી ભરેલી અનેક પ્રવૃત્તિઓથી વ્યાપ્ત આ સંસાર-વ્યવહારમાં મુમુક્ષુ પ્રાણીએ પોતાથી બને તેટલી ઓછી પ્રવૃત્તિઓના સૂત્રધાર બની અહિંસાધર્મ આચરવો.

૩. કેટલીક હિંસા સીધી હોય છે. કેટલીક હિંસા આડકતરી હોય છે. દાખલા તરીકે ખેતી કરવામાં સીધી હિંસા રહેલી છે, અનાજ ખાવામાં ખેતીને લગતી આડકતરી હિંસા રહેલી છે. જ્યાં આ બે પ્રકારમાંથી એક પણ હિંસામાંથી બચી શકાય તેમ ન હોય ત્યાં સીધી હિંસાથી બને તેટલું દૂર રહીને સુજ્ઞ જને અહિંસાધર્મનું અનુપાલન કરવું.

આ ત્રણ સિદ્ધાન્તોની આપ જરૂર ચર્ચા કરશો. કારણ કે જૈનોની અહિંસાદૃષ્ટિ અને આપની અહિંસાદૃષ્ટિમાં એક મહત્ત્વનો ભેદ એ નજરે પડે છે કે જૈનોની અહિંસાદૃષ્ટિ નિવૃત્તિપર છે જ્યારે આપની અહિંસાદૃષ્ટિ પ્રવૃત્તિપર છે. અત્યારનો કાળધર્મ કર્મપરાયણ છે. તેથી જો અહિંસા એ દેશ અને કાળથી અબાધિત ધર્મ હોય તો અત્યારસુધી અહિંસાનો વિચાર નિવૃત્તિ તરફ લઈ જવાના દૃષ્ટિબિંદુએ ચર્ચાયો છે તેનું કર્મપ્રધાન વર્તમાન યુગમાં શું સ્વરૂપ હોઈ શકે અને તેનો વ્યવહારુ અમલ કેવો થઈ શકે તે વિષે લોકોમાં વિચારજાગૃતિ કરવાની પરમ આવશ્યકતા છે એમ મને લાગે છે.”

આવી સિદ્ધાંતની ચર્ચામાં ઊતરવું મને પ્રિય નથી. એવી ચર્ચા કરવામાં નુકસાન પણ હોય એ હું જાણું છું. પણ મેં કેટલેક અંશે તે ચર્ચા હાથે કરીને વહોરી લીધી છે એટલે આ મિત્રે માગેલી સિદ્ધાંતચર્ચા કરવાનો હું છેક ઇનકાર નથી કરી શકતો. પહેલા સિદ્ધાંત વિષે તો મારી નમ્ર માન્યતા આ જ લેખની અંદર રજૂ કરી ચૂક્યો છું. અને મારી તો

એવી પણ માન્યતા છે કે ગમે તે સ્થિતિમાં જીવવાની આકાંક્ષા પ્રાણી છોડે જ નહિ એવા મનાયેલા સિદ્ધાંતની પાછળ આપણી ભીરુતા રહેલી છે અને તેને લીધે ઘણી હિંસા થઈ છે, થઈ રહી છે. અને એવા સિદ્ધાંતોનું પ્રતિપાદન થયા કરે તો હિંસા વધશે પણ ઘટશે નહિ. મને લાગે છે કે જે રીતે પહેલો સિદ્ધાંત અહીં મુકાયેલો છે તે જો ખરેખર રીતે સિદ્ધાંત હોય તો તે મોક્ષનો વિરોધી છે. જે મનુષ્ય નિરંતર મોક્ષની યાચના કર્યા જ કરે છે તે હંમેશાં બીજાના મરણને ભોગે પોતાનું દેહધારણ કદી નહિ ઇચ્છે. મુમુક્ષુ તો આ જગતમાં ઠીક સંખ્યામાં છે જ. એઓ જીવિતવ્યની આકાંક્ષા છોડી બેઠા છે એમ આપણે માન્યે જ છૂટકો. મિત્રે મૂકેલા સિદ્ધાંતનો આ મુમુક્ષુઓ ભંગ તો નહિ કરતા હોય? અથવા એ સિદ્ધાંત કદાચ આ રીતે મૂકવાને એ મિત્રે ઇચ્છયું ન હોય. જેમણે મોક્ષને બુદ્ધિથી પણ જાણ્યો નથી એવા મૂર્છામાં પડેલા પ્રાણીમાત્ર જીવવાની આકાંક્ષા છોડી શકતા નથી. તેવાની આકાંક્ષાની વચ્ચે, જેણે આકાંક્ષા છોડેલી છે એવો મુમુક્ષુ, પોતાનો સ્વાર્થ સાધવાને સારુ કે પોતાના દેહની રક્ષા કરવાને સારુ કેમ આવશે? આ મોક્ષપ્રકરણને હું છોડું અને સ્વદેશપ્રેમ કે કૌટુંબિક પ્રેમના ક્ષેત્રને વિચારું છું તોયે માલૂમ પડે છે કે જીવવાની આકાંક્ષા છોડીને બેઠેલા અનેક દેશપ્રેમી, કુટુંબપ્રેમી, જગતપ્રેમી પોતાના કર્તવ્ય વિષે પરાયણ રહે છે. આજે આ જગતમાં જીવિતવ્યની આકાંક્ષા છોડવાનું શિક્ષણ અપાઈ રહ્યું છે. હરેક સંજોગમાં જીવવાની આકાંક્ષાને વળગી રહેવું એમાં હું તો સ્વાર્થની પરાકાષ્ઠા જોઉં છું. મારા આ કથનનો કોઈ અનર્થ ન કરે. એ

આકાંક્ષાનો ત્યાગ કોઈની પાસે બળાત્કારે કરાવી ન શકાય. અહીં તો માત્ર જીવિતવ્યની આકાંક્ષાના સિદ્ધાન્તની સામે હું દૃષ્ટાંતો આપી રહ્યો છું. અને તે સિદ્ધાંતના ગર્ભમાં રહેલા અનર્થો બતાવી રહ્યો છું.

બીજો સિદ્ધાન્ત જો સિદ્ધાન્ત કહેવાવાને યોગ્ય હોય અથવા તે ગમે તે નામથી ઓળખાય, તેનો હું સ્વીકાર કરું છું.

ત્રીજો સિદ્ધાન્ત જે રીતે મિત્રે મૂકેલો છે તેમાં હું તો બહુ દોષ જોઈ રહ્યો છું. એ સિદ્ધાંતનું ભયંકર પરિણામ તો આ આવે છે કે, જે ખેતી વિના મનુષ્ય જીવી જ ન શકે તે ખેતીનો અહિંસાધર્મીએ, તેની ઉપર પોતે જીવતો છતો, ત્યાગ જ કરવો રહ્યો. આવી સ્થિતિ મને અતિશય પરાધીનતાવાળી અને કરુણાજનક લાગે છે. ખેતી કરનારા અસંખ્ય મનુષ્યોએ અહિંસાધર્મથી વિમુખ રહેવું, અને ખેતી નહિ કરનારા મૂઠીભર મનુષ્યો જ અહિંસાને સિદ્ધ કરી શકે, એવી સ્થિતિ મને પરમધર્મને શોભાવનારી અથવા તો તેને સિદ્ધ કરનારી નથી લાગતી. એથી ઊલટું મને તો એમ ભાસે છે કે સુજ્ઞ જનો સર્વવ્યાપક એવો ખેતીનો ઉદ્યોગ ન કરે ત્યાં લગી તેઓ કહેવાતા જ સુજ્ઞ છે. તેઓ અહિંસાની શક્તિનું ખરું માપ કાઢવા અસમર્થ છે. ખેતી જેવા વ્યાપક ઉદ્યોગમાં રોકાયેલા અસંખ્ય મનુષ્યોને ધર્મને માર્ગે દોરવા તેઓ લાયક નથી. જો આ ખરેખર સિદ્ધાંતમાં ગણાતી વસ્તુ હોય તો તેને વિષે અહિંસાના ઉપાસકે ફરીફરીને વિચારવું રહ્યું છે. ખેતીના દૃષ્ટાંતને જરા લંબાવવા બેસીએ તો હાસ્યજનક પરિણામ નીપજે છે. સરપને માર્યા વિના ન જ ચાલતું હોય

તો મજકૂર સિદ્ધાંત પ્રમાણે મારે બીજાની પાસે તેને મરાવવો, ચોરને દંડ દઈને હાંકી કાઢવાનું અનિવાર્ય હોય તો મારે બીજાને રોકીને તેને દંડ દેવડાવવો. મારી રક્ષા તળે રહેલાં બાળકો અને બાળાઓનું રક્ષણ જુલમી માણસોથી કરવું અનિવાર્ય હોય તો તે મારે બીજાઓની પાસે કરાવવું, અને 'અહિંસાધર્મનું અનુપાલન કરવું.' મારી દૃષ્ટિએ આ ધર્મ નથી, પણ અધર્મ છે; આ અહિંસા નથી, પણ હિંસા છે; જ્ઞાન નથી, મોહ છે. સાપની, ચોરની, જુલમગારની સીધી ભેટ જ્યાં સુધી ન કરું ત્યાં સુધી હું ભયમુક્ત થવાનો નથી, અને જ્યાં સુધી હું ભયમુક્ત થાઉં નહિ ત્યાં સુધી અહિંસા-ધર્મનું પાલન વંધ્યાપુત્રની હસ્તીના જેવું રહેશે. અને અહિંસાના પાલનનું એક મહાપરિણામ આવવું જોઈએ તે તો કદી નહિ જ આવી શકે. અહિંસાને વિષે શાસ્ત્રોની શિક્ષા તો આ છે કે તેના સાન્નિધ્યમાં ચોર ચોરી છોડશે, હિંસક મનુષ્ય કે બીજાં પ્રાણી હિંસા છોડશે, જુલમગાર જુલમ છોડશે. આ શિક્ષણનું સત્ય યત્કિંચિત્ પાલનથી પણ હું અનુભવી શક્યો છું. એટલે મને તો લાગે છે કે ત્રીજો સિદ્ધાંત જે રીતે મુકાયેલો છે તે વિષે કંઈક ભૂલ થઈ છે. પણ ભૂલ ન થઈ હોય તો અને ખરેખર જૈની અહિંસાનો એ સિદ્ધાંત હોય તોયે મારી બુદ્ધિ કે મારું હૃદય તેનો સ્વીકાર કરી શકતાં નથી.

હવે રહ્યો પ્રવૃત્તિનિવૃત્તિનો ઝઘડો. હું નિવૃત્તિધર્મને માનું છું. પણ એ નિવૃત્તિ પ્રવૃત્તિમાં છૂપેલી હોવી જોઈએ. દેહમાત્ર પ્રવૃત્તિ વિના એક ક્ષણભર પણ ટકી શકે નહિ એ સ્વયંસિદ્ધ વસ્તુ છે. પ્રત્યેક શ્વાસ આપણે લઈએ છીએ એ પ્રવૃત્તિસૂચક છે, ત્યાં નિવૃત્તિનો અર્થ આ જ હોઈ શકે કે

શરીર નિરંતર પ્રવૃત્ત રહેવા છતાં આત્મા નિવૃત્ત રહે એટલે કે તેને વિષે અનાસક્ત રહે. તેથી નિવૃત્તિપરાયણ મનુષ્ય કેવળ પરમાર્થને ખાતર જ પ્રવૃત્તિ કરે. એટલે મને તો એમ ભાસે છે કે નિવૃત્તિ એટલે અનાસક્તિપૂર્વક પરમાર્થે આચરેલી પ્રવૃત્તિ—પછી તે ખેતી હોય કે કાંતવાનું હોય કે ગમે તે પ્રવૃત્તિ, જે પરમાર્થના ચોકઠામાં બેસી શકતી હોય. એટલે આ જાતનો નિવૃત્તિધર્મ માનનારા મારા જેવાએ અહિંસાનું પાલન કઈ રીતે અને કેટલે અંશે દેહધારીથી થઈ શકે એ જાણવાનું અથવા શોધવાનું રહ્યું. આ વિચાર ગ્રામ્ય ભાષામાં જ હું મૂકી દઉં. ખેતી ઇત્યાદિ મનુષ્યજીવનને સારુ અનિવાર્ય એવો ઉદ્યોગ કરનારા અહિંસાધર્મને કઈ રીતે જાણે, કઈ રીતે પાળે, એ મારે તો જાણવું છે. ધર્મમાં સર્વવ્યાપક થવાની શક્તિ હોવી જોઈએ. એ જગતના સોમા હિસ્સાનો ઇજારો ન હોઈ શકે, ન હોવો જોઈએ. મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય અને અહિંસા એ જગદ્વ્યાપી ધર્મ છે. તેથી જ તેનો અર્થ શોધવામાં જીવનને ખપાવી દેતાં હું રસને લૂંટી રહ્યો છું. અને એ રસ લૂંટવા બીજાઓને આમંત્રણ દઈ રહ્યો છું.

તા. ૨૧-૧૦-'૨૮

## શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણના કથનનો સારાંશ

(સરળતાને ખાતર સારાંશ લખવામાં પ્રશ્નોત્તર પદ્ધતિ સ્વીકારી છે.)

પ્ર૦ આ સમગ્ર લોક જીવોથી વ્યાપ્ત છે, એથી લોકમાં રહેનારા પ્રાણી દ્વારા કોઈ ને કોઈ પ્રકારે જીવઘાતનો તો સંભવ જ છે: માટે જે પ્રાણી જીવઘાત કરે તે હિંસક જ કેમ ન ગણાય? અર્થાત્ આ લોક (સંસાર)માં એવો કોઈ પ્રાણી નહિ જ મળી શકે જે તદ્દન અહિંસક (જીવનો ઘાત ન કરનાર) હોય; બીજા શબ્દોમાં કહીએ તો લોકમાં રહેનાર પ્રાણી માટે અહિંસાધર્મનો વ્યવહાર જ શક્ય નથી, તો પછી કોઈ પણ અહિંસાને આચરે શી રીતે અને એનો ઉપદેશ પણ કેમ ઘટે?

ઉ૦ હિંસા વિષેની તમારી સમજણ બરાબર નથી. તમે એમ માનતા હો, કે 'જે પ્રાણી જીવનો ઘાત કરે છે તે હિંસક જ છે, અને જે તેમ નથી કરતો તે અહિંસક જ છે,' તો તે બરાબર નથી. વળી તમે એમ પણ સમજતા હો, કે જે પ્રાણી તદ્દન જીવરહિત સ્થળે રહે છે તે અહિંસક જ છે, અને જે જીવોથી વ્યાપ્ત એવા આ લોકમાં રહે છે તે હિંસક જ છે, તો તે પણ તમારો ખ્યાલ બરાબર નથી. તેનું કારણ નીચે પ્રમાણે છે:

દુષ્ટ વૃત્તિથી જ પેદા થતી જીવઘાતની પ્રવૃત્તિને હિંસા કહેવામાં આવી છે, અને અદુષ્ટ વૃત્તિ—શુભ વૃત્તિ—થી જન્મ પામતી પ્રાણઘાતની વૃત્તિને પણ હિંસા કોટિમાં નથી ગણી, ઊલટું તેને અહિંસારૂપે સ્વીકારેલી છે. આમ છે માટે જ

જાતનો મનુષ્ય કદાચ અપર પ્રાણઘાત કરે તો પણ અહિંસક છે. આનાથી વિપરીત વૃત્તિનો મનુષ્ય, એટલે જેનાં મન, વચન અને શરીર અસંયમિત હોય, જે અવિવેકી—બીજાં પ્રાણી પ્રત્યે બેદરકાર અને અહિંસાવૃત્તિ તરફ દુર્લક્ષ્ય કરનારો હોય, તથા જેની કોઈ પણ પ્રવૃત્તિમાં સાવધાની—બીજાઓની કાળજી, અથવા મૈત્રીવૃત્તિનો સંબંધ સરખોય ન હોય એ જાતનો મનુષ્ય ભલે કદી પણ અપર પ્રાણનો ઘાત ન કરે, છતાંય તે તો હિંસક જ છે. માત્ર દેખાતા બહારના જીવોનો ઘાત એ કાંઈ કોઈને હિંસક કહેવાને બરોબર નથી.

પ્ર૦ દેખીતી હિંસા કરતાં છતાં હિંસક ન કહેવાય એ તો બહુ વિચિત્ર વાત છે; એનો કાંઈ વધારે ખુલાસો છે?

ઉ૦ ખુલાસો તો ઉપર આવી ગયો છે, છતાં તેનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે:

પ્રાણીનું જે અશુભ પરિણામ,—અશુભ વિચાર—તેનું જ નામ ખરેખરી હિંસા છે. આ અશુભ પરિણામની સાથે પ્રાણઘાતની પ્રવૃત્તિ કેટલીક વાર હોય છે અને કેટલીક વાર નથી હોતી, પણ જ્યારે અને જ્યાં સુધી જેનામાં અશુભ પરિણામ હયાતી ભોગવે છે ત્યાં સુધી તો તે હિંસક જ ગણાવાનો; પછી ભલે તે પ્રાણઘાતની પ્રવૃત્તિ સાથે સંયુક્ત હોય કે અસંયુક્ત હોય. અશુભ પરિણામ પોતે જ હિંસારૂપ છે. એટલે જ્યાં દેખીતી હિંસા—દેખીતો અપર પ્રાણનો ઘાત—જણાતો હોય, પણ તે ઘાતની પાછળ પેલું અશુભ પરિણામ ન જ જણાતું હોય, તો તે ઘાતક કાંઈ હિંસાની પ્રવૃત્તિ-માત્રથી હિંસક ન કહી શકાય. આ ઉપરથી એમ નક્કી થયું કે દેખાતા બહારના જીવોનો વધ કરનો મનુષ્ય હિંસક જ હોય

એમ ન કહેવાય અને દેખાતા બહારના જીવોનો વધ ન કરતો મનુષ્ય અહિંસક જ હોય એમ પણ ન કહેવાય. અહિંસક અને હિંસક શબ્દનો પ્રયોગ [illegible] તે મનુષ્યના શુભ અને અશુભ પરિણામની જ [illegible] છે, નહિ કે મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિની.

જાતનો મનુષ્ય કદાચ અપર પ્રાણઘાત કરે તો પણ અહિંસક છે. આનાથી વિપરીત વૃત્તિનો મનુષ્ય, એટલે જેનાં મન, વચન અને શરીર અસંયમિત હોય, જે અવિવેકી—બીજાં પ્રાણી પ્રત્યે બેદરકાર અને અહિંસાવૃત્તિ તરફ દુર્લક્ષ્ય કરનારો હોય, તથા જેની કોઈ પણ પ્રવૃત્તિમાં સાવધાની—બીજાઓની કાળજી, અથવા મૈત્રીવૃત્તિનો સંબંધ સરખોય ન હોય એ જાતનો મનુષ્ય ભલે કદી પણ અપર પ્રાણનો ઘાત ન કરે, છતાંય તે તો હિંસક જ છે. માત્ર દેખાતા બહારના જીવોનો ઘાત એ કાંઈ કોઈને હિંસક કહેવાને બરોબર નથી.

પ્ર૦ દેખીતી હિંસા કરતાં છતાં હિંસક ન કહેવાય એ તો બહુ વિચિત્ર વાત છે; એનો કાંઈ વધારે ખુલાસો છે?

ઉ૦ ખુલાસો તો ઉપર આવી ગયો છે, છતાં તેનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે:

પ્રાણીનું જે અશુભ પરિણામ,—અશુભ વિચાર—તેનું જ નામ ખરેખરી હિંસા છે. આ અશુભ પરિણામની સાથે પ્રાણઘાતની પ્રવૃત્તિ કેટલીક વાર હોય છે અને કેટલીક વાર નથી હોતી, પણ જ્યારે અને જ્યાં સુધી જેનામાં અશુભ પરિણામ હયાતી ભોગવે છે ત્યાં સુધી તો તે હિંસક જ ગણાવાનો; પછી ભલે તે પ્રાણઘાતની પ્રવૃત્તિ સાથે સંયુક્ત હોય કે અસંયુક્ત હોય. અશુભ પરિણામ પોતે જ હિંસારૂપ છે. એટલે જ્યાં દેખીતી હિંસા—દેખીતો અપર પ્રાણનો ઘાત—જણાતો હોય, પણ તે ઘાતની પાછળ પેલું અશુભ પરિણામ ન જ જણાતું હોય, તો તે ઘાતક કાંઈ હિંસાની પ્રવૃત્તિ-માત્રથી હિંસક ન કહી શકાય. આ ઉપરથી એમ નક્કી થયું કે દેખાતા બહારના જીવોનો વધ કરતો મનુષ્ય હિંસક જ હોય

એમ ન કહેવાય અને દેખાતા બહારના જીવોનો વધ ન કરતો મનુષ્ય અહિંસક જ હોય એમ પણ ન કહેવાય. અહિંસક અને હિંસક શબ્દનો પ્રયોગ તે તે મનુષ્યના શુભ અને અશુભ પરિણામની જ અપેક્ષા રાખે છે, નહિ કે મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિની.

પ્ર૦ ત્યારે શું એમ સમજવું કે બહારના જીવોનો ઘાત હિંસા ન જ કહેવાય?

ઉ૦ નહિ; એમ કેમ સમજાય? જો જીવઘાતનો પ્રયોજક —નિષ્પાદક—સાધક—અશુભ પરિણામ જ હોય તો તે ત્રિકાળે પણ હિંસા જ છે, અને જો જીવઘાતનો પ્રયોજક એ અશુભ પરિણામ ન જ હોય એ કોઈ કાળે પણ હિંસા ન જ ગણાય, મનાય, કહેવાય,—એ સિદ્ધાંત તીર્થંકર અને ગણધરોને અભિમત છે.

પ્ર૦ જ્યાં જીવઘાતની પ્રવૃત્તિ હોય ત્યાં વળી શુભ પરિણામ શાનાં? જીવઘાતની પ્રવૃત્તિ જ એક એવું વિષ છે કે જેની સાથે શુભ પરિણામ રહી જ ન શકે. માટે તમે કોઈ એવું ઉદાહરણ સમજાવો કે જેમાં શુભ પરિણામ સાથે જીવઘાત કે એના જેવી બીજી કોઈ પ્રવૃત્તિ રહી શકતી દેખાતી હોય.

ઉ૦ એવાં તો અનેક ઉદાહરણો છે, જેમકે: શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વગેરે જે જે વિષયો આપણા જેવા અશુભ કે અશુદ્ધ દૃષ્ટિવાળા પ્રાણીઓ માટે વિષયવાસનાના પોષક ગણાય છે, તેના તે જ શબ્દાદિ વિષયો શુભ કે શુદ્ધ દૃષ્ટિવાળા સંત પુરુષોને માટે—જૈન ભાષામાં અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ પુરુષોને માટે—તેવા નથી જ

જાતનો મનુષ્ય કદાચ અપર પ્રાણઘાત કરે તો પણ અહિંસક છે. આનાથી વિપરીત વૃત્તિનો મનુષ્ય, એટલે જેનાં મન, વચન અને શરીર અસંયમિત હોય, જે અવિવેકી—બીજાં પ્રાણી પ્રત્યે બેદરકાર અને અહિંસાવૃત્તિ તરફ દુર્લક્ષ્ય કરનારો હોય, તથા જેની કોઈ પણ પ્રવૃત્તિમાં સાવધાની—બીજાઓની કાળજી, અથવા મૈત્રીવૃત્તિનો સંબંધ સરખોય ન હોય એ જાતનો મનુષ્ય ભલે કદી પણ અપર પ્રાણનો ઘાત ન કરે, છતાંય તે તો હિંસક જ છે. માત્ર દેખાતા બહારના જીવોનો ઘાત એ કાંઈ કોઈને હિંસક કહેવાને બરોબર નથી.

પ્ર૦ દેખીતી હિંસા કરતાં છતાં હિંસક ન કહેવાય એ તો બહુ વિચિત્ર વાત છે; એનો કાંઈ વધારે ખુલાસો છે?

ઉ૦ ખુલાસો તો ઉપર આવી ગયો છે, છતાં તેનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે:

પ્રાણીનું જે અશુભ પરિણામ,—અશુભ વિચાર—તેનું જ નામ ખરેખરી હિંસા છે. આ અશુભ પરિણામની સાથે પ્રાણઘાતની પ્રવૃત્તિ કેટલીક વાર હોય છે અને કેટલીક વાર નથી હોતી, પણ જ્યારે અને જ્યાં સુધી જેનામાં અશુભ પરિણામ હયાતી ભોગવે છે ત્યાં સુધી તો તે હિંસક જ ગણાવાનો; પછી ભલે તે પ્રાણઘાતની પ્રવૃત્તિ સાથે હોય અને હોય કે અસ કર્તુ હોય છે તેનું જ નામ હિંસા છે. સાધારણ છે. હિંસાના મુખ્ય બે ભેદ છે: એક દ્રવ્યહિંસા અને બીજી ભાવહિંસા. દ્રવ્યહિંસા એટલે માત્ર પ્રાણોનું વ્યપરોપણ, અને ભાવહિંસા એટલે અશુભ પરિણામ. પાત્રભેદને લીધે હિંસાના ચાર પ્રકાર થઈ શકે છે. તે આ પ્રમાણે: કોઈ પાત્રમાં દ્રવ્યહિંસા અને ભાવહિંસા સાથે હોય છે. કોઈમાં

એમ ન કહેવાય અને દેખાતા બહારના જીવોનો વધ ન કરતો મનુષ્ય અહિંસક જ હોય એમ પણ ન કહેવાય. અહિંસક અને હિંસક શબ્દનો પ્રયોગ તે તે મનુષ્યના શુભ અને અશુભ પરિણામની જ અપેક્ષા રાખે છે, નહિ કે મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિની.

પ્ર૦ ત્યારે શું એમ સમજવું કે બહારના જીવોનો ઘાત હિંસા ન જ કહેવાય?

ઉ૦ નહિ; એમ કેમ સમજાય? જે જીવઘાતનો પ્રયોજક —નિષ્પાદક—સાધક—અશુભ પરિણામ જ હોય તો તે ત્રિકાળે પણ હિંસા જ છે, અને જે જીવઘાતનો પ્રયોજક એ અશુભ પરિણામ ન જ હોય એ કોઈ કાળે પણ હિંસા ન જ ગણાય, મનાય, કહેવાય,—એ સિદ્ધાંત તીર્થંકર અને ગણધરોને અભિમત છે.

પ્ર૦ જ્યાં જીવઘાતની પ્રવૃત્તિ હોય ત્યાં વળી શુભ પરિણામ શાનાં? જીવઘાતની પ્રવૃત્તિ જ એક એવું વિષ છે કે જેની સાથે શુભ પરિણામ રહી જ ન શકે. માટે તમે કોઈ એવું ઉદાહરણ સમજાવો કે જેમાં શુભ પરિણામ સાથે જીવઘાત કે એના જેવી બીજી કોઈ પ્રવૃત્તિ રહી શકતી

પડેલા વૈષ્ય ... [illegible]

થતાં જ તે સર્પને મારવાની વૃત્તિવાળો થયો છતો [illegible], રૂપ, કટકે કટકા કરી નાંખે. આમાં કાંઈ બહારના પ્રાણોની [illegible] નથી, માત્ર અશુભ વૃત્તિની જ તીવ્રતા છે; માટે એકલી ભાવહિંસા છે.

૪. છેલ્લો પ્રકાર એટલે દ્રવ્યથી પણ હિંસા નહિ અને ભાવથી પણ હિંસા નહિ એવી સ્થિતિ શરીરધારી પ્રાણીઓ

મારે ખરી રીતે અશક્ય છે. (दशवैकालिकसूत्रटीका, બાબુવાળી, પૃ. ૨૫-૨૬.)

## શ્રીહેમચંદ્રાચાર્યનો અભિપ્રાય

આચાર્ય હેમચંદ્ર શ્રીહરિભદ્રના કથનને પૂરેપૂરા માનતા છે, અને જે ગાથા હરિભદ્રે ટાંકી છે. તેજ ગાથા તેમણે પણ ટાંકી છે. વધારામાં તેમણે આટલું જણાવ્યું છે કે કોઈ જીવ જીવે કે મરે પણ જે મનુષ્ય અયતાચાર, અસંયમી, અશુભ વૃત્તિવાળો છે તેને તો હિંસા લાગે જ છે, અને જે મનુષ્ય યતનાશીલ છે તેને માત્ર હિંસા દ્વારા કશો સંબંધ થતો નથી. (યોગશાસ્ત્ર, પ્રથમ પ્રકાશ, પૃ. ૪૪, ભાવનગરવાળું.)

ઉપાધ્યાય યશોવિજયજી હિંસા-અહિંસા વિષે પોતાના ધર્મપરીક્ષા નામના ગ્રંથમાં વિશેષ સ્પષ્ટતા કરે છે, અને કેટલોક નવો પ્રકાશ પણ પાડે છે. તેનો સારાંશ આ પ્રમાણે છે:

જે મનુષ્ય વિરત છે, એટલે સંયમશીલ છે, તે 'આ પ્રવૃત્તિ સદોષ છે' એમ જાણતો છતાય તેવી સદોષ પ્રવૃત્તિને આચરે છતાંય તેને નિર્જરા હોય છે, પણ બંધ નથી હોતો. વળી જે મનુષ્ય અપ્રમાદી છે, એટલે જેની વૃત્તિ પ્રમાદ, વિષય, કષાય અને વિકથા તરફ નથી હોતી, તેવો પુરુષ યતનાશીલ છતાંય વગરજાણ્યે, અજાણતાં, કોઈ જાતનો પ્રાણવધ કરે તો તેને નિર્જરા હોય છે, પણ બંધ નથી હોતો.

સત્શાસ્ત્રાનુસાર આચરણ કરતાં, અધ્યાત્મશુદ્ધિયુક્ત, યતનાશીલ પુરુષ દ્વારા થતી વિરાધના—હિંસા—પણ તેને નિર્જરાના પરિણામને નિપજાવે છે.

જેમ શ્રીહરિભદ્રે હિંસાના ચાર પ્રકાર ઉદાહરણ સાથે દર્શાવ્યા છે, તેમ એમણે પણ એ જ રીતે બધું અહીં જણાવ્યું છે. વધારામાં એટલું જણાવ્યું છે કે જે મનુષ્ય—સંત—સાધુ—ની મન, વચન અને કાયની શુદ્ધિ હોય તે ભાવથી પણ હિંસા નથી કરતો અને દ્રવ્યથી પણ હિંસા નથી કરતો, અર્થાત્ એવો શુદ્ધ સંત સર્વ પ્રકારે અહિંસક છે. (સંભવ છે કે એમનું આ કથન શુદ્ધિની પ્રધાનતાને જ અનુલક્ષીને હોય.)

કોઈ એમ કહે કે, 'જે મનુષ્ય યોગવાળો છે, એટલે મનોયોગ, વચનયોગ અને કાયયોગ (યોગનો અર્થ પ્રવૃત્તિ—ક્રિયા—વ્યાપાર—સમજવો.)વાળો છે, તે તો હિંસક જ હોઈ શકે,' તો આમ કહેનારો સિદ્ધાંતથી અજાણ છે. કારણ કે માત્ર યોગને લીધે અર્થાત્ પ્રવૃત્તિને લીધે જ કાંઈ હિંસા હોવાનું શાસ્ત્રમાં છે નહિ. શાસ્ત્રમાં તો પ્રમાદપૂર્વકની પ્રવૃત્તિને હિંસાનું સ્વરૂપ કહેલું છે. યોગો એટલે મન વગેરેના વ્યાપારો તો અપ્રમત્ત સંયમીથી માંડી સયોગી કેવળી (જીવનમુક્ત) સુધીના તમામ મનુષ્યોને હોય છે, પણ કાંઈ તેઓ તે વ્યાપાર-માત્રથી હિંસક નથી કહેવાતા, વા તેમના માત્ર તે તે વ્યાપારો જ કાંઈ હિંસારૂપે નથી ગણાતા. આ વિષે કલ્પભાષ્ય નામના ગ્રંથમાં વિશેષ જણાવેલું છે.

વળી શ્રીયશોવિજયજી આ જ ગ્રંથમાં એક બીજે ઠેકાણે જણાવે છે કે, કેટલાકો એમ કહે છે કે જે કેવળીના યોગ—ક્રિયા—વ્યાપાર—ને લીધે ક્યારે પણ જીવવધ થાય તેને અમે કેવળી ન માનીએ. આના ઉત્તરમાં તેઓ જણાવે છે કે એમ કહેનારો તદ્દન અસત્યભાષી છે, કારણ કે યોગવાળા મનુષ્યને

હિંસાનો સંભવ અનિવાર્ય છે અને એવી હિંસા અશક્ય-પરિહારની કોટિની છે. સર્વથા હિંસાનો ત્યાગ તો તે જ કરી શકે જેણે પોતાનાં મન, વચન અને શરીરના તમામ વ્યાપારો અટકાવી રાખ્યા છે. અને આવો મનુષ્ય તો શરીરધારીની દશામાં હોઈ શકે જ નહિ, એટલે પેલાઓના કહેવા પ્રમાણે સંસારમાં જીવતા પવિત્રમાં પવિત્ર શરીરધારી માટે પણ 'અહિંસક' એવો શબ્દ જ નહિ બોલી શકાય. તેરમા ગુણ-સ્થાન સુધી યોગોની હયાતી હોવાને લીધે પૂર્વપક્ષના મત પ્રમાણે હિંસાની પણ હયાતી રહેવાની, પણ આ મત બરાબર નથી. કારણ કે હિંસાની વ્યાખ્યામાં પ્રાણવ્યપરોપણ કરતાં પ્રમત્તયોગ — અશુભ વૃત્તિ, અશુદ્ધ વિચાર — ને જ વિશેષ સ્થાન છે, એટલે પ્રમત્તયોગપૂર્વકનો જે જીવવધ તેનું જ નામ ખરેખરી હિંસા છે. એટલે પવિત્ર વિચારધારી મનુષ્યમાત્ર અહિંસાધર્મના પાલક અને ધારક હોઈ શકે એ બરાબર યોગ્ય છે અને જ્ઞાનીઓને સંમત પણ છે. धर्मपरीक्षामां પૃ૦ ૧૫૪ થી પૃ૦ ૨૫૫ સુધીમાં આ વિષયને લગતી ચર્ચા છે તેમાંથી અહીં ઉપયોગી ભાગ આપ્યો છે.

આ ઉપરાંત दशवैकालिकसूत्रमां સૂત્રકારે પ્રાસાદિક ભાષામાં આ પ્રશ્ન ઊભો કરીને જવાબ વાળ્યો છે. ખાતાંપીતાં પણ પાપકર્મનો સંબંધ શી રીતે છૂટી શકે ?

कहं चरे कहं चिट्ठे कहमासे कहं सए ।
कहं भुंजंतो भासंतो पावं कम्मं न बंधइ ॥

અર્થાત્ — કેમ ચાલીએ, કેમ રહીએ, કેમ બેસીએ, કેમ સૂઈએ, કેમ ખાઈએ અને કેમ બોલીએ તો પાપકર્મ ન બંધાય ?

આનો ઉત્તર સૂત્રકાર આપે છે:

जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए ।
जयं भुंजंतो भासंतो पावं कम्मं न वंधइ ॥
सव्वभूयप्पभूअस्स सम्मं भूयाइं पासओ ।
पिहिआसवस्स दंतस्य पावं कम्मं न वंधइ ॥

સંયમપૂર્વક ચાલવું, સંયમપૂર્વક રહેવું અને જે કંઈ બીજી પણ બેસવાની, સૂવાની, ખાવાની કે બોલવા વગેરેની પ્રવૃત્તિ સંયમપૂર્વક થતી હોય તો પ્રવૃત્તિ કરનારને પાપકર્મનો સંબંધ લાગી શકતો નથી. વળી જે સર્વભૂતોને પોતાની પેઠે સમજે છે, કુપ્રવૃત્તિ માટે જેનાં બધાં દ્વારો બંધ છે અને જે દમનશીલ છે તેને પાપકર્મનો સંબંધ લાગી શકતો નથી. (દશવૈકાલિકસૂત્ર, ચોથું અધ્યયન, ગાથા ૭–૮–૯.)

આગળ જણાવેલી બધી હકીકત શ્વેતાંબર સંપ્રદાયને માન્ય છે. દિગંબર સંપ્રદાય પણ એ વિષે એ જ જાતના વિચારો ધરાવે છે. તે માટે વધારે જોવું હોય તો રાજવાર્તિક અધ્યાય સાત અને સૂત્ર તેર — प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा ની વ્યાખ્યા વાંચીને સમજી લેવી. એ પૃષ્ઠ ૨૭૪–૨૭૬ સુધી છે, તથા પુરુષાર્થસિદ્ધ્યુપાયમાં (પરમશ્રુત પ્રભાવક મંડળે પ્રકાશિત કરેલો) પૃષ્ઠ ૩૧ થી ૩૭, શ્લોક ૪૨ થી ૫૮ સુધી જોઈ જવું. એનો હિંદી અનુવાદ છે.

તા. ૧૩–૧–'૨૯

નિર્દોષતાની મૂર્તિરૂપ બને છે ત્યારે તે દેવ નથી થઈ જતો. ત્યારે જ તે ખરો મનુષ્ય બને છે. ચાલુ સામાન્ય દશામાં આપણે નરપશુ છીએ. ઢીંકા સામે ધોલ મારવી તેને આપણે અજ્ઞાનમાં અને ઘણી વાર તો અહંકારથી મનુષ્યજાતિનો ધર્મ ગણીએ છીએ અને તેને માટે ગુસ્સાને પોષીએ છીએ, 'જૈસે કો તૈસા' એ આ લોકનો કાયદો છે એમ માની આપણી જાતને ફોસલાવીએ છીએ. પણ ખરી રીતે તો એવું વર્તન રાખવાની શાસ્ત્રે માત્ર છૂટ જ રાખી છે, એ ફરજરૂપ છે એવું કોઈ શાસ્ત્રમાં કહ્યું નથી. ધર્મ તો સંયમ પાળવાનો — સબરનો — કહ્યો છે. વેર વાળવું એ તો સ્વચ્છંદ છે તેથી તેને માટે ઘણા પ્રતિબંધોની જરૂર ગણાઈ છે. અંતિમ સંયમ સિવાય સંપૂર્ણતા અપ્રાપ્ય છે, એટલે સહનશીલતા — સબર — માણસજાતિનો ધર્મ છે.

આપણું ધ્યેય તો હમેશ આપણાથી દૂર ને દૂર ખસતું જાય છે. જેમ જેમ આપણે આગળ વધતા જઈએ છીએ તેમ તેમ આપણી ત્રુટીઓનું આપણને વિશેષ ભાન થતું જાય છે. પુરુષાર્થમાં જ આનંદ છે, પ્રાપ્તિમાં નથી. પૂર્ણ પુરુષાર્થ એ પૂરો વિજય છે.

એટલે અહિંસાની પરિપૂર્ણ દશાથી હું કેટલો વેગળો છું એનો મને દીવા જેવો ખ્યાલ છે. છતાં મારા જીવનનું સાર્થક હું પ્રેમમય થવામાં ગણું છું અને હું પાછો પડીશ તેમ તેમ ઊલટો વધારે બળપૂર્વક પ્રયત્ન કરીશ.

પણ મહાસભા કે ખિલાફત કમિટી દ્વારા હું આ શુદ્ધ અહિંસાનો પ્રચાર કરતો નથી. મારી પોતાની અયોગ્યતાનું મને બરોબર ભાન છે. હું જાણું છું કે એવો પ્રયત્ન કરવા

અસહકારીઓએ રાજદ્વારી દૃષ્ટિએ અહિંસાવ્રત સ્વીકાર્યું છે, પણ જો આપણે તપાસવા બેસીએ તો થોડા જ તે કસોટીમાંથી પાર ઊતરે. આને લીધે જ લડત લંબાય છે. અંગ્રેજના વજ્ર જેવા સ્વભાવનો દોષ કાઢવો નકામો છે. પ્રેમની ભઠ્ઠી સાબૂત કાંડાંબાવડાંની વજ્રસમી કઠણતાને પણ પિગળાવે એવો એનો પ્રભાવ છે. મારો આ મત કોઈ ફેરવી શકે તેમ નથી, કારણ કે મને તેની સત્યતાનો અનુભવ છે. અંગ્રેજ કે બીજું કોઈ વશ ન થાય ત્યારે એમ સમજવું કે પ્રેમજ્યોતિ પ્રગટ્યો નથી અથવા તેનું તેજ ઓછું છે.

શક્તિમાન માણસ બળપૂર્વક અહિંસા બતાવે એવી આપણી અહિંસા ન હોય તે સમજાય, પણ તેમાં સચ્ચાઈ તો હોવી જ જોઈએ. જો આપણો અસહકાર અહિંસાત્મક હોય તો જ્યાં સુધી તે કાયમ રહે ત્યાં સુધી અંગ્રેજનું કે સહકારી હિંદી ભાઈનું બૂરું આપણાથી ન જ ઇચ્છાય. પણ આપણામાંથી મોટા ભાગે બૂરું ઇચ્છ્યું છે. નબળાઈને લીધે બૂરું કરતા અટક્યા છીએ અથવા સબળ હોવા છતાં શારીરિક ઇજા ન પહોંચાડી એટલે વ્રત પાળ્યું એવી ભ્રમણામાં રહ્યા છીએ. આપણું વ્યવહારિક અહિંસાનું વ્રત ભવિષ્યમાંયે વેર લેવાનો રસ્તો બંધ કરે છે. દુર્ભાગ્યે આપણામાંથી કેટલાકે વેર લેવાનું માત્ર મુલતવી રાખ્યું હોય એમ દેખાય છે.

પણ મારા આ કથનનો અનર્થ ન થાય એમ હું ઇચ્છું છું. આપણે વ્યવહારિક અહિંસા ધારણ કરી છે તે નિષ્ફળ ગઈ જાણી તેનો ત્યાગ કરીએ ત્યારે પણ વેર ન લઈ શકાય એમ કહેવાનો મારો આશય નથી. પણ જો આપણે લડતમાં વિજય મેળવીએ તો લડતનો અંત આવ્યા પછી વેર

ખૂરું ન ઇચ્છતું એ અશક્ય હોઈ શકે. તો પછી સત્યને ખાતર આપણી લડતમાંથી અહિંસાની વાતને જાહેર રીતે પડતી મૂકવી જોઈએ. અહિંસાના બંધનમાંથી છૂટયા એટલે તરત જાનમાલ ઉપર હાથ ઉપાડવાનો જ રસ્તો રહ્યો એવું નથી. પણ પછી લોકોને અહિંસાની તાલીમ લેવાની ફરજ નહિ રહે અને મારા જેવાને ચોરીચોરાના હત્યાકાંડની જવાબદારી ઉઠાવવાપણું નહિ રહે. ત્યારે પણ મર્યાદિત અહિંસાને માનનારા ખૂણે પડયા પોતાનું કાર્ય કર્યે જશે અને તે વખતે આજની માફક જવાબદારીનો ભારે બોજો તેમના ઉપર નહિ હોય.

પણ જો વ્યાવહારિક અહિંસાને જ પ્રજા કાયમ રાખે તો દેશની તેમ જ જનસમાજની આબરૂને ખાતર તેનું સંપૂર્ણ પાલન કરવા આપણે બંધાયેલા છીએ.

અને વ્યાવહારિક અહિંસાનો અમલ કરવાની આપણી ઇચ્છા હોય, તેમાં આપણી શ્રદ્ધા હોય, તો આપણે વેળાસર અંગ્રેજો અને સહકારીઓ સાથેનો સંબંધ સુધારી નાંખવો જોઈએ. આપણે તેઓનું પ્રમાણપત્ર મેળવવું જોઈએ. તેઓ ગમે ત્યાં જાય ત્યાં આપણા તરફથી કોઈ જાતના ભયનું તેમને કારણ નથી અને વિચારમાં ને રાજદ્વારી બાબતમાં આપણે તદ્દન ભિન્ન મતના હોવા છતાં મિત્ર જ છીએ એવો તેમનામાં વિશ્વાસ પેદા કરવો જોઈએ. તેમને અતિથિ તરીકે આપણી સભાઓમાં આપણે આદર આપવો જોઈએ. તટસ્થ કાર્યોમાં તેમના સાથી પણ થઈએ અને એવા પ્રસંગ આપણે ઊભા કરવા જોઈએ. આપણી અહિંસામાંથી હિંસા, તિરસ્કાર ને કડવાશ ઉત્પન્ન ન થવાં જોઈએ. અન્ય

વાતાવરણ થઈ શકે એવું મહાસભાવાદી ન માનતા હોય તો અહિંસાત્મક કાર્યક્રમનો ત્યાગ કરી જુદો જ કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ. પણ અંતે તો શસ્ત્રબળથી અંગ્રેજો પાસેથી સત્તા પડાવશું એવો ખ્યાલ મનમાં રાખીને જો આપણે હાલના કાર્યક્રમને તેના સાધન તરીકે વાપરીશું તો આપણે અહિંસાની વાત માત્ર કરનારા ઠગમાં ખપીશું. જો આપણને આપણા કાર્યક્રમમાં શ્રદ્ધા હોય, તો જેમ અંગ્રેજો હથિયારને વશ થાય તેવા છે તેમ જ પ્રેમને પણ વશ થાય તેવા છે, એમ માનવા આપણે બંધાયા છીએ. આમાં જેને શ્રદ્ધા ન હોય તેને માટે બે જ રસ્તા છે. એક તો ધારાસભાઓનો, કે જે તેમના પેઢીઓ સુધી લંબાય તેવા અપમાનોના કાર્યક્રમ સાથે બેશક પાઠશાળારૂપ છે; અને બીજો, દુનિયામાં કદી ન થયેલા એવા રક્તપાતનો તાત્કાલિક ઇલાજ. એવા રક્તપાતમાં ભાગ લેવાની મારી ઇચ્છા નથી. જાણીજોઈને હું નિમિત્તરૂપ પણ નહિ બનું. રક્તપાત અશક્ય છે, એટલે મારા મત પ્રમાણે કાં તો અહિંસા અને તેના દેહરૂપ અસહકાર અથવા સમયાનુસારી સહકાર કે વિરોધ એ બેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવો રહ્યો છે.

તા. ૧૨-૩-'૨૨

મારાં ભાષણોના હેવાલોમાં રહી જતી ભૂલો સુધારવાનું હું માથે લઈ શકતો નથી. લાલાજીનો લેખ ગુજરાતી છાપાંઓમાં અને ચોપાનિયાંઓમાં ઘણી વાર ટાંકવામાં આવ્યો છે; અને તેથી મારું વલણ સમજાવવું મને વાજબી જણાય છે. તેમના પ્રતિ યોગ્ય સદ્ભાવ રાખી, મારે તેમની સાથે બાથ ભીડવી પડશે. તેઓ કહે છે કે અહિંસાવાદને અત્યંત ઊંચું પદ આપવાથી હિંદની અધોગતિ થઈ છે. અહિંસાના અતિશય સેવનનો સમય અને પુરુષને છાજે તેવા ગુણોથી રહિત થવાનો સમય એક જ હતો એમ માનવાને ઐતિહાસિક આધાર હોય એમ જણાતું નથી. છેલ્લાં પંદરસો વર્ષ દરમ્યાન, આપણે પ્રજા તરીકે શારીરિક બળનો પૂરતો પુરાવો આપ્યો છે; પરંતુ અંદર અંદરના કલહે આપણને વીંખી ખાધા છે, અને આપણા ઉપર સ્વદેશપ્રેમની સત્તાને બદલે સ્વાર્થની સત્તા વ્યાપી રહી છે. એટલે ધર્મની ભાવનાને બદલે આપણે અધર્મની ભાવનાથી દોરાયા છીએ.

જૈનો ઉપરનો નામર્દાઈનો આરોપ કેટલે અંશે સત્ય હશે એ હું કહી શકતો નથી. હું તેઓનો પક્ષ લઈ બોલતો નથી. જન્મથી હું વૈષ્ણવ છું અને બાલ્યમાં જ મને અહિંસા શિખવાડવામાં આવી હતી. જેમ જગતના બીજા મોટા ધર્મોના ધર્મગ્રન્થોમાંથી મેં ઘણો ધાર્મિક લાભ મેળવ્યો છે, તેમ જૈનના ધર્મગ્રન્થોમાંથી પણ મેળવ્યો છે. સદ્ગત તત્ત્વજ્ઞાની રાયચંદ કવિ — જેઓ જન્મથી જૈન હતા — તેઓના અંગત સમાગમથી મને ઘણો લાભ થયો છે. એટલે, અહિંસા વિષેના મારા વિચારો દુનિયાના ઘણાખરા ધર્મોના અભ્યાસનું પરિણામ છે; છતાં હવે તેનો આધાર આ ગ્રંથોનાં પ્રમાણ

ઉપર જરા પણ રહ્યો નથી. તે મારા જીવનના અંગરૂપ છે. મેં જે ધર્મગ્રન્થો વાંચ્યા છે તેમાંથી જે અર્થ હું કરતાં શીખ્યો છું, તેના કરતાં તેમાંથી જુદો જ અર્થ નીકળે છે એવું હવે કદી મને ઓચિંતું જણાય તોપણ, અહિંસાનો જે વિચાર હું અહીં રજૂ કરવાનો છું તેને જ વળગી રહીશ.

આપણાં શાસ્ત્રો એમ બોધ કરતાં જણાય છે કે જે માણસ અહિંસાનું સંપૂર્ણતાથી ખરેખર પાલન કરે છે તેની આગળ દુનિયા પાણી ભરે છે. તે પોતાની આસપાસના વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાપ અને બીજાં ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતાં નથી. એમ કહેવાય છે કે આસાઇના સેંટ ફ્રાંસિસનો આવો અનુભવ હતો.

નઆત્મક (negative) રૂપમાં અહિંસાનો અર્થ કોઈ પણ જીવન્ત પ્રાણીને શરીર કે મનથી ઈજા ન કરવી એ છે. એટલે, અન્યાય કરનારના શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય. મારાં સ્વાભાવિક કર્મો — જે દ્વેષભાવથી જન્મેલાં હોતાં નથી — તેનાથી અન્યાય કરનારને થતી પીડાનો સમાવેશ આ કથનમાં થતો નથી. એટલે તેની પાસેથી બાળકને — જેને તે મારવા તૈયાર થયો છે એમ આપણે કલ્પના કરીએ — તેને ખસેડી લેતાં અહિંસા મને અટકાવતી નથી. વાસ્તવિક રીતે જોતાં, મારે અહિંસાનું યોગ્ય પાલન કરવું હોય તો મારે અન્યાય કરનારની પાસેથી તેના ભોગ થઈ પડનારને, બાળકને — જો હું તેવા બાળકનો કોઈ પણ રીતે પાલક હોઉં તો — ખેંચી લેવો જોઈએ. એટલે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ માટે એ બહુ યોગ્ય હતું કે

તેઓ, યુનિયન સરકાર જે દુઃખ તેઓને દેવા મથતી હતી, તેની સામે થયા. તેઓ સરકાર માટે કોઈ પણ પ્રકારનો દ્વેષ-ભાવ ધરાવતા ન હતા. જે જે વખતે સરકારને તેઓની મદદની જરૂર પડતી તે તે વખતે મદદ કરી તેઓએ આ સાબિત કરી આપ્યું હતું. તેઓનો વિરોધ સરકારના હુકમોનો અનાદર કરવામાં હતો: તે એટલી હદ સુધી કે તેમ કરતાં સરકારના હાથે મરણ નીપજે તો પણ તે સહન કરી લેવું. અહિંસાના સેવકને પોતાને જ સમજીને દુઃખ સહન કરવાનું હોય છે, પરંતુ તે કહેવાતા અન્યાય કરનારને જાણી-બૂજીને ઈજા કરી શકતો નથી.

ભાવાત્મક (positive) રૂપમાં, અહિંસાનો અર્થ વિશ્વવ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થાય છે. હું અહિંસાનો સેવક હોઉં, તો મારે મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઈએ. હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તે જ નિયમ મારે અન્ય અન્યાય કરનારને — પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય — તેને લાગુ પાડવો જોઈએ. આ ક્રિયાત્મક (active) અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઈ જાય છે. માણસ પ્રેમપાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. તે તેનાથી બીતો નથી તેમ તેને બિવડાવતો નથી. અભયદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે. જે માણસ ખરેખર તે આપે છે, તેની પાસે સર્વ વિરોધ શમી જાય છે. જે પોતે ભયગ્રસ્ત છે તે અભયદાન આપી શકતો નથી. માટે, તેણે પોતે જ નિર્ભય થવું જોઈએ. એટલે, અહિંસાનું સેવન અને ભીરુતા એક સાથે હોઈ શકતાં નથી. અહિંસાના પાલનને અત્યંત શૌર્યની અપેક્ષા છે.

અહિંસા સૈનિકના ગુણો કરતાં પણ અનંત રીતે ચડિયાતી છે. જનરલ ગોર્ડનનું એક જાણીતું પૂતળું છે; તેમાં તેના હાથમાં માત્ર લાકડી જ આપવામાં આવી છે. પરંતુ જે સૈનિકને રક્ષણ માટે એક લાકડીની પણ જરૂર પડે છે, તે તેટલે અંશે સૈનિક ઓછો છે. સાચો સૈનિક તો તે છે કે જે મરવું કેમ તે જાણે છે અને જે ગોળીઓના વરસાદમાં પણ જરાયે ચસતો નથી. આવો એક અંબરીષ હતો. દુર્વાસાએ તેને બહુ પજવ્યો, છતાં તેણે આંગળી સરખી પણ ઉગામી નહિ, પણ પોતે મક્કમ જ રહ્યો. ફ્રેંચ તોપચીઓ મૂર લોકોનો ઘાણ કાઢતા હતા. પરંતુ તેઓ 'યા અલ્લાહ'નો ઘોષ કરતાં તોપના મોઢા સામે ધસ્યા હતા. તેઓનું શૌર્ય ઘણે અંશે અંબરીષના જેવું જ હતું પરંતુ હતાશ થવાથી જન્મ્યું હતું; જ્યારે અંબરીષનું શૌર્ય પ્રેમનું ફળ હતું. છતાં મૂર લોકના શૌર્યે, તેઓની મરણ માટેની તત્પરતાએ, તોપચીનો પરાજય કર્યો. તોપચીઓ હર્ષઘેલા બન્યા; તેઓએ પોતાની ટોપીઓ ઉછાળી, તોપ ફોડવી બંધ કરી, અને પોતાના અત્યારસુધીના શત્રુને મિત્ર ગણી ભેટયા. અને તેવી જ રીતે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ, હજારોની સંખ્યામાં, તુચ્છ શારીરિક સુખ માટે સ્વમાન ન વેચતાં, મરવા તૈયાર થયા હતા.

આ અહિંસા ક્રિયાત્મક રૂપવાળી છે. તે કદી પણ સ્વમાનનું વેચાણ કરતી નથી. શસ્ત્રથી જ બની શકે તેટલું રક્ષણ કરવા તૈયાર થયેલ પુરુષના કરતાં અહિંસાના સેવક પાસેથી એક નિરાધાર બાળાને વધારે સારું અને વધારે વાસ્તવિક રક્ષણ મળશે. રક્ષણ કરનાર અહિંસાનો સેવક

હશે તો જુલમગાર તેના મૃત શરીર ઉપર થઈને જ તેની પાસે જઈ શકશે; પરંતુ રક્ષણ કરનાર શસ્ત્રબદ્ધ પુરુષ હશે તો જુલમગારને તેનો માત્ર પરાભવ જ કરવો રહેશે; કારણ કે એમ માની લેવાયું છે કે તેવો પુરુષ પોતાનું જડ બળ ચાલે ત્યાં સુધી લડે, તો તેણે સ્વધર્મ પાળ્યો કહેવાય. અહિંસાનો સેવક તો જુલમગારના શરીરની જ સામે પોતાના આત્માને જ ઊભો કરે છે, એટલે જુલમગારનો આત્મા જાગે એવી વકી રહે છે, અને — તે બાળાના અંગત શૌર્યનો વિચાર બાજુએ રાખીએ તો — તેના શીલનું રક્ષણ થવાનો જેટલો સંભવ આવા સંજોગમાં રહે છે તેટલો બીજા કોઈ પણ કલ્પી શકાય એવા સંજોગમાં રહેતો નથી.

આપણે આજે નામર્દ છીએ તેનું કારણ આપણને પ્રહાર કરતાં આવડતું નથી એ નથી, પરંતુ, આપણે મરતાં ડરીએ છીએ, એ છે. જે મરણની ભીતિથી, ખરો કે ખોટો ભય આવતાં નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઈ પુરુષ ડરાવનાર પુરુષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈન ધર્મના પ્રચારક મહાવીરનો કે બુદ્ધનો કે વેદનો અનુયાયી હોઈ ન શકે. જે માણસ વ્યાપારમાં બીજાને છેતરીને તેનું ટીપે ટીપે લોહી ચૂસી તેનો પ્રાણ હરે છે, અથવા જે થોડીક ગાયોનું હથિયારથી રક્ષણ કરે છે પરંતુ ખાટકીનો જીવ લે છે, અથવા જે સ્વદેશનું માની લીધેલું ભલું કરવા વાસ્તે કેટલાક અમલદારોનું ખૂન કરતાં અચકાતો નથી, તે અહિંસાનો અનુયાયી હોઈ શકે નહિ. આ બધાં કાર્યો દ્વેષથી, ભીરુતાથી કે ડરથી પ્રેરાયલાં છે. ગાય કે દેશ માટેનો પ્રેમ તો નામનો જ છે, પરંતુ આવી પ્રવૃત્તિ

ડંખીલા સ્વભાવને અથવા પોતાના ગર્વને તૃપ્ત કરવા માટે યોજાયલી હોય છે.

અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામાં આવે તો તે ઐહિક તેમ પારલૌકિક, સર્વ દુઃખોને મટાડવા માટે ચિંતામણિરૂપ છે. તેનું અતિશય સેવન કરવું શક્ય નથી. અત્યારે તો આપણે તેનું જરા પણ સેવન કરતા નથી. અહિંસા બીજા ગુણોના સેવનની આડે નથી આવતી. પરંતુ અહિંસાનું પ્રાથમિક રૂપે પણ સેવન થઈ શકે તે પૂર્વે બીજા ગુણોનું સેવન આવશ્યક છે. મહાવીર અને બુદ્ધ સૈનિકો હતા; તેમ જ ટોલ્સ્ટોય પણ હતા. તેઓને જ પોતાની પ્રવૃત્તિનું ગંભીર સ્વરૂપ યથાર્થ રીતે ખ્યાલમાં આવ્યું હતું. તેઓ જ યોગ્ય, સુખી, ઉદાત્ત અને દૈવી જીવનનું રહસ્ય મેળવી શક્યા હતા. આપણે આ ઉપદેશકોના સહભાગી બનીશું, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનું નિવાસસ્થાન બનશે.

## ૩

# નીતિબળ

માણુસના જીવનનો પાયો નીતિ છે. એ પાયાથી માણુસ ચળ્યો તે જ ક્ષણે તે ધાર્મિક મટે છે. નીતિનિયમોની ઉપરવટ થઈને ધર્મપાલન કરવાની વાત ભ્રમજાળ માત્ર છે. દાખલા તરીકે માણસ જૂઠ આચરે, દયાધર્મ છોડે, અસંયમી બને, અને છતાં ઈશ્વર પોતાની બાજુએ છે એવો દાવો કરે એ હાસ્યાસ્પદ છે.

મુંબઈમાં અસહકારીઓને ચાહનારાઓએ નીતિમર્યાદાનું ઉલ્લંઘન કર્યું, શાહજાદાને માન આપવામાં ભળેલા પારસીઓ અને ખ્રિસ્તીઓ સામે ગુસ્સાથી આંધળા થયા અને તેમની 'ખબર લેવા' પ્રયત્ન કર્યો. તેમણે વેર નોતર્યું અને તે તેમને મળ્યું. ખરું કહીએ તો ૧૭ મી તારીખ પછી એ એક જાતની હીંચકાની રમત થઈ પડી, જ્યાં લાભ કોઈનો થયો નહિ અને સૌ કોઈનું નુકસાન જ થયું.

સ્વરાજનો આ માર્ગ ન હોય. હિંદુસ્તાનને બોલ્શેવિઝમ નથી જોઈતું. હિંદુસ્તાનની શાંતિપ્રિય પ્રજા એવી અંધાધૂંધીને બરદાશ કરી શકે એવી નથી. એવી અંધાધૂંધીમાં તો જે

કોઈ શાંતિ સ્થાપી આપશે તેને પ્રજા નમી પડશે, પછી તે ચાહે તે હો. હિંદી પ્રજાની આ પ્રકૃતિ આપણે ઓળખી મૂકવી ઘટે. આટલી હદ સુધીની શાંતિપ્રિયતા સદ્‌ગુણ છે કે દુર્ગુણ એની ચર્ચા અહીં નકામી છે. હિન્દુસ્તાનનો સામાન્ય મુસલમાન પણ દુનિયાના બીજા ભાગોના સામાન્ય મુસલમાન કરતાં જુદો છે. આ દેશમાંની સોબતને પરિણામે તે બીજા દેશોમાંના મુસલમાન કરતાં સ્વભાવે વધુ સાલસ અને અશરાફ છે. તે જાનમાલના દેખીતા જોખમ વચ્ચે ઘડી વાર રહેવું પસંદ કરશે નહિ. હિંદુઓ તો તેમના ગરીબ સ્વભાવને માટે મશહૂર છે; વગોવાય પણ છે. પારસીઓ અને ખ્રિસ્તીઓ પણ ઝઘડાના કરતાં સુલેહશાંતિને જ વધુ ચાહનારા છે. ખરે જ, આપણે તો આ દેશમાં ધર્મના કરતાં પણ શાંતિને વધુ પૂજનારા બની ગયા છીએ. આ આપણી પ્રજાનો સ્વભાવ આપણી જેટલી દુર્બળતા સૂચવે છે તેટલું જ તે આપણું બળ પણ સૂચવે છે.

ત્યારે આ સ્વભાવનો સારો — ધાર્મિક — અંશ જ આપણે આપણાં અંતરમાં પોષીએ. 'ધર્મની વાતમાં જોરજુલમ ન થવા દો' એ કુરાનનું વચન છે. આજે સ્વદેશીનું પાલન અને ખાદીનો વાપર આપણે સારુ ધર્મ છે. પણ જો સ્વદેશીનો એવો સ્વીકાર બીજા કોઈને મન ધર્મ નથી તો આપણે તેના પર જોરજબરાઈ કેમ ચલાવીએ? તેમ કરીને તો આપણે કુરાને શરીફમાં દુહરાયેલા એ સાર્વત્રિક નિયમનો ચોખ્ખો ભંગ જ કર્યો. અને ધર્મની બાબતમાં જોરજુલમ ન હોય એમાંથી કોઈ એવો પણ અર્થ ન કાઢે કે બીજી બાબતોમાં જોરજુલમ થઈ શકે. એ વચનનો અર્થ તો

ખુલ્લો જ છે કે ધર્મ, કે જેને વિષે આપણી ચોક્કસ માન્યતાઓ છે, એની બાબતમાં પણ જો જોરજબરાઈ ખૂરાં છે તો એથી ઓછા મહત્ત્વની બાબતોમાં તેનો ઉપયોગ તો વળી એથી પણ વધુ નિંદ્ય છે.

તેથી આપણા વિરોધીઓની જોડે દલીલ કરવી એ જ આપણે માટે ધોરી રસ્તો છે. અને એ માર્ગે વધુમાં વધું આપણે એટલી હદ સુધી જઈ શકીએ કે જેમ સરકારની જોડે આપણે આખરના ઇલાજ તરીકે અસહકાર અખત્યાર કર્યો છે તેમ તેવાઓની જોડે પણ આપણે અસહકાર કરીએ. પણ એવા અસહકારમાં પણ આપણે તેમની જોડેના અંગત વહેવારમાં તેમને ન પજવીએ. કારણ આપણે સરકારના તંત્ર જોડે અસહકાર માંડ્યો છે, તે તંત્રમાં કામ કરનારા માણસો જોડે આપણે અંગત વેરભાવ છે જ નહિ. આપણે તો જે તંત્રને તેઓ ચલાવી રહ્યા છે તે તંત્રની સામે ઝૂઝી રહ્યા છીએ. આપણે સર જ્યોર્જ લૉઇડ હાકેમને સત્તાની રૂએ આપણી મદદ કે સેવા આપવાનો ઇનકાર કરીએ પણ એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ તરીકે સર જ્યોર્જ લૉઇડને આપણી સામાજિક સેવા આપવાની હરગીજ ના ન પાડીએ.

પણ મારે દિલગીરીપૂર્વક કહેવું પડે છે કે તોફાનનાં બીજ મૂળ હિંદુ મુસલમાનમાં જ ક્યારનાં વવાયાં હતાં. બન્ને કોમોમાં પોતપોતાના ફિરકાઓમાં અસહકારમાં ન ભળનારાઓને તંગ કરવામાં આવતા હતા અને તેમના ઉપર દબાણ થતાં હતાં. અને મારે પણ કબૂલ કરવું ઘટે કે આવાં અઘટિત દબાણને હું જેટલા જોરથી વખોડી કાઢી શકત તેટલા જોરથી તેને વખોડવામાં હું રોકાયો નહિ. અને

એવું દબાણ સાર્વત્રિક થતું ચાલ્યાનું જણાયું હોય તો એવી પ્રવૃત્તિમાંથી હું નીકળી જઈ શકતો હતો. પણ આપણે જલદી જ ચેત્યા અને એકબીજાને બરદાસ કરી લેવા લાગ્યા. આમ છતાં સૂક્ષ્મ દબાણ ચાલ્યાં કરતું હતું. મેં એની ઉપેક્ષા કરી, એમ માનીને કે હવે એ એની મેળે ક્રમેક્રમે હોલવાઈ જશે. મુંબઈમાં મેં જોયું કે એ હોલવાયું નહોતું અને ૧૭ મીએ તે ભભૂકી ઊઠયું.

આથી આપણે ખિલાફતને ધક્કો પહોંચાડ્યો અને તેની સાથે જ પંજાબ અને સ્વરાજના કામને પણ તેટલો જ ફટકો પડ્યો. હવે આપણે ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું રહ્યું અને નાની કોમોનો વાળ વાંકો ન થાય એ માટે હરભોગે ખાતરી આપવી રહી. જો ખ્રિસ્તીઓ યુરોપિયનોના ટોપો અને બીજો પોશાક પહેરવા માગતા હોય તો તેમને તેમ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ. જો પારસીઓનો પોતાના ફેંટાઓને વળગી રહેવાનો આગ્રહ હોય તો તેમને તે વાપરવાનો હક છે. વળી એ બન્ને કોમો સરકારની જોડે સહકાર કરવામાં અને તેના મળતિયા બની રહેવામાં જ પોતાની સલામતી જોતી હોય તો તેમનાં માથાં ભાંગીને નહિ પણ તેમને દલીલથી સમજાવીને જ આપણે તેમને જીતી લેવી જોઈએ. દબાણ કરીને તો ઊલટું આપણે જેટલું દબાણ વાપરીશું તેટલી સરકારને મજબૂતી જ આપીશું. કારણ દબાણની સામગ્રીમાં તો સરકાર આપણને ક્યારે ટપી જાય એમ છે. આમ આપણે સરકારના કરતાં વધુ દબાણનો રસ્તો લેવો એ હિંદુસ્તાનને આજના કરતાં વધુ ગુલામીમાં સંડોવવા બરાબર છે.

સ્વરાજનો અર્થ તો એ છે કે આપણામાંના નાનામાં નાનાને પણ તેને રુચે તે માર્ગે, આપણી તરફથી તેની સ્વતંત્રતામાં લેશ પણ શારીરિક દખલ થયા વગર, જવાની સ્વતંત્રતા. અહિંસામય અસહકારથી આપણે એવો સ્વતંત્રમાં સ્વતંત્ર પ્રજામત કેળવીએ છીએ અને એનો અમલ કરાવીએ છીએ. અને જ્યારે લોકમત એટલો સ્વતંત્ર હોય છે ત્યારે બહુમતી મુજબ કામ ચાલે એ દેખીતું છે. જો આપણી બહુમતી ન હોય અને આપણે ઓછી સંખ્યાવાળા હોઈએ તો બહુમતીના દબાણ સામે પણ આપણા મતને વળગી રહીને આપણે આપણા ધર્મને શોભાવીએ. હઝરત મહમદ પેગંબરે પણ બહુમતીનું બધું દબાણ બરદાસ જ કર્યું અને પોતાના દીનને વફાદાર રહ્યા. અને અંતે જ્યારે અલ્લાહની કૃપાથી એમના દીનની આણ ફેલાઈ ને એમની બહુમતી થઈ ત્યારે એમણે પોતાના અનુયાયીઓને શું ફરમાવ્યું? તેમણે ફરમાવ્યું કે ધર્મની વાતમાં દબાણ ન થાય. આ વચનને આપણે હૈયે રાખીએ. અને હવે પછી ખબરદાર રહી ફરી કદી કાયાથી કે વાચાથી એ ફરમાનનું ઉલ્લંઘન કરી આપણી એવી મૂર્ખાઈથી આપણી જ પ્રગતિના માર્ગમાં કદી વિઘ્ન ન આણીએ.

તા. ૨૭-૧૧-'૨૧

૪

# એ અમોઘ શક્તિ

[ આ નામના લેખમાંથી ૧ લો ખંડ લીધેલો છે અને ખંડ ૨ જો વાઇસરૉયને લખેલા પત્રમાંથી છે. 'નવજીવન'ની પ્રસિદ્ધિતારીખ એક નીચે આપેલી છે. —પ્રકાશક ]

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।

'અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.'

(પાતંજલયોગસૂત્ર)

૧

અહિંસા વિષેનું આ અમર સૂત્ર ઋષિએ પોતાના અનુભવમાંથી જ ઘડ્યું છે: 'અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.' 'અહિંસા'નો વ્યક્ત અર્થ પ્રેમ છે; કેમકે તેને આપણે પ્રેમરૂપે જ વ્યક્ત કરી કે ઓળખી શકીએ છીએ. પ્રેમને વિષે બાઇબલમાં કેટલાંક સુંદર વચનો છે. તેમાં આવે છે:

"પ્રેમ પડોશીનું ભૂરું ઇચ્છતો નથી;

પ્રેમને સૌનો વિશ્વાસ છે;
પ્રેમને સદા આશા રહે છે;
પ્રેમ કદી નિષ્ફળ જતો નથી."

પ્રેમમાં કોઈ વાર સવિનય કાનૂનભંગ અનિવાર્ય થઈ પડે છે. એ ભંગમાં અવશ્ય જોખમ રહેલું છે. પણ આપણી ચોમેર ચાલી રહેલી હિંસામાં ઓછું જોખમ નથી. એ હિંસાના નાશકારક તાપને શાંત કરવાનો અંતિમ અહિંસક માર્ગ સવિનય કાનૂનભંગ જ છે.

તા. ૨૩-૨-'૩૦

## ૨

## હિંસા જ યમપાશમાંથી છોડાવે

હિંદી પ્રજાને જીવતી રાખવા અને ધીમે ધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કાંઈક પણ તાત્કાલિક ઇલાજ શોધ્યે જ છૂટકો છે. દલીલોથી બુદ્ધિને ખાતરી કરાવી આપવાપણું હવે રહ્યું નથી, પણ બે પરસ્પરવિરોધી શક્તિઓનો મુકાબલો કરવાનું જ હવે બાકી રહે છે.

આટલું તો બન્ને પક્ષે નિર્વિવાદ છે કે હિંદમાં રહેલો હિંસક પક્ષ ભલે અવ્યવસ્થિત અને આજે નજીવો હોય, છતાં તે દિવસે દિવસે બળવાન થતો જાય છે, અને અસરકારક બનતો જાય છે. એનું ધ્યેય અને મારું ધ્યેય એક જ છે, પણ મારી ખાતરી છે કે હિંદના કરોડોને જે મુક્તિ જોઈએ છે તે એ નહિ અપાવી શકે. વળી મારી દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે કે શુદ્ધ અહિંસા સિવાય બીજા કશાથી બ્રિટિશ સરકારની વ્યવસ્થિત હિંસા અટકાવી શકાશે નહિ.

ઘણા માને છે કે અહિંસામાં કાર્યસાધક શકિત નથી. જોકે મારો અનુભવ પરિમિત છે, છતાં તે એવો છે કે અહિંસામાં તીવ્ર કાર્યસાધક શક્તિ રહેલી છે. અંગ્રેજી સત્તાની વ્યવસ્થિત હિંસાશક્તિ સામે એ તીવ્ર શકિતને યોજવાનો મારો ઇરાદો છે. જો હું મૂંગો બેસી રહું તો એ બન્ને હિંસક શક્તિઓને છૂટી લગામ આપ્યા જેવું થશે. મારી સમજ પ્રમાણેની અહિંસાની અમોઘ શકિતમાં મારી નિઃશંક અને અડગ શ્રદ્ધા હોવાથી તેનો પ્રયોગ કરવાને બદલે હું માથે હાથ જોડી બેસી રહું તો તો મને લાગે છે કે હું પાપમાં પડું.

*　　　*　　　*　　　*

હું જાણું છું કે અહિંસાત્મક લડત ઉપાડવામાં ગાંડું સાહસ કહી શકાય એવું જોખમ હું ખેડી રહ્યો છું. પણ ગંભીરમાં ગંભીર જોખમો ખેડ્યા વિના સત્યનો જય થયો નથી. જે પ્રજા પોતાના કરતાં વધારે મોટી અને પ્રાચીન અને પોતાના જેટલી જ સંસ્કારી પ્રજાનો જાણેઅજાણે નાશ કરી રહી છે, તે પ્રજાનો હૃદયપલટો કરવા માટે જેટલું જોખમ ખેડવું પડે તેટલું ઓછું.

તા. ૯–૩–'૩૦

૫

# અસહકારમાં હિંસા?

## ૧

"આપણી વચ્ચે રહેલા બીજા વિલક્ષણ મતભેદનો પુરાવો હિંદુસ્તાનમાંની અત્યારની પરિસ્થિતિ રજૂ કરે છે. હું અપ્રતિકારના સિદ્ધાંતને માનનારો છું. ગાંધી પણ, હું એમને સમજું છું તે મુજબ, પ્રેમપંથની ઘોષણા કરે છે અને છતાં તેઓ જોઈ શકતા નથી કે અસહકારમાં હિંસા રહેલી જ છે. કલ્પના કરો કે ન્યૂયૉર્ક શહેરના દૂધનાં ગાડાં હાંકનારાઓની કંઈ સાચેસાચી, વાજબી અને જબરદસ્ત ફરિયાદ છે. ધારો કે પોતાના દુઃખની દાદ મેળવવાના ઇલાજ તરીકે તેઓ હડતાળ પાડીને ન્યૂયૉર્કના એકેએક ધાવણા બચ્ચાનું દૂધ અટકાવે, તો એ સ્થિતિમાં એમણે ભલે કોઈ શખસ સામે હાથ ન ઉગામ્યો હોય તોપણ શું તેમણે અખત્યાર કરેલો માર્ગ હિંસાનો માર્ગ નથી? એવા અસહકારથી તેઓ જે જીત મેળવશે તે સેંકડો નિર્દોષ બચ્ચાંઓની લાશોના ઢગલા પાડીને મેળવેલી હશે. બર્ટ્રાન્ડ રસેલે બોલ્શેવિકીને વિષે કહ્યું હતું તેમ 'આવી પદ્ધતિએ સહન કરેલા દુઃખભોગ ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરવાને સ્વીકારેલાં સાધનોની

નીતિમત્તા વિષે આપણને શંકિત બનાવે છે.' ગાંધીનો અસહકાર એટલે લેંકેશાયરના ભોગ. મતલબ કે સરવાળે એમાં વિવેકને નહિ પણ હિંસાવૃત્તિને જ જાગૃત કરવાનો પ્રયત્ન રહેલો છે.

"મારું લખાણ તમને મુદ્દાસર નહિ લાગે. અને છતાં મારે કહેવાનું છે એનું તાત્પર્ય એમાં એક રીતે સ્પષ્ટ થાય છે. હિંદુસ્તાનમાં હોમરૂલના હિમાયતીઓ હવે ધારાસભાઓમાં પેઠા છે અને ત્યાં અસહકારી પદ્ધતિઓ અખત્યાર કરીને સંપૂર્ણ ગતિરોધ કરવાનો તેમનો ઉદ્દેશ છે. ઇંગ્લંડ જેવા દેશમાં, જ્યાં જોન ફિસ્કેએ કહ્યું છે તેમ, ઐતિહાસિક ઘટનાક્રમને બળે વગર લડાઈઓ થયે પ્રજાકીય સંસ્થાઓ ખીલી છે, ત્યાં સહકારી પદ્ધતિથી જ ઉન્નતિ થઈ છે."

અમેરિકામાં શિકાગોથી પ્રસિદ્ધ થતા 'યુનિટી' પત્રના તા. ૧૪–૨–૨૪ના અંકમાં પ્રસિદ્ધ થયેલો એક લેખ એક અજ્ઞાત અમેરિકન મિત્રે મોકલી આપેલો, તેમાંથી ઉપરનો ઉતારો ટાંક્યો છે.

લેખ તે રેવ૦ મિ. હોમ્સને મિ. આર્થર એલ. વેધરલી નામના ગૃહસ્થે લખેલો પત્ર છે. પત્રમાં એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરેલો છે કે કોઈ પણ આદર્શવાદી જો વ્યવહારુ થવા માગતો હોય તો તેણે પોતાના આદર્શને આસપાસના સંજોગોને અનુકૂળ થાય એટલો નીચો ઉતાર્યે જ છૂટકો. પોતાની દલીલના ટેકામાં લેખકે થોકેથોક ઉદાહરણ આપ્યાં છે. તેની મુખ્ય દલીલની સાથે મારે અત્યારે સંબંધ નથી. તેથી તેના પત્રમાંથી માત્ર એક ફકરો જ ટાંકવામાં હું લેખક પ્રત્યે હિંસાદોષ કરતો નથી એવી આશા રાખું છું. મિ. વેધરલીનો અસહકાર વિષેનો ખ્યાલ તો કેવળ ભૂલભરેલો છે જ. પણ તેની ચર્ચામાંથી વાચકને કાંઈક જાણવાજોગું મળ્યા વિના રહેશે નહિ.

'અસહકાર એ હિંસાનો માર્ગ છે' એવું એક સાર્વત્રિક વિધાન મિ. વેધરલીએ કર્યું છે. એક ક્ષણમાત્ર વિચાર કર્યો હોત તો તેમને જણાઈ આવત કે એ વિધાન ખોટું છે. હું દારૂની દુકાનમાં દારૂ વેચવાની અથવા કોઈ ખૂનીને તેના કાવતરામાં મદદ દેવાની ના પાડું છું એમાં હું અસહકાર કરું છું. હું માનું છું કે મારો એ અસહકાર હિંસાનો માર્ગ નથી, એટલું જ નહિ પણ જો મેં કેવળ પ્રેમથી જ પ્રેરાઈને ના પાડી હોય તો મારો અસહકાર એ પ્રેમનું કૃત્ય છે. સાચી વાત એ છે કે બધી જ જાતનો અસહકાર કંઈ હિંસાત્મક હોતો નથી, અને અહિંસાત્મક અસહકાર તો કદાપિ હિંસાત્મક હોઈ શકે નહિ. એ હંમેશાં પ્રેમનું કૃત્ય ન હોય એમ બને ખરું. કારણ પ્રેમ એ ક્રિયાત્મક ગુણ છે, અને અમુક કૃત્ય ઉપરથી જ તેમાં પ્રેમ છે કે નહિ તેનું અનુમાન થઈ શકે નહિ. શસ્ત્રવૈદ્ય વાઢકાપનો પ્રયોગ પૂરેપૂરી સફળતાથી કરે અને છતાં દર્દીને માટે તેના મનમાં જરા પણ પ્રેમ ન હોય એવું બની શકે.

મિ. વેધરલીએ આપેલો દાખલો અતિશય કઢંગો અને અધૂરો છે. ન્યૂયોર્કના દૂધનાં ગાડાં હાંકનારાઓને જો ન્યૂયોર્કની મ્યુનિસિપાલિટી સામે ફરિયાદ હોય કે તે પોતાની ફરજ બજાવવામાં અંધેર ચલાવે છે, અને જો તેઓ મ્યુનિસિપાલિટીને નમાવવા સારુ ન્યૂયોર્કનાં બાળકોને દૂધ મળતું અટકાવી દે, તો તેઓ મનુષ્યજાતિના ગુનેગાર થાય. પણ ધારો કે દૂધનાં ગાડાંવાળાઓને તેમના માલિકો પગાર ઓછા આપે છે અને પરિણામે તેમને ભૂખમરો વેઠવો પડે છે. આ સ્થિતિમાં જો ગાડાંવાળાઓ વધારે પગાર મેળવવાની બીજી બધી બનતી

અને વાજબી રીતો અજમાવી ચૂક્યા બાદ ગાડાં હાંકવાનો ઇનકાર કરવાનું પગલું લે તો તે અલબત વાજબી ગણાય, પછી ભલે એમના એ કૃત્યને પરિણામે ન્યૂયોર્કનાં બાળકોનાં મરણ નીપજે. તેમનો ઇનકાર એ પ્રેમનું કૃત્ય નહિ હોય, છતાં એ હિંસાનું કૃત્ય પણ અવશ્ય નહિ હોય. તેઓ કંઈ માનવજાતિની સેવા કરવા નહોતા નીકળ્યા. તેઓ તો પોતાના પેટને ખાતર દૂધનાં ગાડાં ફેરવતા હતા. ગમે તેવા સંજોગોમાં પણ બાળકોને દૂધ પૂરું પાડવું એ કંઈ એમના મજૂર તરીકેના ધર્મમાં નહોતું આવતું. જેમાં માણસ પોતાનો ધર્મ ચૂક્યો નથી ત્યાં હિંસા સંભવતી નથી. વળી ધારો કે પેલા દૂધનાં ગાડાં હાંકનારાઓને ખબર હોય કે પોતાના માલિકો સોંઘું પણ ભેગવાળું દૂધ વેચે છે અને બીજી એક કંપની એથી સારું પણ મોંઘું દૂધ વેચે છે; એમ પણ ધારો કે આ ગાડાંવાળાઓના મનમાં ન્યૂયોર્કનાં બાળકોના કલ્યાણની ભાવના વસતી હોય; તો તેમનું દૂધનાં ગાડાં હાંકવાની ના પાડવાનું કૃત્ય એ પ્રેમનું કૃત્ય ગણાશે. જો કે તેને પરિણામે એમ બને કે ન્યૂયોર્કની કોઈક ટૂંકી બુદ્ધિ વાળી માને પેલું ભેગવાળું દૂધ મળતું બંધ થાય અને તે પેલી વધારે પ્રામાણિક ડેરી કંપની — જેની હસ્તી આપણે આપણી દલીલને ખાતર માની લીધી છે — તેની પાસેથી સારું પણ મોંઘું દૂધ ન લે.

આ કલ્પિત નિષ્ઠુર દૂધનાં ગાડાંવાળાઓ અને ન્યૂયોર્કનાં બાળકોનાં મડદાંના ઢગલા પરથી 'યુનિટી'નો લેખક આપણને લૅંકેશાયર પર લઈ જાય છે અને હિન્દુસ્તાનમાં ચાલી રહેલ અસહકાર વિજયી થાય તો તેમાંથી ફલિત થતા લૅંકેશાયરના વિનાશનું ચિત્ર ખડું કરે છે. પોતાની મુખ્ય દલીલ સાબિત

કરવાની ઉતાવળમાં લેખકે છેક સાદી હકીકતોનો અભ્યાસ કરવાની પણ તસ્દી લીધી નથી. હિંદુસ્તાનનો અસહકાર લૅંકેશાયરને કે બ્રિટિશ ટાપુઓના બીજા કોઈ પણ ભાગને નુકસાન કરવા ખાતર મંડાયેલો નથી. પોતાનો ઘરકારભાર પોતે ચલાવવાના હિન્દુસ્તાનના કુદરતી હકનું રક્ષણ કરવું એ તેનું ધ્યેય છે. લૅંકેશાયરનો હિન્દુસ્તાન જોડેનો આજનો વેપાર જુલમ અને જોરજબરાઈની મદદથી સ્થાપવામાં આવ્યો હતો અને એને એવાં જ સાધનોથી ટકાવી રાખવામાં આવ્યો છે. હિંદુસ્તાનની જીવાદોરી સમાન જે ગૃહઉદ્યોગ તેના લાખો ખેડૂતોની આવકમાં પૂરણી કરી તેમને ભૂખમરામાંથી ઉગારતો તેને આ લૅંકેશાયરના વેપારે ખેદાનમેદાન કરી નાંખ્યો છે. હવે જો હિન્દુસ્તાન પોતાનો ગૃહઉદ્યોગ અને હાથકંતામણનું પુનરુજ્જીવન કરે અને કોઈ પણ જાતનું પરદેશી કાપડ કે હિન્દુસ્તાનની મિલોએ સુધ્ધાં બનાવેલું કાપડ ખરીદવાનો ઇનકાર કરે, ને પરિણામે લૅંકેશાયરની કે હિન્દુસ્તાનની મિલોને નુકસાન વેઠવું પડે, તો તેટલા સારુ કોઈ પણ નીતિનિયમની રૂએ અસહકારને હિંસાકૃત્ય ગણી ન શકાય. હિન્દુસ્તાને લૅંકેશાયરને નભાવવાની ખોળાધરી કદી લીધી ન હતી. દારૂનાં પીઠાં કે ગણિકાગૃહોમાં જનારા લોકો અગાઉથી નોટિસ સરખી આપ્યા વગર એ જગાઓએ જવાનું બંધ કરે અને એને પરિણામે કલાલોને કે વેશ્યાઓને ભૂખે મરવા વારો આવે તોપણ પેલા લોકોને તો એમના સંયમને સારુ ધન્યવાદ જ મળશે, એટલું જ નહિ પણ તેઓ પેલાં કલાલો ને વેશ્યાઓના હિતકર્તા પણ ગણાશે. તે જ પ્રમાણે, જો શરાફોનાં ઘરાક કરજ કરવાં બંધ કરે ને શરાફોને ભૂખે મરવું પડે, તો કરજ કરતા

અટકવામાં ઘરાકો હિંસા કરે છે એમ ન કહી શકાય. પણ જો તેઓ દ્વેષ કે વેરની વૃત્તિથી અને કશા જ વાજબી કારણ વિના એક શરાફને પડતો મેલી બીજાને ત્યાં જાય તો તેઓ હિંસાદોષ કરે છે એમ ગણી શકાય.

આમ આપણે જોયું કે જ્યારે નિયમને તાબે થવાનો ઇનકાર કરવો એ હક હોય તેમ જ ધર્મ હોય ત્યારે પછી એ હક અથવા ધર્મના પાલનથી કેટલાક લોકોને સહન કરવું પડતું હોય તોપણ અસહકાર એ હિંસા નથી. એટલું જ નહિ પણ જ્યારે કેવળ અન્યાયીના ભલાને ખાતર જ અસહકારનો આશ્રય લેવામાં આવ્યો હોય ત્યારે તો એ શુદ્ધ પ્રેમનું કૃત્ય છે. હિન્દુસ્તાનનો અસહકાર એ હક છે તેમ જ ધર્મ છે, પણ એને પ્રેમકૃત્ય નહિ કહી શકાય; કારણ એનો આશ્રય એક નબળી પ્રજાએ આત્મરક્ષણને સારુ કર્યો છે.

સ્વરાજપક્ષની વિરોધનીતિના કાર્યક્રમનો જે ઉલ્લેખ મિ. વેધરલીએ કર્યો છે તેની ચર્ચા અગાઉ જણાવેલાં કારણોને લીધે હાલ તુરત થઈ શકે એમ નથી.

તા. ૨૯-૪-'૨૪

## ૨

## અહિંસા એટલે ?

'અસહકારમાં હિંસા ?' વાળા લેખના સંબંધમાં એક ભાઈ નીચે પ્રમાણે લખે છે:

'અમુક કૃત્યમાં હિંસા છે કે અહિંસા તેનો તે કૃત્યના હેતુથી નિર્ણય નથી થતો, તે કૃત્ય જે પક્ષને ઉદ્દેશીને થાય છે તેને કેવું લાગે છે તેથી નિર્ણય થાય છે. જો ન્યાય્ય હેતુથી હિંસામૂલક કૃત્ય

કરવાની ઉતાવળમાં લેખકે છેક સાદી હકીકતોનો અભ્યાસ કરવાની પણ તસ્દી લીધી નથી. હિંદુસ્તાનનો અસહકાર લૅંકેશાયરને કે બ્રિટિશ ટાપુઓના બીજા કોઈ પણ ભાગને નુકસાન કરવા ખાતર મંડાયેલો નથી. પોતાનો ઘરકારભાર પોતે ચલાવવાના હિન્દુસ્તાનના કુદરતી હકનું રક્ષણ કરવું એ તેનું ધ્યેય છે. લૅંકેશાયરનો હિન્દુસ્તાન જોડેનો આજનો વેપાર જુલમ અને જોરજબરાઈની મદદથી સ્થાપવામાં આવ્યો હતો અને એને એવાં જ સાધનોથી ટકાવી રાખવામાં આવ્યો છે. હિંદુસ્તાનની જીવાદોરી સમાન જે ગૃહઉદ્યોગ તેના લાખો ખેડૂતોની આવકમાં પૂરણી કરી તેમને ભૂખમરામાંથી ઉગારતો તેને આ લૅંકેશાયરના વેપારે ખેદાનમેદાન કરી નાંખ્યો છે. હવે જો હિન્દુસ્તાન પોતાનો ગૃહઉદ્યોગ અને હાથકંતામણનું પુનરુજ્જીવન કરે અને કોઈ પણ જાતનું પરદેશી કાપડ કે હિન્દુસ્તાનની મિલોએ સુધ્ધાં બનાવેલું કાપડ ખરીદવાનો ઇનકાર કરે, ને પરિણામે લૅંકેશાયરની કે હિન્દુસ્તાનની મિલોને નુકસાન વેઠવું પડે, તો તેટલા સારુ કોઈ પણ નીતિનિયમની રૂએ અસહકારને હિંસાકૃત્ય ગણી ન શકાય. હિન્દુસ્તાને લૅંકેશાયરને નભાવવાની ખોળાધરી કદી લીધી ન હતી. દારૂનાં પીઠાં કે ગણિકાગૃહોમાં જનારા લોકો અગાઉથી નોટિસ સરખી આપ્યા વગર એ જગાઓએ જવાનું બંધ કરે અને એને પરિણામે કલાલોને કે વેશ્યાઓને ભૂખે મરવા વારો આવે તોપણ પેલા લોકોને તો એમના સંયમને સારુ ધન્યવાદ જ મળશે, એટલું જ નહિ પણ તેઓ પેલાં કલાલો ને વેશ્યાઓના હિતકર્તા પણ ગણાશે. તે જ પ્રમાણે, જો શરાફોનાં ઘરાક કરજ કરવાં બંધ કરે ને શરાફોને ભૂખે મરવું પડે, તો કરજ કરતા

અટકવામાં ધરાકો હિંસા કરે છે એમ ન કહી શકાય. પણ જો તેઓ દ્વેષ કે વેરની વૃત્તિથી અને કશા જ વાજબી કારણ વિના એક શરાફને પડતો મેલી બીજાને ત્યાં જાય તો તેઓ હિંસાદોષ કરે છે એમ ગણી શકાય.

આમ આપણે જોયું કે જ્યારે નિયમને તાબે થવાનો ઇનકાર કરવો એ હક હોય તેમ જ ધર્મ હોય ત્યારે પછી એ હક અથવા ધર્મના પાલનથી કેટલાક લોકોને સહન કરવું પડતું હોય તોપણ અસહકાર એ હિંસા નથી. એટલું જ નહિ પણ જ્યારે કેવળ અન્યાયીના ભલાને ખાતર જ અસહકારનો આશ્રય લેવામાં આવ્યો હોય ત્યારે તો એ શુદ્ધ પ્રેમનું કૃત્ય છે. હિન્દુસ્તાનનો અસહકાર એ હક છે તેમ જ ધર્મ છે, પણ એને પ્રેમકૃત્ય નહિ કહી શકાય; કારણ એનો આશ્રય એક નબળી પ્રજાએ આત્મરક્ષણને સારુ કર્યો છે.

સ્વરાજપક્ષની વિરોધનીતિના કાર્યક્રમનો જે ઉલ્લેખ મિ. વેધરલીએ કર્યો છે તેની ચર્ચા અગાઉ જણાવેલાં કારણોને લીધે હાલ તુરત થઈ શકે એમ નથી.

તા. ૨૭–૪–'૨૪

૨

## અહિંસા એટલે ?

'અસહકારમાં હિંસા ?' વાળા લેખના સંબંધમાં એક ભાઈ નીચે પ્રમાણે લખે છે:

'અમુક કૃત્યમાં હિંસા છે કે અહિંસા તેનો તે કૃત્યના હેતુથી નિર્ણય નથી થતો, તે કૃત્ય જે પક્ષને ઉદ્દેશીને થાય છે તેને કેવું લાગે છે તેથી નિર્ણય થાય છે. જો ન્યાય્ય હેતુથી હિંસામૂલક કૃત્ય

અહિંસામૂલક થઈ શકતું હોય તો ન્યાય્ય હેતુથી હિંસાને જ શા સારુ ન્યાય્ય ન ઠરાવી શકાય? અસહકાર ન્યાય્ય ઠરે તો તલવાર પણ ન્યાય્ય ઠરવી જોઈએ. તલવારમાં હિંસા છે, અને અસહકારમાં નથી? તલવારના ઘાથી શરીરની અંદરની સ્વાભાવિક ક્રિયાને આઘાત પહોંચવાથી પીડા થાય છે, ત્યારે અસહકારથી શરીરની બહારની સ્વાભાવિક ક્રિયાને આઘાત પહોંચવાથી પીડા ઉત્પન્ન થશે — એટલે કે સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં — જે ક્રિયા વિના જીવન અશક્ય છે.'

દલીલમાં ચતુરાઈ છે, પણ તે દૂરગામી નથી. લેખકે પીડા અને હિંસા એ બે શબ્દો વચ્ચે ગોટાળો કર્યો છે, અને તેમને સમાનાર્થ માન્યા છે. કડવું ઓસડ આપનાર અથવા ફસ ખોલનાર દાક્તર પીડા કરે છે, પણ હિંસા કરતો નથી. દર્દી તે પીડાને માટે તેનો આભાર માને છે. મારો શેઠ મને કનડે તેથી હું તેની સેવા ન કરું તો મારા રાજીનામાથી એટલે મારા અસહકારથી તેને પીડા થાય, પણ તેમાં મેં કાંઈ હિંસા કરી નથી. પણ તેને માર મારીને હું તેની પાસે ન્યાય કરાવું તો હિંસા કરીને મેં ન્યાય કઢાવ્યો એમ કહેવાય.

તા. ૪-૫-'૨૪

## ૬

# મારો પંથ

હાલની ઘડીએ યુરોપ અને અમેરિકામાં લોકોનું મારા તરફ ધ્યાન ખેંચાયું છે એ મારું સુભાગ્ય અને દુર્ભાગ્ય છે. સુભાગ્ય એ રીતે કે મારો સંદેશ પશ્ચિમમાં પણ પહોંચ્યો છે, તેનો અભ્યાસ થઈ રહ્યો છે અને સમજાવા લાગ્યો છે. દુર્ભાગ્ય એ રીતે કે કાં તો અજાણતાં તેને વધારીને બતાવવામાં આવે છે અથવા તો જાણીબૂજીને તેનો અનર્થ થાય છે. સત્યમાત્ર પોતાના બળે પ્રચાર પામે છે. તેમાં સ્વાભાવિક સામર્થ્ય ભરેલું છે. એટલે મારા કહેવાનો ભયંકર અનર્થ કરવામાં આવે તો પણ મને ક્ષોભ થતો નથી. એક માયાળુ યુરોપીય મિત્રે મને ચેતવણી આપી છે, જે ઉપરથી જણાય છે કે જો તેમને મળેલી ખબર સાચી હોય તો રશિયામાં મારા સંદેશાનો જાણીબૂજીને અથવા તો ભૂલથી અનર્થ થઈ રહ્યો છે. આ રહી તે ચેતવણી:

"પરદેશખાતાના પ્રધાન તરફથી બર્લિનના રશિયન પ્રતિનિધિ ક્રેસ્ટિન્સકીને ભલામણ કરવામાં આવશે કે ગાંધીને સરકારી આમંત્રણ

આપી બોલ્શેવિક હિલચાલ તેના અનુયાયીઓમાં ફેલાવવાનો લાભ લેવો. વળી ગાંધીને રશિયા બોલાવવાનું કામ પણ ક્રેસ્ટિન્સકીને સોંપવામાં આવશે. એશિયાના પીડિત લોકોમાં પ્રચારનું સાહિત્ય ફેલાવવાને માટે થોડી રકમ મંજૂર કરવાનો તેને અધિકાર આપવામાં આવ્યો છે. અને ઓરિએન્ટલ ક્લબ અને સેક્રેટરિયટ માટે ગાંધીના નામથી તેના વિચારના (ગાંધીના વિચારના કે મોસ્કોના વિચારના?) વિદ્યાર્થીઓ માટે એક ફંડ પણ તે સ્થાપવાનો છે. આખરે ત્રણ હિંદુઓ પણ આ કામ માટે નીમવામાં આવશે. અઢારમી ઑક્ટોબરના રશિયન પત્ર 'રૂલ' જેવાં વર્તમાનપત્રમાં આ બધું છપાયું છે."

આ પત્રમાંથી મને જર્મની અને રશિયા બોલાવવાની અફવા થોડા વખત ઉપર આવી હતી તેનો ખુલાસો મળે છે. આવું કશું આમંત્રણ મને મળ્યું જ નથી અથવા તો આ પ્રતાપી દેશોની મુલાકાત લેવાની મારી જરાયે ઇચ્છા નથી એમ મારે ભાગ્યે જ કહેવાની જરૂર હોય. મને ખબર છે કે જે સત્યનું હું પ્રતિપાદન કરી રહ્યો છું તે હિંદુસ્તાને હજી પૂરેપૂરું સ્વીકાર્યું નથી; બલ્કે હજી તેનું પૂરેપૂરું પ્રતિપાદન પણ ન થયું. હિંદુસ્તાનમાં મારું કાર્ય હજી પ્રયોગદશામાં છે. એ પ્રયોગ હિંદુસ્તાનમાં દાખલો બેસાડી શકાય એવી રીતે સફળ થાય, તો મને સંપૂર્ણ સંતોષ થશે.

મારો પંથ ચોખ્ખો ચાંદની જેવો છે. હિંસાત્મક કાર્યને માટે મારો ઉપયોગ કરવાના પ્રયત્નમાત્ર નિષ્ફળ જવાના છે. ગુપ્ત રીતો હું જાણતો નથી. સત્યના સિવાય કશું મુત્સદ્દીપણું મને આવડતું નથી. અહિંસા સિવાય મારી પાસે કશું શસ્ત્ર નથી. અમુક કાળ માટે અજાણતાં હું કદાચ ખોટે પંથે દોરવાઉં પણ હંમેશને માટે તો નહિ જ. એટલે મારો

ઉપયોગ અમુક મર્યાદામાં જ થઈ શકે એમ છે અને તે મર્યાદા સ્પષ્ટ છે. ખોટી રીતે મારો ઉપયોગ કરવાના પ્રયત્નો અગાઉ થયા છે ખરા, પણ મારી જાણ પ્રમાણે દરેક વખતે તે નિષ્ફળ જ થયા છે.

'બોલ્શેવિઝમ' એ વસ્તુ શું છે એની હજી મને ચોક્કસ ખબર નથી. એનો હું અભ્યાસ કરી શક્યો નથી. ભાવિમાં રશિયાનું એમાં કલ્યાણ રહેલું છે કે નહિ તેનીયે મને ખબર નથી. પણ મને એટલી ખબર છે કે હિંસા અને નાસ્તિકતા ઉપર એનો પાયો રચાયો છે. એટલે મને એને વિષે અણગમો જ રહ્યો છે. ટૂંકા પંથ — હિંસાનો પંથ — કાદી સફળતા મેળવવામાં મને વિશ્વાસ નથી. જે બોલ્શેવિક મિત્રોનું ધ્યાન આજે મારા તરફ ખેંચાઈ રહ્યું છે તેમણે સમજી લેવું જોઈએ કે શુદ્ધ હેતુઓ માટે મને ગમે એટલી સહાનુભૂતિ અને માન હોય તોપણ ઉત્તમોત્તમ કાર્ય સાધવા માટે પણ હિંસાત્મક રીતોના પ્રયોગનો હું કટ્ટો વિરોધી છું. એટલે હિંસાવાદીઓ અને મારી વચ્ચે કશો મેળ બેસે એમ નથી. પણ મારો અહિંસાનો ધર્મ અરાજકવાદીઓ અને હિંસાવાદીઓની સાથે મળવામાં મને અટકાવતો નથી, બલ્કે ફરજ પાડે છે. પણ એ મળવાનો હેતુ હમેશાં મને જણાતી તેમની ભૂલમાંથી તેમને મુક્ત કરવાનો જ હોઈ શકે. કારણ મેં અનુભવે સિદ્ધ કર્યું છે કે શાશ્વત કલ્યાણ અસત્ય અને હિંસામાંથી કદી નહિ નીપજી શકે. આ મારી માન્યતા એ ભ્રમણા હોય તોપણ કોઈ એમ તો ના નહિ પાડે કે એ મનમોહક ભ્રમણા છે.

તા. ૨૧-૧૨-'૨૪

૭

# અહિંસાની મગદૂર

થોડા વખત ઉપર અમેરિકાના એક સજ્જને લખેલા કેટલાક પ્રશ્નોનો જવાબ મેં આપ્યો હતો. એણે હવે તે જવાબ ઉપરથી બીજા વધારે સવાલો પૂછ્યા છે. એમાંનો આ પહેલો:

"તમારામાં શૂરાતન અને નિર્ભયતા હોય તેથી શું થયું, જો તેનાથી તમે તમારી પ્રિયમાં પ્રિય વસ્તુને બચાવી ન શકો? તમે મરણનો ભય ભલે કાઢી નાંખ્યો હોય, પણ જો તમે આખર સુધી પ્રતિકાર જ ન કરો તો લૂંટારાઓ તમારી વહાલી વસ્તુને લઈ જતા શી રીતે અટકશે? લૂંટારાઓના પંજામાં સપડાયેલો માણસ તેની સામે પોતાનું શરીરબળ ન વાપરે તો લૂંટારાને પોતાનું લૂંટવાનું કામ વધારે સહેલું થઈ પડશે. જ્યાં સુધી આવા માણસોને સસ્તા શિકાર મળ્યાં કરશે ત્યાં સુધી લૂંટ જેમ ચાલતી આવી છે તેમ દુનિયામાં ચાલુ જ રહેવાની. નબળાને સબળા લૂંટ્યા જ કરવાના. નબળા હોવું એ જ પાપ છે. નબળાઈને ટાળવાને ગમે તે ઉપાય ન લેવા એ પણ એક ગુનો છે."

આ લેખક ભૂલી જાય છે કે પ્રતિકાર હમેશાં સફળ થતો નથી. લૂંટારો જો વધારે જોરાવર હશે તો તે રક્ષકને હરાવશે અને રક્ષકના પ્રતિકારથી ઊલટો વધારે ઉશ્કેરાઈ જે ગરીબ બિચારીનો પક્ષ લેવામાં આવ્યો હશે તેને ઊલટી વધારે હેરાન કરશે. હા, એટલું ખરું કે પોતાને સોંપાયેલી બહેનના રક્ષણને માટે પોતે પૂરેપૂરો પ્રયત્ન કર્યો છે એવો સંતોષ રક્ષકને રહેશે. પણ એટલો સંતોષ તો અહિંસક રક્ષક પણ મેળવી શકે છે, કારણ કે પેલીને બચાવવા માટે તેણે તો પ્રાણ આપ્યા હશે. ઊલટું એક રીતે તેનો સંતોષ વધારે હશે, કારણ તેણે તો લૂંટારાને સમજાવીને તેનું હૃદય પિગળાવવાનો પ્રયત્ન કર્યો હશે. આ પત્રલેખકની મૂંઝવણનું કારણ તો એ છે કે તેણે એમ માની લીધું છે કે અહિંસક રક્ષકની અહિંસા લૂંટ થતી હોય ત્યારે તે મૂંગે મોઢે ઊભા રહી જોયા કરવામાં જ રહેલી છે. પણ સાચી વાત તો એ છે કે અહિંસાની મારી કલ્પના પ્રમાણે પશુબળના કરતાં પ્રેમબળ એ વધારે સક્રિય અને સફળ બળ છે. જે માણસ પ્રેમ વિનાનો અપ્રતિકાર કરશે તે તો બાયલો હશે; તે નથી માણસ કે નથી પશુ. તે રક્ષણ કરવાને માટે નાલાયક સિદ્ધ થયો છે.

અહિંસાભર્યા પ્રતિકારથી સામાના ઉપર જે ભારે સત્તા મેળવી શકાય છે તેનો મને જેવો અનુભવ છે તેવો આ પત્રલેખકને તો ન હોઈ શકે એ ચોખ્ખું છે. અહિંસાત્મક પ્રતિકાર એ એક સંકલ્પબળની સામે બીજા સંકલ્પબળનો મુકાબલો છે. એ પ્રતિકાર પશુબળથી સ્વતંત્ર હોય ત્યારે જ શક્ય થાય છે. જ્યારે પશુબળ ઉપર આધાર રાખવામાં આવે છે ત્યારે પશુબળ ખૂટયું કે સામાન્ય રીતે પ્રતિકાર

કેવળ પોથીમાંનાં રીંગણાં ન હોય, તો ગુલામોના માલિક ભલે જેટલી રંજાડ કરવી હોય તેટલી કરે; મનુષ્યસ્વભાવને તદ્દન અણઘટતી એવી મારામારીથી થાકી આપણે તો લોભિયાઓના પશુબળનો મુકાબલો આત્મબળથી થઈ શકે છે કે નહિ એના જ પ્રયોગ કરતા રહીશું.

પણ આ પ્રયોગના આરંભમાં જ લેખકને મુશ્કેલી નડે છે:

"મહાત્માજી, તમે કબૂલ કરો છો કે હિંદુસ્તાનના લોકો તમારા સિદ્ધાંતને અનુસર્યા નથી. તમને એનું કારણ સમજાયું જણાતું નથી. કારણ એ છે કે સામાન્ય માણસ મહાત્મા નથી. ઇતિહાસ આ વાત નિરપવાદ રીતે સિદ્ધ કરે છે. હિંદુસ્તાનમાં અને બીજા દેશોમાં ખોબા જેટલા મહાત્માઓ થયા છે ખરા; પણ એ અપવાદ છે અને અપવાદ નિયમને જ સિદ્ધ કરે છે. અપવાદના ઉપર તમારે તમારા કાર્યક્રમની ઇમારત નહિ ચણવી જોઈએ."

કેવી વિચિત્ર રીતે આપણે આપણને છેતરીએ છીએ! આપણે ધારીએ છીએ કે માણસ આ ક્ષણભંગુર શરીરને અજેય બનાવી શકે છે, અને આત્માની ગુપ્ત શક્તિઓ બહાર લાવવી આપણને અશક્ય લાગે છે. વારુ, ત્યારે જો મારામાં આ જાતની કાંઈ પણ શક્તિ હોય તો મારો એ બતાવવાનો પ્રયત્ન છે કે હું બીજા હરકોઈ મનુષ્યના જેવો નબળો છું અને મારામાં કદી કાંઈ અસાધારણતા હતી નહિ, ને આજે પણ છે નહિ. બીજા કોઈ પણ માનવીના જેટલો જ હું ભૂલને પાત્ર છું. છતાં મારે કબૂલ કરવું જોઈએ કે મારામાં મારી ભૂલો કબૂલ કરવા જેટલી અને ભૂલ્યો હોઉં ત્યાંથી ફરીથી ગણવા જેટલી નમ્રતા છે. મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે

ઈશ્વરમાં અને તેના માંગલ્યમાં મારી શ્રદ્ધા અચળ છે. અને સત્ય તેમ જ અહિંસા માટે મારી ધગશ કદી ન બુઝાય એવી છે. પણ શું એ શક્તિઓ દરેક માણસમાં ગુપ્ત રહેલી નથી શું? જો આપણે પ્રગતિ કરવી હોય તો આપણે ઇતિહાસની પુનરુક્તિ ન કરતાં ઇતિહાસ નવો રચવો જોઈશે. આપણા વડવાઓએ મૂકેલો વારસો આપણે વધારવો જોઈએ. જો ભૌતિક જગતમાં આપણે નવી નવી શોધો કરી શકીએ તો આધ્યાત્મિક જગતમાં આપણે દેવાળું શાને જાહેર કરીએ? અપવાદો વધારી વધારીને નિયમ ન બનાવી શકાય શું? શું હમેશાં માણસે માણસ બનવા માટે પહેલું પશુની દશામાંથી પસાર થવું જ જોઈએ?

તા. ૯-૫-'૨૬

## ૮

# કાર્યકર્તાઓ સાથે ગુફ્તેગુ

[એક કાર્યકર્તાએ ગાંધીજીને નીચે પ્રમાણે શંકા પૂછી તેનો ઉત્તર મહાદેવભાઈના સાપ્તાહિક પત્રમાંથી નીચે આપ્યો છે. શંકા આ હતી: "પાંચ વર્ષો ઉપર બેતિયામાં તો આપે લોકોને કહેલું, 'તમે ભાગી શા સારુ ગયા? તમારા હાથમાં જોર નહોતું?' તેમ બાણપુરના લોકોને કેમ ન કહ્યું? બાણપુરના લોકો તમારી સલાહથી ઊલટા વધારે પામર બનશે." —પ્રકાશક]

"ઠીક પૂછ્યું. બાણપુરમાં જ પૂછ્યું હોત તો સારું હતું. તમારા સવાલના ત્રણ પક્ષો છે. પહેલો તો એ કે મારે એ લોકોને લાઠીની સામે લાઠી ઉગામવાનું કહેવું જોઈતું હતું. વારુ, મારે તમને કહેવું જોઈએ કે જોકે હિંસા એ મારો ધર્મ નથી છતાં હિંસાનાં કળા અને શાસ્ત્ર બંને હું સમજું છું. બાણપુર જેવા લોકોને લાઠી વાપરતાં શીખવવું હોય તો તે કેવળ તેમને સામા થવાનું કહીને ન કરી શકાય. હિંસાવાદીઓમાંથી કોઈને તમે પૂછો,—પશ્ચિમમાં એવા

ઘણા પડ્યા છે,—તો તેઓ પણ કહેશે કે આવા લોકોને હિંસા શીખવવાની પણ આ રીત નથી. હિંસાના પ્રયોગની પૂરી તૈયારી વિના અને વિવેક વિના કેવળ લાઠી ઉગામવાનું એમને કહેવાનું પરિણામ તો એ આવે કે એઓ મસળાઈ જાય. એટલે તેમણે પ્રથમ પોતાની શક્તિનું જ્ઞાન મેળવવું જોઈએ. આજે તો તેમનામાં નેતાઓની પાસે જવાનું બળ પણ નથી.

"પણ મારે તો તેમનામાં હિંસા ઉત્પન્ન કરવી નહોતી, મારે તો અહિંસા રોપવી હતી. એટલે હિંસાના પ્રયોગો વિના કાંઈક આશ્વાસન મેળવવાના મેં તેમને થોડા રસ્તાઓ બતાવ્યા. અને એ પ્રસંગે મારી આગળ ચંપારણનો પાઠ હતો. ચંપારણની રૈયતને મેં લાઠી ચલાવવાની સલાહ આપી હોત તો જેમ અગાઉ તેઓ ચગદાઈ રહ્યા હતા તેમ ચગદાઈ જાત. તે લોકોને અહિંસક બનાવવાના મારા પ્રયત્નો સફળ થયા એટલે જ હું ત્યાં આટલું કામ કરી શક્યો. બાણપુરમાં મારે અહિંસાનો આખો સિદ્ધાંત સમજાવવાની કશી જરૂર નહોતી, કારણ કુશળ વૈદ્ય દરદીની સાથે દવાની ચર્ચા નથી કરતા, દવા આપીને જ સંતોષ માને છે.

"હવે તમારા સવાલનો ત્રીજો પક્ષ આવે છે. બેતિયાની સાથે તમને સરખામણી કેમ સૂઝે છે તે સમજાતું નથી. ચંપારણમાં હું કેવી રીતે ગયો, ત્યાં કેવી સ્થિતિ હતી એ તમને ખબર છે? કેવળ અહિંસક ઉપાયોથી ત્યાં ઘણું કામ થયું, લોકોને રાહત મળી. પછી ત્રણ વર્ષે એટલે ૧૯૨૦માં હું પાછો ત્યાં ગયો ત્યારે બેતિયામાં કેટલાક ગામડિયાઓએ મારી પાસે આવીને પોલીસે ગુજારેલા ત્રાસની વાત કરી.

'પોલીસે અમારાં ઘરો લૂંટચાં, બૈરાંને સતાવ્યાં, એટલે અમે નાસી છૂટચા' એમ તેમણે કહ્યું. મેં કહ્યું, 'તમે નાસી શા સારુ છૂટચા? તમે સામા ન થઈ શકચા?' એટલે પેલાઓએ પોતાનો બચાવ કર્યો: 'આપે અમને કહેલું કે અહિંસામાંથી ચળશો નહિ.' મને સખત અઘાત પહોંચ્યો. મેં તેમને અહિંસાનો મર્મ સમજાવ્યો, તેમને કહ્યું, 'અહિંસા એટલે પલાયન નથી, પણ અપલાયન છે; ભીરુતા નથી, પણ વીરતા છે. અને તમે તમારા મિજાજને કાબૂમાં ન રાખી શકતા હતા તો ભાગવાને બદલે તમારે સામો માર મારવો હતો, અને તમારાં બૈરાંછોકરાંનો મરણ પર્યંત બચાવ કરવો હતો.' ત્યાં હું મને અને મારી કામ કરવાની રીતને જાણનાર લોકોની સાથે વાત કરી રહ્યો હતો. બાણપુરમાં હું અજાણ્યા લોકમાં હતો. તે લોકોને પોલીસે શું કર્યું તેની પણ મને ખબર નહોતી. તેમણે મને કશી ખબર આપી નહોતી. મારાથી તેમને બીજી શી સલાહ આપી શકાય?"

તા. ૧-૧-'૨૮

## ૯

# અરાજ્ય કે કુરાજ્ય?

એક સન્માનિત અંગ્રેજ મિત્ર નીચે પ્રમાણે લખે છે:

"જાહેર પ્રશ્નોના તમારા અભિપ્રાયો વિષે સામાન્ય રીતે હું મારો મત નથી ડહોળતો. પણ હાલના જ એક અગ્રલેખમાં ઘણા વખત ઉપર તમે જે વિચિત્ર વિચાર બતાવેલો તેની પુનરુક્તિ કરી છે. આથી મને તમને પૂછવાની ફરજ પડી છે કે મોટા નૈતિક પ્રશ્નનો ઊહાપોહ કરનાર વ્યક્તિના શબ્દપ્રયોગમાં જે ગાંભીર્ય અને વિચારીપણું હોવું જોઈએ તે તમારા આ શબ્દપ્રયોગમાં છે કે નહિ? તમે જાહેર કરો છો કે અંગ્રેજની ધૂંસરીમાંથી છૂટવાને ખાતર તમે અરાજ્ય પણ સ્વીકારવાને તૈયાર છો. કોઈ પણ હિંદી પરદેશી રાજ્યકર્તાની ધૂંસરીમાંથી સ્વતંત્ર થવા ઇચ્છે અને મને એ વસ્તુ તદ્દન સ્વાભાવિક, સામાન્ય સ્વભાવને અનુકૂળ અને ગુણકારી છે. પણ પોતાની બુદ્ધિને ઠેકાણે રાખનાર વ્યક્તિ કોઈ પણ જાતના સુવ્યવસ્થિત રાજ્યની જગ્યાએ અવ્યવસ્થા પસંદ કરે એ તદ્દન ન સમજાય એવી વાત છે. કેમકે એકમાં તો નિયમિતપણું, પછી તે સ્વેચ્છાજનિત હોય કે બહારના સંજોગોને લીધે હોય, રહેલું છે. પણ બીજામાં

'પોલીસે અમારાં ઘરો લૂંટ્યાં, બૈરાંને સતાવ્યાં, એટલે અમે નાસી છૂટ્યા ' એમ તેમણે કહ્યું. મેં કહ્યું, 'તમે નાસી શા સારુ છૂટ્યા? તમે સામા ન થઈ શક્યા?' એટલે પેલાઓએ પોતાનો બચાવ કર્યો: 'આપે અમને કહેલું કે અહિંસામાંથી ચળશો નહિ.' મને સખત અઘાત પહોંચ્યો. મેં તેમને અહિંસાનો મર્મ સમજાવ્યો, તેમને કહ્યું, 'અહિંસા એટલે પલાયન નથી, પણ અપલાયન છે; ભીરુતા નથી, પણ વીરતા છે. અને તમે તમારા મિજાજને કાબૂમાં ન રાખી શકતા હતા તો ભાગવાને બદલે તમારે સામો માર મારવો હતો, અને તમારાં બૈરાંછોકરાંનો મરણ પર્યંત બચાવ કરવો હતો.' ત્યાં હું મને અને મારી કામ કરવાની રીતને જાણનાર લોકોની સાથે વાત કરી રહ્યો હતો. બાણુપુરમાં હું અજાણ્યા લોકમાં હતો. તે લોકોને પોલીસે શું કર્યું તેની પણ મને ખબર નહોતી. તેમણે મને કશી ખબર આપી નહોતી. મારાથી તેમને બીજી શી સલાહ આપી શકાય?"

તા. ૧-૧-'૨૮

૯

# અરાજ્ય કે કુરાજ્ય?

એક સન્માનિત અંગ્રેજ મિત્ર નીચે પ્રમાણે લખે છે:

"જાહેર પ્રશ્નોના તમારા અભિપ્રાયો વિષે સામાન્ય રીતે હું મારો મત નથી ડહોળતો. પણ હાલના જ એક અગ્રલેખમાં ઘણા વખત ઉપર તમે જે વિચિત્ર વિચાર બતાવેલો તેની પુનરુક્તિ કરી છે. આથી મને તમને પૂછવાની ફરજ પડી છે કે મોટા નૈતિક પ્રશ્નનો ઊહાપોહ કરનાર વ્યક્તિના શબ્દપ્રયોગમાં જે ગાંભીર્ય અને વિચારીપણું હોવું જોઈએ તે તમારા આ શબ્દપ્રયોગમાં છે કે નહિ? તમે જાહેર કરો છો કે અંગ્રેજની ધૂંસરીમાંથી છૂટવાને ખાતર તમે અરાજ્ય પણ સ્વીકારવાને તૈયાર છો. કોઈ પણ હિંદી પરદેશી રાજ્યકર્તાની ધૂંસરીમાંથી સ્વતંત્ર થવા ઇચ્છે અને મથે એ વસ્તુ તદ્દન સ્વાભાવિક, સામાન્ય સ્વભાવને અનુકૂળ અને ગુણકારી છે. પણ પોતાની બુદ્ધિને ઠેકાણે રાખનાર વ્યક્તિ કોઈ પણ જાતના સુવ્યવસ્થિત રાજ્યની જગ્યાએ અવ્યવસ્થા પસંદ કરે એ તદ્દન ન સમજાય એવી વાત છે. કેમકે એકમાં તો નિયમિતપણું, પછી તે સ્વેચ્છાજનિત હોય કે બહારના સંજોગોને લીધે હોય, રહેલું છે. પણ બીજામાં

તો વ્યવસ્થાનો નાશ છે. અવ્યવસ્થા અથવા અરાજક બ્રહ્માના મુખમાં ભલે શોભે પણ મનુષ્યના મુખમાં તે અર્થરહિત, ભયંકર અત્યુક્તિ અને ભ્રમણા છે. એવો જ શબ્દ 'ઇન્ડિપેન્ડન્સ' (પૂર્ણ-સ્વતંત્રતા) છે, કે જેની સામે તમે યોગ્ય રીતે ટકોર કરી હતી. વળી જેમ તમે પોતે અનેક વાર સ્વીકાર્યું છે તેમ મને પણ લાગે છે કે જે ભાષા અથવા કૃત્યથી અજ્ઞાન લોકો ખોટી રીતે દોરવાઈ જાય એમ હોય, એવી ભાષા અને કૃત્યોમાંથી, આપણો હેતુ શુદ્ધ હોય તોપણ, બચવામાં ડહાપણ રહેલું છે. અજ્ઞાની તો તમે એમાં જે અર્થ પૂર્યો ન હોય તે અર્થ બેસાડે. હવે તમારી અહિંસાની શરતનો વિચાર કર્યા વિના જ દરેક ઝનૂની માણસ તમારા આ મત ઉપર ભાર મૂકવાના. તમે દાવો કરો છો તેમ અહિંસાનું તત્ત્વ દૈવી, સહેતુક, અને સારું ફળ નિપજાવનારું હોય તો તેનું લક્ષણ અથવા પરિણામ અવ્યવસ્થા ન જ હોય. તમે એ શબ્દ જો વિચારપૂર્વક વાપર્યો હોય તો મારે કહેવું જોઈએ કે તેથી તમે મનુષ્યજાતિની કશી સેવા નથી કરી. આજે જ્યારે બધે જ મનુષ્યજાતિનું વલણ અવ્યવસ્થા પ્રત્યે ધપવાનું હોય છે ત્યારે તેને વ્યવસ્થિતપણાનો પાઠ શીખવવાની ખાસ જરૂર છે. ખૂબ ઊંડી અને ઉમદા લાગણીને વશ થઈને તમે અવ્યવસ્થા શબ્દને બહુ તોળ્યા વિના વાપર્યો હોય, તો વિચાર કરતાં મને આશા છે કે તમે તમારો આશય સ્પષ્ટ કરવાની જરૂર જોશો."

ઉપરનો પત્ર ખૂબ લાગણીપૂર્વક લખાયો છે તેમાં શક નથી, અને લખનાર મિત્રના વિચારો માટે મને એટલું બધું માન છે કે જો મારાથી બની શકે તો મારા મતને તેમના વિચારોને અનુકૂળ કરું. પણ તેમ અહીં બની શકે તેવું નથી જોતો.

શબ્દપ્રયોગ હેતુપૂર્વક અને વિચારપૂર્વક થયેલો. અવ્યવસ્થા અથવા અરાજ્ય એટલે કોઈ પણ જાતના રાજ્યનો કે પદ્ધતિનો અભાવ. રાજ્યના અથવા પદ્ધતિના અભાવમાંથી

એ વસ્તુઓનો ભાવ સંભવી શકે છે, સંભવે છે. પણ રાજ્ય અને પદ્ધતિનાં પવિત્ર નામોના ઢાંકણ તળે પ્રવર્તી રહેલ કુરાજ્ય અને કુવ્યવસ્થામાંથી કદી સુરાજ્ય સંભવી ન શકે. મારા મિત્ર માને છે કે હાલના રાજ્યમાં એક જાતની સુવ્યવસ્થા રહેલી છે, પછી તે લોકોની ઇચ્છામાંથી ઉત્પન્ન થયેલી હોય કે બહારથી ઉત્પન્ન કરવામાં આવેલી હોય. આ માન્યતાને લીધે એમને મુશ્કેલી આવે છે. સંભવ છે કે તેમને મને અને મારે મને હાલની રાજ્યપદ્ધતિની કિંમત જુદી હોય. મારે હિસાબે તો આ રાજ્ય એક મહાકુરાજ્ય — મહાપાપ છે, જેમાં સદંશનો લવલેશ નથી. એ કુરાજ્યમાંથી સુરાજ્ય નીપજી જ ન શકે. હું અવ્યવસ્થાને કુવ્યવસ્થા કરતાં ક્યાંયે વધારે શ્રેષ્ઠ ગણું છું.

અને અહિંસાવાદી તેમ જ અજ્ઞાનીને મારા શબ્દોથી ગેરસમજ થવાપણું નથી. કેમકે અવ્યવસ્થા હિંસામાંથી જ ઉદ્ભવી શકે એ પત્રલેખકની દલીલ હું સ્વીકારું છું. હું કેટલીયે વાર આ પત્રમાં જણાવી ચૂક્યો છું કે જો મારે હાલના રાજ્ય અને હિંસા વચ્ચે પસંદગી કરવી પડે તો હું હિંસાની જ પસંદગી કરું. જોકે હિંસાના મંડાણ ઉપર રચાયેલી લડતમાં હું પોતે ભાગ ન લઈ શકું. મારે માટે પસંદગીને વખતે હિંસા તરફ મત આપ્યા સિવાય છૂટકો જ ન રહે, કેમકે અત્યારના રાજ્યને મત આપવાપણું તો હોય જ નહિ. આજે જે નિશ્ચેષ્ટપણું દેખાય છે તે ખરું જોતાં હિંસાનું જ એક ભયંકર સ્વરૂપ છે, અને તેને વધુ પ્રમાણમાં હિંસા વાપરીને અથવા તેની તૈયારી વડે દાબી રાખવામાં આવે છે. જે લોકો હિંસાનું રટણ કરતા છતાં મોત અથવા જોખમની બીકથી

હિંસા નથી કરતા તેઓ હિંમતપૂર્વક બહાર આવી હિંસાને માર્ગે લડી લઈ સ્વાતંત્ર્ય ઝૂંટવી લે, અને તેમાં ન ફાવે તો પોતાના જન્મસિદ્ધ હક માટે લડતાં લડતાં વીરોની માફક મરણ પામે એ વધુ શ્રેયસ્કર નહિ?

મારો અહિંસાનો સિદ્ધાંત સારે સારે પ્રસંગે તેની ચર્ચા કરવા ખાતર નથી બંધાયો. એ સિદ્ધાંતને હું મારા પ્રત્યેક કાર્યક્ષેત્રમાં ક્ષણે ક્ષણે અમલમાં મૂકવા મથતો રહું છું. મારા પ્રયત્નો મારી પોતાની નબળાઈ અને અજ્ઞાનને લઈને ઘણી વાર ભાંગી પડે છે અને મારા જ સિદ્ધાંતની પૂર્તિને ખાતર મારે હિંસાના માર્ગને માનસિક અનુમતિ આપવી પડે છે. ૧૯૨૧ માં બેતિયા જિલ્લાના ડરપોક ગામડિયાઓ પોતાના ગામને સિપાઈઓને હાથે લૂંટાતું જોઈ બૈરાંછોકરાંને નિરાધાર મૂકીને નાસી છૂટેલા, ત્યારે મેં તેમના બાયલાપણા માટે અને એવે પ્રસંગે ગમે તેવું હથિયાર હાથમાં લઈને પણ સામા ન થવા માટે તેમને સખત ઠપકો આપેલો. એક બીજી જગ્યાએ એક મંદિરમાં તોફાની ટોળું મૂર્તિ ભાંગવા અને લૂંટફાટ કરવા ધસી આવ્યું ત્યારે પાછલે બારણેથી મંદિરનો પૂજારી છાનોમાનો નાસી છૂટેલો. તેને માટે મારે જાહેર રીતે લજ્જા પ્રગટ કરવી પડેલી, અને તેને કહેવું પડેલું કે જો સામે થયા વિના પોતાને સ્થાને રહી મરી છૂટવાની એનામાં શક્તિ નહોતી તો સામે થઈને પણ મંદિર અને મૂર્તિની રક્ષા કરવાની ફરજ હતી. એ જ પ્રમાણે હિંદુસ્તાનને અહિંસામાં વિશ્વાસ ન હોય, અથવા તો અહિંસા પોતાનું કામ કરી લે ત્યાં સુધી રાહ જોવાની ધીરજ પણ ન હોય, તો આજે તે પોતાનાં જાન, માલ અને સ્વમાનની ખુવારી હાથ પગ વાળીને જોઈ રહે છે

તેના કરતાં હાલના કુરાજ્યમાંથી હિંસાને માર્ગે પણ છુટકારો મેળવી લે એ વધુ ઇચ્છવા જેવું છે.

બ્રિટિશ રાજ્યનીતિજ્ઞો (?) હિંદુસ્તાનની લૂંટ ટકાવી રાખવા માટે એક પક્ષને બીજા પક્ષ સાથે કેટલી શરમભરેલી રીતે લડાવી મારે છે! 'બ્રિટિશ તાજનું અમોલું રત્ન' પોતાના કબજામાં રાખવાને માટે હિંદુમુસ્લિમ ભેદોનું એક સાધન તો તેમની પાસે હતું જ. હવે તેટલા એક સાધન વડે કદાચ ન ચાલે એવા ડરથી તેમણે અંત્યજોને શોધી કાઢ્યા છે. આજના નિરુપાય રાજાઓને તેમની પ્રજાની સાથે તેઓ લડાવી મારે છે. અને સર જોન સાઇમનને પણ એ જ દાવ ખેલવાની જરૂર જણાય છે. કહેવાય છે કે સર જોન સાઇમનની બુદ્ધિ બહુ પારદર્શી છે. પણ જ્યાં જ્યાં તેમને ભોળવવા માટે જે ઓઠાં ઊભાં કરવામાં આવ્યાં છે તેના ઉઘાડા પાખંડની પાર પણ એ બુદ્ધિ જઈ શકતી હોય એમ લાગતું નથી. આ જાતની કુવ્યવસ્થાએ પ્રજાને એટલી નિવીર્ય અને નિષ્પ્રાણ કરી મૂકી છે કે જેવી અગાઉ તે કદી નહોતી થઈ.

મારી પોતાની સ્થિતિ અને માન્યતા સ્પષ્ટ અને અદ્વિ-અર્થી છે. મારે પ્રચલિત કુરાજ્ય કે અરાજ્ય એમાંથી એકે નથી જોઈતું. અરાજકની વ્યથામાંથી પસાર થયા વિના સુરાજ્ય મળી શકે તો મારે જોઈએ છે. હાલની કુવ્યવસ્થાનો મારે અહિંસાથી નાશ કરવો છે, એટલે કે મારે કુકર્મીઓનાં હૃદય પલટાવવાં છે. મારું જીવન એ અર્થે નિવેદિત છે. અને આગલા ફકરાઓમાં મેં જે લખ્યું છે, તે જગતની સૌથી મહાશક્તિ અહિંસાના પ્રયોગના મારા જ્ઞાનમાંથી સીધું ફલિત થાય છે. એ શક્તિની અમોઘતા વિષે મારી શ્રદ્ધા અચળ

૧૦

# બેમાંથી કયો માર્ગ?

અમેરિકાથી એક મિત્રે ત્યાંના પ્રસિદ્ધ માસિક 'ધી વર્લ્ડ ટુમોરો'ના ૧૯૨૮ના ઑગસ્ટના અંકમાંથી જોન નેવિનના 'તલવારત્યાગ અને રાષ્ટ્રીય સંરક્ષણ' એ નામના એક સૂચક અને માર્મિક લેખની કાપલી મને મોકલી છે, તે દરેક દેશપ્રેમીને વાંચવાયોગ્ય છે. એનો સારાંશ નીચે આપેલા પ્રારંભિક ફકરાઓમાંથી મળશે:

"શાંતિવાદના સંબંધમાં સહુથી પ્રથમ પ્રશ્ન તો એ ઊભો થાય છે કે આજકાલ વીસમી સદીમાં, જ્યારે યુદ્ધનાં શસ્ત્રો આટલાં બધાં સંપૂર્ણતાની ટોચે પહોંચી ગયાં છે અને એમની સંહારશક્તિ આટલી બધી વધી ગઈ છે ત્યારે લશ્કરી સાધનો દ્વારા રાષ્ટ્રીય સંરક્ષણ ખરેખર થઈ શકે ખરું? સંભવ છે કે ભૂતકાળમાં લશ્કરી સાધનોથી રાષ્ટ્રસંરક્ષણ થઈ શકતું હશે, પણ હવે એ ઉપાય તદ્દન જૂનો થઈ ગયો છે અને એના ઉપર આધાર રાખવામાં જોખમ રહેલું છે. કારણકે, આજે આપણે જોઈ શકીએ છીએ કે એક બાજુ યુદ્ધસામગ્રીનો ખર્ચ દિવસેદિવસે વધતો જાય છે, તો બીજી બાજુએ સંરક્ષણને સારુ તેની ઉપયોગિતા દિવસેદિવસે ઓછી થતી જાય છે; અને આવતા દાયકાઓમાં આમ વધારે ને વધારે થવાનું.

"૪૦ વરસના ગાળામાં, એટલે કે આ પત્રના વાચકોની હયાતીમાં જ, યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાદળ ઉપર થતો વાર્ષિક ખર્ચ દોઢ કરોડ ડૉલર ઉપરથી ૩૧ કરોડ ૮ લાખ સુધી ચડી ગયો છે. બીજા શબ્દોમાં મૂકીએ તો યુનાઇટેડ સ્ટેટ્સ પોતાનાં લશ્કર અને નૌકાદળને અંગે દર ચોવીસ કલાકે ૨૦ લાખ ડૉલરનો ધુમાડો કરે છે. 'યુદ્ધ — માણસનો મોટામાં મોટો ઉદ્યોગ' એ મથાળા હેઠળના એક અગ્રલેખમાં ન્યૂયૉર્કના 'ટાઇમ્સ'ના ૧૯૨૭ના માર્ચના અંકમાં એના લેખકે સચોટ રીતે બતાવ્યું હતું કે યુદ્ધની તૈયારી એ આજે જગતનો મોટામાં મોટો ધંધો થઈ પડ્યો છે.

"પણ આ નિમિત્તે સંસારને કેટલો ભોગ આપવો પડે છે એની આંકણી એકલા ડૉલરના હિસાબથી નહિ થઈ શકે. કારણકે યુદ્ધનાં શસ્ત્રો તૈયાર કરવામાં નાણાંનો ખર્ચ તો થાય જ છે, પણ તે ઉપરાંત તેમની સાંભળને સારુ અને લશ્કરી સામગ્રી તૈયાર કરવાને સારુ એક મોટી જનસંખ્યા જોઈએ. આવી રીતે દેશોની આખી પ્રજાઓ અને આખી ઉદ્યોગશક્તિ યુદ્ધની તૈયારીમાં ખપતી જાય છે. ભૂતકાળમાં પગારદાર સિપાઈઓનાં લશ્કરો જ યુદ્ધ લડતાં હતાં, અને સરખામણીમાં પ્રજાના એક નાના ભાગને જ તેમાં હિસ્સો લેવો પડતો હતો. પણ આજના યુદ્ધવિશારદો રાષ્ટ્રોની સમગ્ર પ્રજાની યુદ્ધને અંગે ભરતી કરી લે છે. અને ફ્રાંસમાં તો એક એવા કાયદાને સારુ ભલામણ પણ કરવામાં આવી છે, જેથી સ્ત્રીઓની પણ ફરજિયાત રીતે ભરતી કરી શકાય. સુલેહના સમયમાં પણ નિશાળોમાં લશ્કરી તાલીમને ફરજિયાત કરી મૂકવાથી, રાષ્ટ્રીય કેળવણી ઉપર લશ્કરી ખાતાનો સૂક્ષ્મ રીતે કબજો થઈ જવાથી, દેશના યુવાન વર્ગની મનોવૃત્તિ પણ વધારે ને વધારે લશ્કરી થતી જાય છે. તેમ જ પોસ્ટ ઑફિસ, છાપાં, રેડિયો, સિનેમા, વૈજ્ઞાનિક અને કળાકારવર્ગ પણ ધીમેધીમે આ અસર તળે આવતો જાય છે, અને એવો ભય છે કે આજકાલ જગદ્વ્યાપી યુદ્ધનું જે તંત્ર ઘડાઈ રહ્યું છે તેમાં તે પણ થોડા સમયમાં સપડાઈ જશે; અને તેથી માનવજાતિની સ્વતંત્રતાને, મુક્ત

ચર્ચા અને વિચાર કરવાના હકને તથા સમાજિક ઉન્નતિને સખત ધક્કો પહોંચશે. એટલે લશ્કરી સાધનોથી દેશના સંરક્ષણને સારુ જે કિમ્મત આપવી પડે છે તેમાં આની આંકણી પણ થવી જોઈએ. આથી જોઈ શકાશે કે લશ્કરી તૈયારી દ્વારા સંરક્ષણ એ જગતને કેટલું મોંઘું પડે છે અને ભવિષ્યમાં કેટલું વધારે મોંઘું પડશે.

"પણ આથી વધારે ચિંતાજનક વાત તો એ છે કે લશ્કરી સાધન ઉપર અઢળક ધન ખર્ચતાં છતાં પ્રજા આજે શાંતિની ઊંઘ લઈ શકતી નથી. કદાચ દશવીશ વર્ષ સુધી આમ ચલાવી શકાય, પણ છેવટ તો આ નીતિ જગતને ખાડામાં નાંખવાની જ એમાં જરાય શંકા નથી. થોડા વખત ઉપર સેનેટર બોરાએ 'તૈયારી એટલે શું' એ વિષય ઉપર ચર્ચા કરતાં જગતની પ્રજાઓ ઉપર દિવસે દિવસે કર અને સરકારી કરજોના વધતા જતા બોજા તરફ ખાસ ધ્યાન ખેંચ્યું હતું, અને કહ્યું હતું: 'ભવિષ્યમાં સરકારોને તેમની શક્તિનો વધારેમાં વધારે ઉપયોગ વિરોધી પક્ષ સામે લડવામાં નહિ પણ પોતાની પ્રજાઓની આર્થિક અને રાજનૈતિક અશાન્તિને દાબી દેવામાં કરવો પડશે.' એનું પરિણામ એ થશે કે જેટલા મોટા પાયા ઉપર રાજ્યો લશ્કરી તૈયારી કરશે તેટલી જ વધારે કફોડી સ્થિતિ તેમની થશે. કારણ કે સરકાર અને પ્રજા વચ્ચેની તડ વધશે, અને પ્રજામાં નિરાશા અને અસંતોષનું વાતાવરણ પણ વધશે જ. આવી સ્થિતિને સંરક્ષણની તૈયારી કહેવી એ શબ્દનો દુરુપયોગ જ કહેવાય. જે વસ્તુ પ્રજાની આર્થિક પીડાને ઘટાડવાને બદલે વધારે છે તે સંરક્ષણની તૈયારી નહિ, પણ અતૈયારી છે."

જે વસ્તુ અમેરિકા અને ઇંગ્લંડને સારુ યોગ્ય છે તે આપણે સારુ પણ યોગ્ય જ હોવી જોઈએ એમ આજે સહેજે માની લેવામાં આવે છે. પણ આ લેખકે લશ્કરી તૈયારીને લગતા વ્યયના જે ચોંકાવનારા આંકડાઓ આપ્યા છે તેથી ખરેખર આપણે ચેતવું જોઈએ. યુદ્ધની કળા આજકાલ તો

"૪૦ વરસના ગાળામાં, એટલે કે આ પત્રના વાચકોની હયાતીમાં જ, યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાદળ ઉપર થતો વાર્ષિક ખર્ચ દોઢ કરોડ ડૉલર ઉપરથી ૩૧ કરોડ ૮ લાખ સુધી ચડી ગયો છે. બીજા શબ્દોમાં મૂકીએ તો યુનાઇટેડ સ્ટેટ્સ પોતાનાં લશ્કર અને નૌકાદળને અંગે દર ચોવીસ કલાકે ૨૦ લાખ ડૉલરનો ધુમાડો કરે છે. 'યુદ્ધ — માણસનો મોટામા મોટો ઉદ્યોગ' એ મથાળા હેઠળના એક અગ્રલેખમાં ન્યૂયૉર્કના 'ટાઇમ્સ'ના ૧૯૨૭ના માર્ચના અંકમાં એના લેખકે સચોટ રીતે બતાવ્યું હતું કે યુદ્ધની તૈયારી એ આજે જગતનો મોટામાં મોટો ધંધો થઈ પડ્યો છે.

"પણ આ નિમિત્તે સંસારને કેટલો ભોગ આપવો પડે છે એની આંકણી એકલા ડૉલરના હિસાબથી નહિ થઈ શકે. કારણકે યુદ્ધનાં શસ્ત્રો તૈયાર કરવામાં નાણાંનો ખર્ચ તો થાય જ છે, પણ તે ઉપરાંત તેમની સાંભળને સારુ અને લશ્કરી સામગ્રી તૈયાર કરવાને સારુ એક મોટી જનસંખ્યા જોઈએ. આવી રીતે દેશોની આખી પ્રજાઓ અને આખી ઉદ્યોગશક્તિ યુદ્ધની તૈયારીમાં ખપતી જાય છે. ભૂતકાળમાં પગારદાર સિપાઈઓનાં લશ્કરો જ યુદ્ધ લડતાં હતાં, અને સરખામણીમાં પ્રજાના એક નાના ભાગને જ તેમાં હિસ્સો લેવો પડતો હતો. પણ આજના યુદ્ધવિશારદો રાષ્ટ્રોની સમગ્ર પ્રજાની યુદ્ધને અંગે ભરતી કરી લે છે. અને ફ્રાંસમાં તો એક એવા કાયદાને સારુ ભલામણ પણ કરવામાં આવી છે, જેથી સ્ત્રીઓની પણ ફરજિયાત રીતે ભરતી કરી શકાય. સુલેહના સમયમાં પણ નિશાળોમાં લશ્કરી તાલીમને ફરજિયાત કરી મૂકવાથી, રાષ્ટ્રીય કેળવણી ઉપર લશ્કરી ખાતાનો સૂક્ષ્મ રીતે કબજો થઈ જવાથી, દેશના યુવાન વર્ગની મનોવૃત્તિ પણ વધારે ને વધારે લશ્કરી થતી જાય છે. તેમ જ પોસ્ટ ઑફિસ, છાપાં, રેડિયો, સિનેમા, વૈજ્ઞાનિક અને કળાકારવર્ગ પણ ધીમેધીમે આ અસર તળે આવતો જાય છે, અને એનો ભય છે કે આજકાલ જગદ્વ્યાપી યુદ્ધનું જે તંત્ર ઘડાઈ રહ્યું છે તેમાં તે પણ થોડા સમયમાં સપડાઈ જશે; અને તેથી માનવજાતિની સ્વતંત્રતાને, સુક્ષ્મ

પણ પસાર થવા ઇચ્છીએ છીએ ? અને ભવિષ્યમાં કોઈ વખતે પાછા ફરી શકીશું એમ ધારીએ છીએ ? અથવા આપણે આપણી સનાતન શાન્તિના પંથે કાયમ રહીને જ સ્વરાજ મેળવવા અને જગતને સારુ નવો જ ચીલો પાડવા ઇચ્છીએ છીએ ?

આ તલવારત્યાગની નીતિમાં ભીરુતાને તો કંઈ સ્થાન છે જ નહિ. પોતાના સંરક્ષણને સારુ આપણે શસ્ત્રબળ કેળવવું હોય, મારવાની શક્તિ વધારવી હોય, તોયે તે પણ દુ:ખ સહન કરવાની શકિત કેળવ્યા વિના તો નથી જ થઈ શકવાનું. અથવા કેવળ દુ:ખ ભોગવવાની શકિત મેળવીને પરદેશી સત્તાના પંજામાંથી છૂટવાને સારુ પ્રયત્ન કરવો રહ્યો. આનો અર્થ એ થયો કે આપણે શાન્તિમય તપશ્ચર્યાબળ કેળવવું જોઈશે. આ બન્નેમાં બહાદુરીની તો એકસરખી જરૂર છે, ઊલટું પહેલામાં વ્યક્તિગત વીરતાને સારુ એટલો અવકાશ નથી જેટલો બીજામાં છે. બીજે રસ્તે જતાં પણ થોડીઘણી હિંસા ફૂટી નીકળવાનો ભય તો રહે જ છે; પણ એ હિંસા મર્યાદિત હશે, અને ધીમે ધીમે એનું પ્રમાણ ઘટતું જશે.

આજકાલ આપણું રાષ્ટ્રીય ધ્યેય અહિંસાનું છે, પણ મન અને વચનથી આપણે હિંસાની તૈયારી કરતા લાગીએ છીએ. આખા દેશમાં અધીરાઈનું વાતાવરણ વ્યાપી રહ્યું છે; માત્ર પોતાની અશક્તિને લીધે આપણે હિંસા કરતા અટકયા છીએ. સાચી અહિંસા તો સમજ અને શક્તિપૂર્વક તલવાર-ત્યાગમાં રહેલી છે, પણ આને સારુ કલ્પનાશક્તિ અને જગતની પ્રગતિનું વલણ ઓળખવાની શકિત હોવી જોઈએ. આજે

પણ પસાર થવા ઇચ્છીએ છીએ ? અને ભવિષ્યમાં કોઈ વખતે પાછા ફરી શકીશું એમ ધારીએ છીએ ? અથવા આપણે આપણી સનાતન શાન્તિના પંથે કાયમ રહીને જ સ્વરાજ મેળવવા અને જગતને સારુ નવો જ ચીલો પાડવા ઇચ્છીએ છીએ ?

આ તલવારત્યાગની નીતિમાં ભીરુતાને તો કંઈ સ્થાન છે જ નહિ. પોતાના સંરક્ષણને સારુ આપણે શસ્ત્રબળ કેળવવું હોય, મારવાની શક્તિ વધારવી હોય, તોયે તે પણ દુઃખ સહન કરવાની શકિત કેળવ્યા વિના તો નથી જ થઈ શકવાનું. અથવા કેવળ દુઃખ ભોગવવાની શકિત મેળવીને પરદેશી સત્તાના પંજામાંથી છૂટવાને સારુ પ્રયત્ન કરવો રહ્યો. આનો અર્થ એ થયો કે આપણે શાન્તિમય તપશ્ચર્યાબળ કેળવવું જોઈશે. આ બન્નેમાં બહાદુરીની તો એકસરખી જરૂર છે, ઊલટું પહેલામાં વ્યક્તિગત વીરતાને સારુ એટલો અવકાશ નથી જેટલો બીજામાં છે. બીજે રસ્તે જતાં પણ થોડીઘણી હિંસા ફૂટી નીકળવાનો ભય તો રહે જ છે; પણ એ હિંસા મર્યાદિત હશે, અને ધીમે ધીમે એનું પ્રમાણ ઘટતું જશે.

આજકાલ આપણું રાષ્ટ્રીય ધ્યેય અહિંસાનું છે, પણ મન અને વચનથી આપણે હિંસાની તૈયારી કરતા લાગીએ છીએ. આખા દેશમાં અધીરાઈનું વાતાવરણ વ્યાપી રહ્યું છે; માત્ર પોતાની અશકિતને લીધે આપણે હિંસા કરતા અટક્યા છીએ. સાચી અહિંસા તો સમજ અને શકિતપૂર્વક તલવાર-ત્યાગમાં રહેલી છે, પણ આને સારુ કલ્પનાશક્તિ અને જગતની પ્રગતિનું વલણ ઓળખવાની શકિત હોવી જોઈએ. આજે

આપણે પશ્ચિમના બાહ્ય ભપકાથી અંજાઈ ગયા છીએ, અને એની ઉન્મત્ત પ્રવૃત્તિઓને પણ પ્રગતિનું ચિહ્ન માની લઈએ છીએ, તેમ જ તે પશ્ચિમને વિનાશને માર્ગે લઈ જાય છે તે જોઈ શકતા નથી. આપણે સમજવું જોઈએ કે પાશ્ચાત્ય લોકોનાં સાધનોથી પશ્ચિમની હરીફાઈ કરવી એ આપણે સારુ આત્મહત્યા કરવા જેવી વસ્તુ છે. તેથી ઊલટું જો આપણે સમજી શકીએ કે આ યુગમાં પણ જગત નૈતિક બળને આધારે જ નભે છે તો અહિંસાની અસીમ શક્તિમાં નિશ્ચળ શ્રદ્ધા રાખીને તેને કેળવીશું. એ તો બધા સ્વીકારે છે કે જો આપણે સન ૧૯૨૨ માં શાન્તિનું વાતાવરણ છેવટ સુધી જાળવી શક્ત તો આપણા ધ્યેયમાં જરૂર સંપૂર્ણ સફળતા મેળવી શક્ત. છતાં યત્કિંચિત્ અહિંસા પણ કેટલી અસરકારક થઈ શકે છે એનો સજીવ દાખલો તો આપણે આપી જ શક્યા હતા. જે પ્રગતિ તે વખતે આપણે કરી હતી તેની અસર અત્યાર સુધી કાયમ છે. સત્યાગ્રહયુગના પહેલાંની આપણી ભીરુતા હવે નથી. તે હમેશને સારુ મટી ગઈ છે. આપણે અહિંસાબળ કેળવવા ઇચ્છીએ તો તેને સારુ ધીરજ જોઈશે, અને વખત પણ જોઈશે. એટલે જો આપણે પોતાનું ખરેખર રક્ષણ કરવું હોય, અને જગતની પ્રગતિમાં પોતાનો ફાળો ભરવો હોય તો તેને સારુ તલવારત્યાગ — પશુબળત્યાગ — વિના બીજો કોઈ રસ્તો નથી.

તા. ૧–૯–'૨૯

## ૧૧

# क्षमा वीरस्य भूषणम् ।

['ગોઝારાં સ્મારક અને અહિંસા' એ નામના લેખમાંથી આ ભાગ લીધો છે. —પ્રકાશક]

એક ગુજરાતી મિત્ર બીજા મિત્રના પત્રમાં લખે છેઃ

"કોક વાર બાપુની અહિંસા મૂંઝવણમાં નાંખે છે. નીલના પૂતળાને હઠાવવાની હિલચાલને તેમણે ટેકો આપ્યો છે, જેમ લૉરેન્સના પૂતળાને હઠાવવાની હિલચાલને પણ તેમણે ટેકો આપ્યો હતો. પણ મને તો એમાં હિંસા જ લાગે છે. એ હિલચાલથી અંગ્રેજો સામે તિરસ્કાર પેદા થયા વિના રહેવાનો નથી—અને બાપુ તિરસ્કાર તો ઉત્પન્ન થવા દેવા ઇચ્છતા નથી. હવે મને જ્યાં હિંસા દેખાતી નથી ત્યાં બાપુને હિંસા દેખાય છે, દાખલા તરીકે હથિયારનો કાયદો રદ કરવાને માટે હથિયારો ઉઠાવવાં. મને લાગે છે કે પહેલા પ્રસંગમાં દેખીતાં અહિંસક સાધનોથી હિંસક સ્વભાવ ઉત્પન્ન થવાનો ચોખ્ખો ભય છે. અને બાપુ એ તો ન જ ઇચ્છે ના? જ્યારે બીજા પ્રસંગમાં માત્ર એક ઉત્તમ હેતુને સારુ હિંસાનું

સહેજ જોખમ ઉઠાવવું પડે છે — એ તો બાપુ ઉઠાવવાને તૈયાર હોય એમાં કાંઈ આશ્ચર્ય છે ? "

મૂળ ગુજરાતીને મેં જરા વિસ્તારીને લખ્યું છે, એટલા હેતુથી કે વાચક દલીલ બરાબર સમજી શકે.

અહિંસા એ આના કરતાં કઠણ માટીની બનેલી છે. એ વિષે તો શંકા નથી જ કે નીલના પૂતળાને હઠાવવાની હિલચાલથી અંગ્રેજો પ્રત્યે તિરસ્કારની લાગણી વધવાનો સંભવ છે. અહિંસાનો પ્રચાર ઇચ્છનાર સુધારકે એ વાત ધ્યાનમાં રાખી તિરસ્કાર ફેલાવા સામે સાવચેતી લેવી, પણ તિરસ્કારનાં કારણોને તે દબાવી તો નથી જ શકતો. અહિંસા એટલે પ્રેમ એ જગતમાં સૌથી સફળમાં સફળ બળ છે. શામળ ભટ કહે છે:

' અવગુણ ઉપર ગુણ કરે તે જગમાં જીત્યો સહી. '

આમાં 'જીતવાની' વાત લખી છે તેનો અર્થ એ છે કે એ ખરો અહિંસક થયો. તિરસ્કાર ઉશ્કેરનારી વસ્તુઓ તો જ્યાં જોઈએ ત્યાં નજરે ચડ્યા જ કરે છે. પ્રાચીન ઋષિઓએ એ સત્યનું દર્શન કર્યું હતું કે દ્વેષને પ્રેમથી જ જીતી શકાય, ક્રોધને અક્રોધથી જ જીતી શકાય. એટલે આ પ્રેમની શક્તિ પ્રગટ ત્યારે થઈ શકે છે કે જ્યારે તિરસ્કાર ઉત્પન્ન કરનારાં કારણો તેની સામે ઊભાં હોય. સાચી અહિંસા તિરસ્કારનાં કારણો આગળ આંખ નથી મીંચતી. પણ આંખ બરાબર ઉઘાડી રાખી એ કારણો નિપજાવનારા માણસની ઉપર અસર પાડવામાં એની ખૂબી રહેલી છે. જો આમ ન હોય તો અહિંસક સાધનો દ્વારા સ્વરાજ મેળવવાની લડત અશક્ય થઈ પડે. કારણ પગલે પગલે પરરાજ્ય અને પારકા રાજકર્તાઓની

ખોડ કાઢવાની તો સ્વરાજવાદીને ફરજ પડે છે. અહિંસાનો —દુષ્ટતાની સામે સાધુતા ધરવાનો, શત્રુને પણ પ્રેમથી વશ કરવાનો—કાયદો 'શત્રુ'નાં દૂષણનું જ્ઞાન સ્વીકારી લે છે. એટલે જ શાસ્ત્રો કહે છે: क्षमा वीरस्य भूषणम् ।

હવે કદાચ સમજાશે કે અહિંસામાં માનનાર માણસે નીક્ષના પૂતળા જેવી વસ્તુ હઠાવવાની અહિંસામય પ્રવૃત્તિને સ્વીકાર્યે જ છૂટકો છે. પણ અહિંસક હથિયાર નથી ધારણ કરી શકતો, કારણ તે હથિયારને ન અડે એવી આશા રખાય છે. અને હથિયારનો કાયદો સમૂળો રદ કરાવવાની હિલચાલ તો કદી યોગ્ય પ્રવૃત્તિ ગણાવાની નથી. એટલે હથિયારનો કાયદો હઠાવવાને અર્થે હથિયાર ધારણ કરવાનું કોઈ પણ અહિંસાની યોજનામાં આવી નથી શકતું......

તા. ૨-૧૦-'૨૭

# ૧૨

# ખાદી વિ૦ ખાખી

[ એ નામના લેખનો અહિંસાને લગતો ભાગ અહીં આપ્યો છે.

—પ્રકાશક ]

શ્રી. જ્યૉર્જ જોસફનું નામ 'નવજીવન'ના વાંચનાર ન જાણે એમ બને નહિ. શ્રી. જ્યૉર્જ જોસફ્ એટલે કટ્ટર અસહકારી, જેમણે પોતાના બારિસ્ટરીના ધંધાનો ત્યાગ કર્યો હતો, જેમણે મોતીલાલજીના માજી 'ઇંડિપેંડન્ટ' છાપાનું આધિપત્ય ભોગવ્યું હતું, જે તે ભોગવતાં જેલમાં ગયા હતા, જેમણે મારા જેલ જતાં 'યંગ ઇંડિયા'નું આધિપત્ય ભોગવ્યું હતું, અને જે સહકુટુંબ, સપ્રેમ, સહર્ષ ખાદીધારી થયા હતા. જોસફની મારી પહેલી ઓળખનું મને ચોખ્ખું સ્મરણ છે. ૧૯૧૯ના માર્ચ માસમાં મદ્રાસમાં દરિયાકિનારા ઉપર ગંજાવર સભા હતી. તેમાં તેમણે સત્યાગ્રહનું ધાર્મિક દૃષ્ટિએ સુંદર સમર્થન કર્યું હતું.

બેએક વર્ષ થયાં શ્રી. જોસફના અસહકાર વિષેના વિચારોમાં થયેલો ફેરફાર આપણે જાણ્યો છે. તેમણે વકીલાત

પાછી શરૂ કરી આપણે જાણી છે. હવે મારા હાથમાં તેમનું એક ભાષણ આવ્યું છે. તેમાં તેમણે ખાદીનો સખત વિરોધ કર્યો છે. તે કહે છે કે આપણે ખાખીપોષ—બંદૂકવાન—નહિ થઈએ ત્યાં લગી આપણે કંઈ કરી શકવાના નથી; અસ્પૃશ્યતા જેવી વસ્તુનો નિકાલ પણ ખાખી વિના નહિ થાય. ખાખીનો અર્થ વાંચનાર સમજી લે. ગોરા સિપાહીઓ પૂર્વે લાલ કપડાં પહેરતા તેથી તેઓ લાલ પલટણને નામે ઓળખાતા. બોઅર યુદ્ધમાં માલૂમ પડ્યું કે લાલ ડગલા પહેર્યે ભલે શોભા લાગતી હોય, પણ તેવા પોશાકવાળાને નિશાન બનાવતાં વાર ન લાગે. મેદાનમાં લશ્કરની ભેટ થાય ત્યાં ખાખી પહેરેલું લશ્કર ઝટ ઓળખાઈ પણ નહિ આવે. જ્યાં જંગી સૂકું ઘાસ ઊભું હોય ત્યાં ખાખી રંગનાં કપડાં પહેરી સજ્જ થયેલા સેંકડો માણસોની એકાએક ખબર પણ નહિ પડે. લાલ ડગલો પહેરેલા તુરત તરી આવશે. ખાખી રંગ સૂકા ઘાસના રંગને લગતો છે તેથી તેમાં ભળી જાય છે. બોઅર સિપાહીઓ ખાખી પહેરેલા હતા, તેથી તેમને લાલ ડગલાની સાથે હરીફાઈ કરતાં સહેજે લાભ મળતો હતો. આ ઉપરથી અંગ્રેજી પલટણોમાં ખાખીનો પ્રચાર મૂળ થયો. હવે ખાખીનો અર્થ સિપાહી, બંદૂકવાન અને તે ઉપરથી પશુબળ વગેરે થાય. એટલે જોસફની ખાખીનો અર્થ ખાખી પોશાક પહેરનાર સિપાહી.

જોસફ જેવા સાચા સેવક જ્યારે પોતાના વિચારો બદલે ત્યારે આપણે તે વિચારવાનું હોય, ગભરાવાનું કશું કારણ ન હોય. મોટા સમાજમાં જ્યાં સ્વતંત્ર વિચાર કરવાની છૂટ હોય ત્યાં આવાં પરિવર્તનો થવાનાં જ. બધા એક મતના

અને એમ પણ નથી થવાનું. એક જ માણસ હમેશાં એક જ જાતના વિચારો ધરાવે એમ પણ નહિ બને. પ્રગતિના પેટમાં ફેરફાર સમાયેલા છે જ. પ્રગતિની સાથે ભરતીઓટ રહ્યાં જ છે. ભરતીઓટ ન હોય તો સમુદ્ર શુદ્ધ ન રહી શકે; તેમ સમાજમાં વિચારો તેમ જ વર્તનનાં ભરતીઓટ ન થાય તો સમાજ શુદ્ધ ન રહી શકે, ન થઈ શકે. ભરતીઓટ વિનાની સંપૂર્ણ શાંત શુદ્ધિ તો કેવળ પરમાત્માને વિષે જ છે. એટલે આપણો માર્ગ સાફ છે. અનેક જાતના વિચારોને આપણે ધીરજપૂર્વક તપાસીએ; અને જે યોગ્ય લાગે તે ગ્રહણ કરીએ, અયોગ્ય લાગે તેનો ત્યાગ કરીએ.

આમ તટસ્થ દૃષ્ટિ રાખી શ્રી. જોસફના વિચારો તપાસીએ. ખાખી વિષે તે કહે છે:

"આપણે બધા તો સિપાહી ન થઈ શકીએ; બધાને સારુ એટલી જગ્યા જ નથી. પણ આ પ્રાંતમાં દર વર્ષે આશરે ૫,૦૦૦ માણસોને તૈયાર કરવાનો વિચાર કરી શકીએ છીએ. માણસો અઠવાડિયામાં બે કે ત્રણ વાર કવાયતને સારુ જાય, ને વરસમાં ત્રણ અઠવાડિયાં છાવણી કરી રહે. આવું શિક્ષણ માત્ર કૉલેજોના વિદ્યાર્થીઓને જ માટે નહિ પણ બીજા પણ જે સારા કુટુંબના, અંગ્રેજી નિશાળોમાંથી ભણી ઊતર્યા હોય તેઓ પણ તેમાં દાખલ થઈ શકે. જો આપણે આવા માણસોને આપણા મહોલ્લામાં જતા જોઈએ તો એક નવી વસ્તુ આપણામાં દાખલ થઈ જાણવી. આ જાતની તાલીમ લોકોને ટટાર ઊભતા, ચોખ્ખું વિચારતા ને ચોખ્ખું બોલતા કરી મૂકશે, આપણા જીવનમાં નવો રસ રેડાશે."

મારો અનુભવ આથી ઊલટો છે. ખાખી પહેરેલાને ટટાર ઊભેલા જોવાને બદલે ગટરોમાં પડેલા મેં જોયા છે. જનરલ ડાયર જેવાને સીધું વિચારવાને બદલે અવળું વિચારતા

ને સીધું બોલવાને બદલે અર્થ વિનાનું બોલતા મેં જોયા છે. વિચારશૂન્ય સેનાપતિઓ મેં ભાળ્યા છે. જેને હથિયારબંદ સિપાહી થવાનો શોખ હોય તે સુખેથી થાય, પણ એને એક નવા રચનાત્મક કાર્યક્રમને નામે ઓળખાવવો એ અધીરાઈ અને ઉતાવળિયા વિચારની નિશાની છે. આવી જાતની તાલીમ થોડીઘણી અપાઈ રહી છે. પણ તેમાંથી મહાન પરિણામ નીપજવાની આશા કોઈ રાખતું નથી. હથિયાર બાંધ્યે ને કવાયત લીધે હિંદુસ્તાનના પેચી પ્રશ્નોનો ઉકેલ થવાનો નથી. પણ સદ્ભાગ્યે આ નવા કાર્યક્રમને સારુ હિંદુસ્તાનમાં ભૂમિ નથી. અને જો તે ભૂમિ તૈયાર થઈ શકે તો ધોળા જંગલાને બદલે ઘઉંવર્ણાં જંગલાને આપણાં બાળકોને ભડકાવતા ભાળીશું.

વળી પશ્ચિમમાં આજે હથિયારબંદીની સામે જે નવો વાયુ ફેલાઈ રહ્યો છે તેની વિરુદ્ધ આ નવી રચના છે. પશ્ચિમ હવે પશુબળના યુગથી થાકવા આવ્યું જણાય છે. પશુબળની પૂજાથી પશ્ચિમના લોકોનો આત્મા હણાઈ રહ્યો છે એમ ત્યાંના ડાહ્યા લોકો જોવા લાગ્યા છે.

અન્યાય, અસત્ય વગેરેની સામે થવાની શક્તિની આપણને અવશ્ય જરૂર છે. એ શક્તિ આપણામાં પેદા થઈ ચૂકી છે, અને તેની પાસે તલવાર અને દારૂગોળો નકામાં થઈ પડે છે. શ્રી. જોસફ માને છે કે આપણું હથિયારબંદ તંત્ર બહુમતીનો અનાદર કરનાર લોકોને બંદૂકબળથી વશ કરશે. પણ આ તો પ્રજાબળનો નિષેધ થયો. આનો અર્થ તો એ જ થયો કે જેવું આજ ચાલે છે તેવું શ્રી. જોસફના સ્વરાજમાં પણ ચાલશે; એટલે મૂઆ નહિ પણ પાછા થયા બરાબર

## ૧૩

# હિંસાવાદ

મિ. પેડીનું ખૂન અને શીખ લીગની સભામાં થયેલી મિસિસ કર્ટિસના ખૂનીની વીરપૂજા, એ હિંસાવાદના ભક્તો હજુ ઘણા પડ્યા છે એ દુઃખદ હકીકતને સ્પષ્ટ રીતે પ્રગટ કરે છે. ખૂનીઓની સ્તુતિ કરવામાં હદ ઓળંગાઈ રહી છે. ખૂનની પાછળ રાજદ્વારી હેતુ હતો એ કારણે આપણે દરેક ખૂનીની સ્તુતિ ગાવા બેસીએ તો સ્તુતિ પરથી આપણે કૃતિ પર આવવાના. સજ્જનસિંહની વીર તરીકેની સ્તુતિ સાંભળ્યા પછી, ભગતસિંહ વિષેનો મહાસભાનો ઠરાવ ઘડવામાં મેં ડહાપણ કર્યું કે કેમ એ વિષે મારા મનમાં સંશય ઊપજે છે. મારો હેતુ સાવ ચોખ્ખો હતો. તે કૃત્યને વખોડી કાઢવામાં આવ્યું. શૂરાતન અને આપભોગની વૃત્તિની સ્તુતિ કરવામાં આવી. એની પાછળ આશા એ હતી કે એમ કરતાં આપણે કૃતિ અને હેતુ વચ્ચે ભેદ પાડી શકીશું, અને આખરે રાજ-દ્વારી ખૂનો જેવાં કૃત્યો ગમે તેવા ઊંચા હેતુથી થયેલાં હોય

૫. યુરોપની પ્રજાઓએ સિંહાસને ચડેલી રાજસત્તાના કરતાં વધારે હિંસા વાપરવાની શક્તિ બતાવીને જ સ્વતંત્રતા મેળવી છે.

૬. તેમને — અંગ્રેજોને સુધ્ધાંને — સાચી સ્વતંત્રતા મળી છે એ વિષે શંકા તો છે જ. ત્યાં આમવર્ગને હજુ એમ લાગે છે કે ધનિક વર્ગો, જેમના હાથમાં રાજ્યની લગામ છે, તેઓ પોતાને દળી રહ્યા છે. તેમના વિવિધ પ્રશ્નો રોજ રોજ વધારે ને વધારે અટપટા થતા જાય છે તે જુઓ.

૭. બીજી બાજુ હિંદમાં આપણે જાણીએ છીએ કે અહિંસાને માર્ગે જ લોકસમૂહની તેમ જ સ્ત્રીઓની અજબ જાગૃતિ પેદા થવા પામી છે.

૮. આપણે એટલું સિદ્ધ થયેલું જાણીએ છીએ કે જ્યાં લોકોએ ભૂલો કરી અને હિંસક બન્યા ત્યાં તેઓ પાછા પડ્યા, નીતિબળ ખોઈ બેઠા, અને દબાઈ ગયા.

છેલ્લા બાર મહિનાનો વધારે વિચાર કરું તો આ યાદીનો વિસ્તાર કરી શકું એમ છું, પણ છે એટલી યાદી મારી ગરજ સારવા પૂરતી છે.

જેમને હિંસામાર્ગની તરફેણમાં દૃઢ પ્રતીતિ હોય તેમને હું કહું છું: 'દેશદાઝનો જેટલો યશ તમે પોતે લેવા માગો એટલો જ મને પણ આપશો. એમ હોય તો તમારે મારો પુરાવો સ્વીકારવો જોઈએ કે મારી પદ્ધતિ જોડે તમારી પદ્ધતિ ભેળવીને તમે વેદનાને લંબાવી રહ્યા છો. મારી જાણ પ્રમાણે તમારામાંના કેટલાકની જે માન્યતા છે કે અવારનવાર એકાદ અમલદારનું ખૂન કરવાથી લડતને મદદ મળે છે તેને લવલેશ આધાર નથી. ઊલટું, હું તો જાણું છું કે એકેએક

ખૂને મારી પ્રવૃત્તિમાં વિઘ્ન નાખ્યું છે. તમામ રાજદ્વારી કેદીઓના છુટકારા માટે તમે મારા જેટલા જ આતુર છો એ હું જાણું છું, તમે કદાચ કહેશો કે તમે મારા કરતાં વધારે આતુર છો. તમારે કબૂલ કરવું જોઈએ કે ખુનામરકીની પદ્ધતિથી તેમનો છુટકારો માત્ર પાછો જ ઠેલાય એમ છે. આ સરકારની તેમ જ તમામ સરકારોની રચના જોતાં, જ્યાં સુધી રાજદ્વારી હિંસા થાય છે ત્યાં સુધી, હિંસાને માટે સજા પામેલા રાજદ્વારી ગુનેગારોને તે નહિ છોડે. તેથી બધા બાબતોનો વિચાર કરતાં તમે જો મારી સલાહ અને વિનંતિને લક્ષમાં લેશો, અને રાષ્ટ્ર મારા અખતરાને અજમાવી રહ્યું છે તે વખતે તમારી પ્રવૃત્તિઓને મોકૂફ રાખશો તો સારું થશે.'

તા. ૧૯–૪–'૩૧

## ૧૪

# 'ઘણામાંનો એક' (?)

'ઘણામાંના એક' લખેલો ખુલ્લો પત્ર સ્વર્ગસ્થ સુખદેવનો લખેલો છે. શ્રી સુખદેવ સરદાર ભગતસિંહના સાથી હતા. આ કાગળ તેમના મરણ પછી મને પહોંચાડવામાં આવેલો. સમયના અભાવને લીધે હું તેને વહેલો પ્રસિદ્ધ કરી ન શક્યો. તે કશા પણ ફેરફાર વિના છાપવામાં આવ્યો છે.

લેખક 'ઘણામાંનો એક' નથી. રાજદ્વારી સ્વતંત્રતાને ખાતર ફાંસી વહોરનાર ઘણા નથી હોતા. રાજદ્વારી ખૂન ગમે તેટલું નિંદ્ય હોય તોપણ જે દેશદાઝ અને હિંમત આવાં ભયાનક કામો કરાવે છે તેની કદર કર્યા વિના રહેવાય એમ નથી. અને આપણે આશા રાખીએ કે રાજદ્વારી ખૂનનો સંપ્રદાય વૃદ્ધિ પામતો નથી. જો ભારતવર્ષનો પ્રયોગ સફળ થાય, અને થવો જ જોઈએ, તો રાજદ્વારી ખૂનીનો ધંધો

હમેશને માટે બંધ થઈ જશે. હું પોતે તો એ શ્રદ્ધાથી કામ કરી રહ્યો છું.

મેં ક્રાંતિવાદીઓને તેમની હિલચાલ બંધ લેવા માટે ભાવનાભરી વિનંતિઓ કરવા ઉપરાંત કશું કર્યું નથી એમ લેખક જ્યારે કહે છે ત્યારે તે મને અન્યાય કરે છે. મારો દાવો તો ઊલટો એ છે કે મેં તેમને નક્કર હકીકતો આપેલી છે, જે આ પત્રમાં ઘણી વાર આવી ગયેલી હોવા છતાં ફરી આપી શકાય એવી છે :

૧. ક્રાંતિવાદી પ્રવૃત્તિએ આપણને આપણા ધ્યેયની નજીક આણ્યા નથી.

૨. તેણે દેશનાં લશ્કરી ખર્ચમાં વધારો કરાવ્યો છે.

૩. તેણે કશો પણ લાભ કર્યા વિના સરકારને પ્રતિહિંસા કરવાને કારણ આપ્યાં છે.

૪. જ્યારે જ્યારે ક્રાંતિવાદી ખૂન થયાં છે ત્યારે ત્યારે અમુક સમય સુધી તે તે જગાએ લોકો નીતિબળ ગુમાવી બેઠા છે.

૫. તેણે જનસમૂહની જાગૃતિમાં કશો જ ફાળો આપ્યો નથી.

૬. જનસમૂહ પર એની જે બેવડી ખરાબ અસર થઈ છે, તે એ કે આખરે તેમને વધારાના ખર્ચનો બોજો અને સરકારી ક્રોધનું આડકતરું પરિણામ વેઠવાં પડયાં છે.

૭. ક્રાંતિવાદી ખૂન હિંદની ભૂમિ પર ફાલી શકે એમ નથી, કેમકે ઇતિહાસ આપણને શીખવે છે તેમ હિંદની પરંપરા રાજદ્વારી હિંસાના વિકાસ માટે પ્રતિકૂળ છે.

૮. જો ક્રાંતિવાદીઓ જનસમૂહને પોતાની પદ્ધતિ તરફ વાળવા માગતા હોય તો તે જનસમૂહમાં ફેલાય અને પછી સ્વતંત્રતા મેળવે એને માટે આપણે અનિશ્ચિત મુદત સુધી રાહ જોવી પડે.

૯. જો હિંસાવાદ કદી પણ લોકપ્રિય થાય તો જેમ બીજા દેશોમાં બન્યું છે તેમ તે પાછો વળી આપણને જ ભરખ્યા વિના રહેવાનો નથી.

૧૦. એથી ઊલટી પદ્ધતિની એટલે કે અહિંસાની શક્તિનું ચોખ્ખું પ્રદર્શન ક્રાંતિવાદીઓએ જોયું છે. તેમની છૂટીછવાઈ હિંસા છતાં અને અહિંસાના ઉપાસક કહેવાતા લોકોએ અવારનવાર કરેલી હિંસા છતાં એ અહિંસા ટકી રહી છે.

૧૧. હું જ્યારે ક્રાંતિવાદીઓને કહું છું કે તેમની પ્રવૃત્તિએ અહિંસાની હિલચાલને કશો લાભ નથી કર્યો એટલું જ નહિ પણ ઊલટું તેણે એ હિલચાલને નુકસાન પહોંચાડ્યું છે, ત્યારે તેમણે એ સ્વીકારવું જોઈએ. બીજા શબ્દોમાં કહું તો, જો મને પૂરેપૂરું શાંતિમય વાતાવરણ મળ્યું હોત તો, આપણે અત્યાર સુધીમાં આપણા ધ્યેયને પહોંચી ગયા હોત.

હું દાવો કરીને કહું છું કે આ નક્કર હકીકતો છે. ભાવનાભરી વિનંતિ નથી. પણ આ લેખક તો વળી હું એ પક્ષને જાહેર વિનંતિ કરું છું તેની સામે વાંધો લે છે અને સૂચવે છે કે એ રીતે હું એ હિલચાલને કચડી નાંખવામાં નોકરશાહીને મદદ કરું છું. અલબત્ત નોકરશાહીને એ હિલચાલને પહોંચી વળવા માટે મારી મદદની જરાયે જરૂર નથી. તે તો જેમ ક્રાંતિવાદી સામે તેમ જ મારી સામે જીવ

અચાવવા લડી રહી છે. તે હિંસક કરતાં અહિંસક હિલચાલમાં વધારે જોખમ ભાળે છે. હિંસક હિલચાલને કેમ પહોંચી વળવું તેની તેને ખબર છે. અહિંસાની સામે તે હારી જાય છે. એ અહિંસાએ તો ક્યારના તેના પાયા હલાવી નાંખ્યા છે.

વળી રાજદ્વારી ખૂન કરનારાઓ પોતાની ભયાનક પ્રવૃત્તિનો આરંભ કરતા પહેલાં તેની કિંમત આંકી જ લે છે. મારી કોઈ પણ પ્રવૃત્તિથી તેમનું ભાવિ વધારે બૂરું થઈ શકે એવો સંભવ જ નથી.

અને ક્રાંતિવાદી પક્ષે ગુપ્ત રીતે કામ કરવું રહ્યું એ જોતાં, તેના ગુપ્તવાસ ભોગવતા સભ્યોને જાહેર વિનંતિઓ કર્યા સિવાય મારી પાસે બીજો માર્ગ ખુલ્લો નથી. સાથે એટલું કહી લઉં કે મારી જાહેર વિનંતિઓ સાવ વ્યર્થ નથી નીવડી. ભૂતકાળના ઘણા ક્રાંતિવાદીઓ આજે મારા સાથીઓ બનેલા છે.

આ ખુલ્લા પત્રમાં એ ફરિયાદ પણ છે કે સત્યાગ્રહી સિવાયના કેદીઓને છોડવામાં આવ્યા નથી. એ બીજા કેદીઓના છુટકારાનો આગ્રહ રાખવો અશક્ય કેમ હતો તેનાં કારણો હું આ પાનાંમાં સમજાવી ચૂક્યો છું. હું પોતે તો તેમનો સૌનો છુટકારો ચાહું છું. તેમને છોડવવાને હું પૂરો પ્રયત્ન કરવાનો છું. મને ખબર છે કે એમાંના કેટલાક તો લાંબા વખત પહેલાં છૂટવા જોઈતા હતા. મહાસભાએ એ વિષે ઠરાવ કરેલો છે. શ્રી. નરીમાનને કાર્યવાહક સમિતિએ તમામ નામો ભેગાં કરવા નીમેલા છે. તેમને એ યાદી મળી જાય કે તરત જ તે કેદીઓને છોડાવવા માટે પગલાં લેવામાં આવશે.

પણ જેઓ બહાર છે તેમણે ક્રાંતિવાદી ખૂન અટકાવીને મદદ કરવી જોઈએ. બંને વાતો સાથે સાથે ન ચલાવી શકાય. હા, એવા રાજદ્વારી કેદીઓ જરૂર છે, જે તો ગમે તેમ હોય તોયે છૂટવા જ જોઈએ. હું તો સૌ લાગતાવળગતાને એટલું જ આશ્વાસન આપી શકું કે ઢીલનું કારણ ઇચ્છાનો અભાવ નથી પણ શક્તિનો અભાવ છે. એટલું પણ યાદ રાખવું જોઈએ કે થોડા જ મહિનામાં જો છેવટની સમાધાની થશે તો તે વખતે તો તમામ રાજદ્વારી કેદીઓ છૂટવા જ જોઈએ. એ સમાધાની નહિ થાય તો જેઓ બીજા રાજદ્વારી કેદીઓને છોડાવવા મથે છે તેઓ પોતે જ જેલોમાં જઈને બેસશે.

તા. ૨૬-૪-'૩૧

## ૧૫

## એક ક્રાંતિવાદીને —

મને ભય છે કે, મારે જાહેરજીવનમાંથી નીકળી જવા વિષેની તમારી સલાહ આપવી જેટલી સહેલી છે તેટલી તેને અમલમાં મૂકવી મારે સારુ સહેલી નથી. હું હિન્દુસ્તાનનો — અને તેની મારફત આખી માનવજાતિનો — સેવક હોવાનો દાવો કરનારો છું. આમાં મારી ઇચ્છાને અનુકૂળ એવી જ દિશાએ બધું ચાલ્યા કરે એમ હમેશ ન પણ બને. મારે તડકાછાંયા બન્નેમાં થઈને મારો પંથ કાપવો રહ્યો. જ્યાં સુધી દેશને મારો ખપ છે એમ હું જોઉં ત્યાં સુધી યુદ્ધક્ષેત્રનો ત્યાગ કરી મારાથી કેમ ભાગી છુટાય? જ્યારે મારું કામ પૂરું થશે અને હું અપંગ અગર જરીપુરાણો સિપાઈ બની જઈશ, તે દિવસે બાજુએ પડવાનો જ. આવો વખત ન આવે ત્યાં લગી મારે મારું કામ કર્યે જ જવું રહ્યું. અને ક્રાંતિવાદી પ્રવૃત્તિનું ઝેર નિર્બળ કરવા મારાથી બનતા બધા પ્રયત્નો મારે કરતા રહેવું જોઈએ. કોઈ સદાશયવાળો અને

નિઃસ્વાર્થી વૈદ્ય કોઈ રોગીને તાજી લીલી દ્રાક્ષના રસની જરૂર હોય ત્યાં સોમલનો ઉપયોગ બતાવે, તો તેની ચાહે તેટલી ભલાઈ અને સ્વાર્થત્યાગ છતાં તેને દૂર જ કરવો જોઈએ. હું ક્રાંતિવાદીઓને આપઘાત ન કરવા તથા મરવાની તૈયારી વગરના લોકોને પોતાની સાથે ન ઘસડવા વીનવું છું. હિન્દુસ્તાનનો માર્ગ યુરોપી ન હોય. હિન્દુસ્તાન એટલે કંઈ કલકત્તા મુંબઈ નહિ. હિન્દુસ્તાન તો તેનાં સાત લાખ ગામડાંઓમાં વસે છે; જો ક્રાંતિવાદીઓની સંખ્યા એવડી હોય તો ભલે તેઓ આ લાખો ગામડાંઓમાં જઈ બેસી જાય અને પોતાના લાખો દેશબાંધવોની નિસ્તેજ ઝૂંપડીઓમાં પ્રાણ ફૂંકે. અંગ્રેજ અમલદારો અને તેમના મદદગારોના લોહી માટેની તેમની આવેશભરી અને સદા અતૃપ્ત તૃષાના કરતાં આ કામ તેમના દેશપ્રેમને અને તેમની મહત્ત્વાકાંક્ષાને વધારે શોભા આપનારું છે. એ અમલદારોના પ્રાણ લેવા કરતાં તેમના હૃદયનો પલટો કરવો એ વધુ શ્રેષ્ઠ કાર્ય છે.

તા. ૧૫-૩-'૨૫

# ૧૬

# અહિંસા—સાચી અને ખોટી

જાતિ જાતિ વચ્ચેના કલહો મોટા પ્રમાણમાં અમેરિકામાં આજે ચાલી રહ્યા છે. એ સાહસભૂમિમાં કેટલાંક સાચાં દિલનાં સ્ત્રીપુરુષો એવાં પડ્યાં છે કે જે એ કલહના કૂટ પ્રશ્નનું નિરાકરણ અહિંસાને માર્ગે કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. આવા એક અમેરિકન મિત્રે 'ઇન્કવાયરી' નામનું એક પત્ર મને મોકલ્યું છે જેમાં અહિંસાના સિદ્ધાન્ત ઉપર સરસ ચર્ચા છે. અહિંસામાં કદાચ ખપી જાય એવા કેટલાક દાખલા તેમાં આપેલા છે. એમાંથી ત્રણ નમૂના હું ચૂંટું છું:

૧. "એક ચીનો વિદ્યાર્થી પોતે જેમાંથી સ્નાતક થવાનો હતો તે સ્ટેટ યુનિવર્સિટીના પોતાના અનુભવ વર્ણવતો હતો. ત્યાં ઘણે-ભાગે તો તેના તરફ મિત્રતાભર્યો વર્તાવ બહુ નહોતો બતાવવામાં આવતો, જો કે કેટલાક વિદ્યાર્થીઓએ તેની સાથે મૈત્રી બાંધી હતી, અને એક તો રવિવારની રજા તેને ઘેર ગાળવાને તેને નોતર્યો હતો. બીજી બાજુએ એક બીજો વિદ્યાર્થી તેની પડોશના ઓરડામાં રહેતો હતો તે તેને કનડગત કરવામાં બાકી નહોતો રાખતો. તેના

બારણા ઉપર જોડા ફેંકતો અને બીજાં અનેક અટકચાળાં કરતો. પેલો મિત્ર તેને પોતાને ઘેર લઈ ગયો અને પોતાની મા તથા બહેન સાથે તેની ઓળખાણ કરાવી તેથી આને ભારે ત્રાસ થયો હતો. આમ કહેતાં ચીના વિદ્યાર્થીએ તેને સાંભર્યો, અને તુરત જ તેણે નિશ્ચય કર્યો કે આ વિદ્યાર્થીને મારા પોતાના ખાતર નહિ પણ મારી વહાલી માતૃભૂમિની ખાતર મને માન આપતાં શીખવવું.

"એટલે પોતે આગળ પડીને પેલા વિદ્યાર્થીની મૈત્રી કરવા લાગ્યો. દરરોજ સવારે તે તેને સસ્મિત નમસ્કાર કરે, જો કે પેલો સામા નમસ્કાર કદી ન વાળતો. જેટલી વાર પોતાનું અપમાન થાય તે પણ આ ચીનો વિદ્યાર્થી પી જતો, અને પ્રસન્ન રહી કોઈ પણ રીતે પેલાની સેવા કરવાનો પ્રયત્ન કરતો. જ્યારે પેલા ભાઈનાં ખીસાં ખાલી છે એમ તેના જાણવામાં આવતું ત્યારે તે તેને સિનેમામાં લઈ જતો. એમ કરતાં કરતાં તેઓ એકબીજા સાથે વધારે વાતો કરવા લાગ્યા અને તેમણે જોયું કે ઘણી વાતોમાં તેઓ સમાન રુચિવાળા છે. એટલે થોડા વખત પછી આ મિત્રે પણ ચીના મિત્રને પોતાને ઘેર નોતર્યો.

"'અમે પછી તો દિલોજાન દોસ્ત થયા' એમ તેણે જણાવ્યું. 'અનેક રજા અને રવિવાર મેં તેને ઘેર ગાળ્યા છે; અને યુનિવર્સિટી છોડતી વેળા એક વિદ્યાર્થીને તો જરૂર મારા વિના નહિ ગમે એની મને ખાતરી રહેવાની છે.'"

૨. "એક રેલવે ખ્રિસ્તી યુવકમંડળનો મંત્રી એક રાત્રે રેલવે ઉપર કામ કરતા ૧૨ ડેન મજૂરોને લઈ આવ્યો. તેમને સૂવાની જગા ન હતી. અંગ્રેજી બોલનારા મજૂરો પેલાઓની તરફ જાતિ-દ્વેષને લીધે તેમના આવવા સામે વાંધો લેવા લાગ્યા. આ નવતરાઓમાં એક કુશળ ગવૈયો હતો, તેણે પેલા અમેરિકનો મંત્રીની સાથે તકરાર કરતા હતા ત્યાં પોતાના વાજિંત્ર ઉપર હાથ ચલાવ્યો. તેણે સુંદર સંગીત કર્યું અને તેની તુરત અસર થઈ. અમેરિકનોના

મોં ઉપરનો ક્રોધ ધીમે ધીમે ઊતરવા લાગ્યો, તેમનો તિરસ્કાર તેમના મોંમાં જ રહી ગયો, તેમનાં હૈયાં પીગળ્યાં, અને તે રાત્રે મોડે સુધી બધા પેલા પરદેશીનું ગાન સાંભળતા બેસી રહ્યા."

૩. "કેલિફોર્નિયાના એક ભાગમાં જપાની લોકો રહે છે. કેટલાંક વર્ષ ઉપર જમીનના એજંટો બીજા જપાનીઓને કેટલીક જમીન વેચવા તૈયાર થયા હતા અને ગોરાઓ જપાનીઓનો દરોડો પડશે એ વિચારથી ફફડી ગયા હતા. સભાઓ ભરવામાં આવી અને બન્દરમાં એક પાટિયું લગાવવામાં આવ્યું, જેના ઉપર આ પ્રમાણે લખેલું હતું: 'અહીં જપાનીઓ નથી જોઈતા.'

"એ લત્તાના જૂના જપાની રહીશો જેઓ અત્યાર સુધી ગોરા સાથે સારી રીતે રહ્યા હતા અને તેમના ખેડૂતમંડળના સભ્ય પણ હતા, તેઓ ગોરાઓ પાસે ગયા અને મસલત કરીને એમ ઠરાવ્યું કે જપાનીઓની વસ્તી વધે એ સારું નથી. પાટિયું ફેરવી આ પ્રમાણે સુધારવામાં આવ્યું: 'અહીં વધારે જપાની નથી જોઈતા.'

"આ વાત કહેનાર માણસ કહે છે કે આ બીનાથી કોમનું ઐક્ય વધ્યું અને ગોરાઓ અને જપાની વચ્ચે મીઠાશ પણ વધી. તેનો દાખલો આ. એ લત્તાના જપાનીઓએ જ્યારે જોયું કે અમેરિકન ચર્ચ પૈસાની તંગીમાં હતું ત્યારે તેમણે પોતાના દેવળનું કામ ચલાવવા ઉપરાંત દર વર્ષે તેની મદદમાં અમુક રકમ આપવાનું કબૂલ કર્યું"

આ ત્રણ દાખલાઓમાં પહેલો તો જરૂર અહિંસાનો છે. બીજો અહિંસાના કરતાં સમયસૂચકતાનો છે. અને ત્રીજો તો હકીકત આપી છે તે પ્રમાણે, નામર્દાઈનો નહિ તો કેટલાક જણાએ કર્યું હતું તેમ સ્વાર્થનો દાખલો છે. જૂના જપાની રહીશો પોતાની માલમિલકત સાચવી રાખવાને માટે વધારે જપાનીઓને આવતા અટકાવવામાં સંમત થયા. એ ભલે

વિશ્વને વ્યાપી શકે છે. એ મોટામાં મોટું બળ છે, કારણ આત્માનું એ ઉત્તમોત્તમ પ્રગટ સ્વરૂપ છે. અહિંસાના પૂરા પ્રયોગ માટે સૌમાં સરખી સજ્ઞાન અહિંસા હોવાની જરૂર નથી. એક માણસમાં તે હોય તોયે ચાલે, જેમ એક સેનાપતિ પોતાના ઝંડા તળે ભેગા થતા લાખો સિપાઈઓની શક્તિ ખપાવી દેવાને અથવા નિયમિત કરવાને માટે પૂરતો હોય છે, જો કે એ સિપાઈઓને તેના હુકમના કારણની કશી ખબર નથી હોતી. દશ મસ્તકના રાવણની અસંખ્ય નખશિખ સજ્જ સેનાને હંફાવવાને એક રામનું વાનરસૈન્ય પૂરતું હતું.

તા. ૨૬-૯-'૨૬

## ૧૭

# પરાપૂર્વની દલીલ

એક સજ્જને પોતાના પત્રમાં આપણો દેશ જે તાપોથી પીડાય છે તેનું વર્ણન કર્યું છે. અને ખેતીમાં કેટલાક સુધારા સૂચવીને નીચે પ્રમાણે દલીલ કરી છે:

"આધુનિક સુધારો તો રોગ છે એમ કહી આઘા ખસીને ઊભા રહીશું તો આ બધા સુધારા આપણે ન કરી શકીએ. આપણે એ રોગથી ડરીને દૂર ઊભા રહેવા કરતાં તેની સાથે હિંમતથી આથડવું જોઈએ, અને તેમાંથી જે અનિષ્ટ નીપજે છે તે દૂર કરવાના ઉપાય શોધવા જોઈએ. આપણે હવે વિકાસની એટલી હદ સુધી પહોંચ્યા છીએ કે આ આધુનિક અથવા શયતાની સુધારાથી આપણે દૂર ભાગી જઈ શકીએ એમ નથી. સુગમ વ્યવહારના આ સૈકામાં એક દેશ બીજા દેશથી અલગ, અસ્પૃષ્ટ ન રહી શકે. આર્થિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય બાબતોમાં આપણા પાયા પાશ્ચાત્ય વાયુ હલાવી રહ્યો છે. આ સપાટામાં જે જે મૂર્ખાઈભરેલી વહેમી અને ગૌણ વસ્તુઓ આપણામાં હોય તેને જતી કરીને આપણે સંગીન અને મહત્ત્વની વસ્તુને જ સંઘરવી જોઈએ......આપણે આપણાં જૂનાં બળદગાડાં અને આપણાં માટીનાં કોડિયાંને વળગી રહીશું તે ન ચાલે. આગબોટ

રેલવે, મોટરગાડી, છાપખાનાં અને લોકતંત્રપ્રેમ, અને વિશ્વબંધુત્વની ભાવનાની અસર આપણા ઉપર થયા વિના રહેવાની જ નથી. કોણે ધાર્યું હતું કે પૂર્વમાં જપાન આવડી મોટી જબરદસ્ત પ્રજા બનશે? જો આધુનિક ઉત્પાદન રીતિને ઉપયોગમાં લેવાનો એણે ઇનકાર કર્યો હોત, તો તેની સ્થિતિ આજે ચીનની જે સ્થિતિ છે તે હોત. ચીન આજે બીજી પ્રજાઓની સહાનુભૂતિ જ માગે છે ના? આપણી નેમ તો હિંદુસ્તાન અનામય ઉન્નતિને માર્ગે ચડે એ જોવાની છે. એ કાંઈ જાદુથી ન થાય. આપણે આવક વધારવી જોઈશે. રાષ્ટ્રીય આવક બહુ જ ઓછી છે. અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ તો જણ દીઠ ૫૦ પૌંડ આવક વિના સભ્ય સંસ્કારી જીવન અશક્ય છે એમ પોકારીને કહે છે, ત્યારે બિચારા હિંદુસ્તાનનું શું? પરદેશી હરીફાઈને પહોંચી વળવા માટે આપણે નવા ઉદ્યોગો શરૂ ન કરીએ ત્યાં સુધી આવક શી રીતે વધશે? આપણી આયાત કરતાં નિકાસ પણ વધવી જોઈએ, અને તે થાય ત્યારે જ હિંદી ખેડૂત આરોગ્ય, કેળવણી, સભ્ય જીવનનો વિચાર કરી શકે........હિંદુસ્તાન હજી ટકી રહ્યું છે, કારણ બદલાતી સ્થિતિને તે અનુકૂળ થતું ગયું છે, અને એ થવા માટે સંચા અને મોટા પાયા ઉપર ઉત્પાદન વિના તે ન થઈ શકે.”

આ દલીલ નવી નથી, એ તો પરાપૂર્વની દલીલ જુદા શબ્દમાં મુકાઈ છે. પત્ર લખનાર ભૂલી જાય છે કે હિંદુસ્તાનને ઇંગ્લંડ અને અમેરિકા જેવો દેશ બનવા માટે દુનિયામાં આપણે ખોતરી ખાવા માટે પ્રજાઓ અને સ્થાનો શોધવાં પડશે. આજ સુધી તો પાશ્ચાત્ય દેશોએ યુરોપની બહાર જે જે જાતિઓ મળી આવી તે બધીને ભેગાં મળી ચૂસી છે. હવે નવી દુનિયા મેળવવાની રહી નથી. એ ચુસાયલી, ખોખરી થયેલી પ્રજાઓમાં હિંદુસ્તાનનો પહેલો નંબર આવે છે. જપાન આ લૂંટમાં ભાગ લે છે ખરું. હવે જો હિંદુસ્તાન અને ચીન

આ પ્રમાણે ચુસાવાની ના પાડે તો પેલી ચૂસનારી પ્રજાનું શું થાય? અને જો હિંદુસ્તાન અને ચીન આમ ના પાડે તેને પરિણામે પાશ્ચાત્ય પ્રજાઓ અને જપાન હાથ ઘસતાં થાય તો પશ્ચિમનું અનુકરણ કરવા જતાં હિંદુસ્તાનની શી દશા થાય? ખરે, આજે તો પશ્ચિમ ઉદ્યોગવાદથી અને શોષણ-વાદથી ઓચાઈ ગયું છે. જો પશ્ચિમને એ રોગોની દવા ન મળતી હોય તો પશ્ચિમની નિશાળે ભણનારા આપણે નવા નિશાળિયા એ રોગનું નિવારણ શી રીતે કરી શકીશું? એ આખો ઔદ્યોગિક સુધારો એક ભારે રોગ છે, કારણ એ અનિષ્ટમય છે. મોટાં મોટાં નામોથી આપણે રખે ઠગાતા! આગબોટ અને તારની સાથે મારે અદાવત નથી. ઉદ્યોગવાદ અને તેની સાથે જે અનિષ્ટ પરંપરા લાગેલી છે તે બાદ રાખીને જો આગબોટ અને તાર રાખી શકાતાં હોય તો રાખીએ. એ કાંઈ સાધ્ય નથી. આગબોટ અને તારની ખાતર આપણે ચુસાવાનું કબૂલ ન કરી શકીએ. માનવજાતિના શાશ્વત કલ્યાણને માટે એ અનિવાર્ય વસ્તુઓ નથી. વરાળ અને વીજળીના ઉપયોગ આપણે જાણીએ છીએ એટલે યોગ્ય પ્રસંગે જ, અને ઉદ્યોગવાદમાં તણાયા વિના, તેનો ઉપયોગ આપણે કરી જાણવો જોઈએ. એટલે ઉદ્યોગવાદનો કોઈ પણ રીતે આપણે નાશ કરવો જ રહ્યો.

પત્રલેખકે પોતે જ અજાણતાં ઉપાય સૂચવી દીધો છે; કારણ તે કબૂલ કરે છે કે બીજી પ્રજાઓનો નાશ થઈ ગયો, છતાં આજે હિંદુસ્તાન ટકી રહ્યું છે તેનું કારણ એ છે કે તે 'બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થતું ગયું છે.' અનુકૂળ થવું એટલે અનુકરણ કરવું નહિ. અનુકૂળ થવું એટલે અનિષ્ટનો

હું કાંઈ મૂડીથી ડરતો નથી. મૂડીવાદની સાથે મારે ઝઘડો છે. પશ્ચિમની પાસે કાંઈ શીખવાનું હોય તો તે ધન એક જ સ્થાને અથવા એક જ વર્ગમાં એકત્ર ન કરીને, જાતિ જાતિ અને વર્ગ વર્ગ વચ્ચેની વધારે તુમુલ યાદવી ટાળવાનું છે. મૂડીવાળા અને મજૂરોની વચ્ચે પરસ્પર વિરોધ હોવાની કશી જ જરૂર નથી. હું એવો એકે કાળ કલ્પી નથી શકતો જ્યારે કોઈ કોઈનાથી વધારે ધનવાન ન હોય. પણ જરૂર એવો સમય કલ્પી શકું છું કે જ્યારે તવંગર ગરીબના પેટ પર પગ મૂકીને પૈસો કમાવાને લાત મારશે અને જ્યારે ગરીબ તવંગરની ઈર્ષ્યા ન કરે. જગત છેક નિર્દોષ થયું હશે ત્યારે પણ અસમાનતા આપણે દૂર ન કરી શકીએ, પણ કલહ અને વિખવાદ તો આપણે જરૂર દૂર કરી શકીયે. તવંગર અને ગરીબ ભાઈ ભાઈ તરીકે રહેતા હોવાના ઘણાય દાખલા મોજૂદ છે. આપણે એવા દાખલા ખૂબ વધારી મૂકીએ એટલે થયું.

હિંદુસ્તાનનું ભાવી પશ્ચિમના રક્તમલિન પંથે નથી — પશ્ચિમ જ એથી કંટાળ્યું છે — પણ સાદા અને પવિત્ર જીવનથી જે શાંતિ મળે છે તે શાંતિવાળા રક્તરહિત પંથે છે. હિંદુસ્તાન આજે પોતાનો આત્મા ખોવાના જોખમમાં છે. એ આત્મા ખોઈને એ જીવી ન શકે. એટલે 'પશ્ચિમના હુમલાની સામે અમારાથી ન ટકી શકાય' એમ પ્રમાદથી અને લાચારીથી કહેવાને બદલે આપણે પોતાની અને જગતની ખાતર તેની સામે અટકાવ કરવાને કમર કસવી જોઈએ.

તા. ૧૦-૧૦-'૨૬

## ૧૮

# 'શું કરવું ?'

એક સજ્જન પૂછે છે :

"'રેલગાડીના ડબાના એક ખાનામાં હું ચડવા જાઉં છું, અંદર એક માણસ છે તે જગ્યા હોવા છતાં બારણું બંધ રાખીને મને ચડવા દેતો નથી. આ સ્થિતિમાં મારે શું કરવું ?' "

જવાબ સહેલો છે : (૧) રેલવેના અમલદારની આગળ ફરિયાદ કરવી; (૨) શરીરબળ ને હિંમત હોય તો દરવાજો બળપૂર્વક ઉઘાડીને અંદર પેસવું ને પેલો ધણી થઈ બેઠેલો ઉતારુ લડે તો તેની સાથે લડવું; (૩) જો હિંમત હોય ને આત્મબળ હોય તો પેલા જાલિમની સાથે તે સગો ભાઈ છે એમ ગણી વિનય કરવો. વિનયને વશ ન થાય તો પોતાનો હક જતો કરી બીજે જગ્યા શોધવી, ને ન મળે તો ટ્રેન ખોવી. વિશ્વાસ રાખવો કે આમ કરવામાં જાલિમનું ને પોતાનું ભલું જ છે. જાલિમ ક્યારે સમજે એ વિચાર કરવાનો અધિકાર આપણને નથી.

ત્રણે રસ્તા ગ્રાહ્ય છે. પણ ત્રીજો કેવળ ધાર્મિક છે. પહેલા બે વ્યાવહારિક છે, પણ અધર્મ નથી.

ચોથો રસ્તો કલ્પી શકું છું. પોતે કાયર હોઈ લાચાર થઈ લડવા જતાં માર ખાવાની બીકથી બીજી જગ્યા શોધે છે. તે અધર્મ છે; તેથી તેને ગ્રાહ્ય રસ્તામાં સ્થાન નથી.

બીજો પ્રશ્ન આ છે:

'હું રેલગાડીમાં બેઠો છું. એક સ્ટેશને નીચે પાણી પીવા ઊતર્યો ત્યાં કોઈ માણસ આવીને મારી જગ્યાએ બેસી જાય છે ને ઊઠવાની ના પાડે છે, મારે શું કરવું?'

આનો જવાબ પહેલા પ્રશ્નના જવાબમાં આવી જાય છે એમ મને લાગે છે.

આવા બનાવો રેલગાડીમાં તો નિરંતર બન્યાં જ કરે છે. મારી ઉપર આવી આપત્તિઓ અનેક વેળા આવેલી છે. દરેક જગ્યાએ મેં ત્રીજો રસ્તો જ ગ્રહણ કર્યો છે, ને મને તેથી સંતોષ રહ્યો છે. ઘણી વેળા તો તેથી જાલિમનું હૃદય પીગળ્યાનું મને સ્મરણ છે. વાંચનાર કોઈ એમ ન સમજે કે હું 'મહાત્મા' રહ્યો તેથી મને માણસ ઓળખે એટલે સીધો થાય જ. મારા અનેક અનુભવો જેનું મને સ્મરણ છે તેમાંના ઘણા તો હું 'મહાત્મા' બન્યો તે પહેલાના છે.

પણ ત્રીજો રસ્તો લેવામાં એક શરત રહેલી છે. એ રસ્તો લેનારમાં ધર્મજાગૃતિ હોવી જોઈએ, ને તેમાં અનુકરણ ન હોવું જોઈએ. જો જાલિમની ઉપર મનમાં ક્રોધ આવે તો જાણવું કે ત્રીજો રસ્તો પચ્યો નથી. ધર્મ એ અંતરની વાત છે. બીજાની નકલ કરવા જતાં ધર્મનું પાલન થવાને બદલે પતન થવાનો બહુ સંભવ છે. ગુજરાતની અહિંસાએ

## ૧૯

# બળાત્કાર કે સંયમ?

એક મિત્રે ગૂઢ પ્રશ્ન ઊભો કર્યો છે. તેઓ કહે છે:

"જો બળાત્કારથી કંઈ પણ સુધારા કરવા એ અહિંસા-નીતિવિરુદ્ધ હોય તો કાયદેથી કોઈની પાસે મદ્યપાન છોડાવવું એ પણ બળાત્કાર ગણાય."

આમાં કેટલીક ગેરસમજ છે. કાયદોમાત્ર બળાત્કાર-સૂચક છે, એમ આ મિત્રની માન્યતા જણાય છે. પણ દરેક કાયદો બળાત્કારસૂચક નથી. પોતાના સ્વાર્થને અંગે અને બીજાને દુઃખ દેવાને અર્થે દુઃખ દેવું એ હિંસા છે. એથી ઊલટું કોઈના સુખને અર્થે કોઈને દુઃખ થવા દેવાનો પ્રસંગ આવે તો સ્થિર અને નિઃસ્વાર્થવૃત્તિથી તેમ કરવું એ અહિંસા હોઈ શકે. ચોરના ભયથી બચવા (એટલા મારા સ્વાર્થને સારુ) હું ચોરને દંડ કરું તે હિંસા છે. દરદીના સુખને સારુ શસ્ત્રવૈદ્ય તેની ઉપર શસ્ત્રપ્રયોગ કરે ને તેને દુઃખ દે તે અહિંસા છે. આ દૃષ્ટિએ ચોરને પકડીને તેને દુઃખ દેવાને

મનુષ્યનો આત્મા હણાય છે અને તેની અસર માત્ર તે હણનારની ઉપર જ નહિ પણ વારસો પર ને તેના વાતાવરણ ઉપર પણ પડે છે. બળાત્કારનાં સમગ્ર પરિણામ અને તે પણ લાંબા કાળ સુધીનાં તપાસવાં જોઈએ. બળાત્કાર લાંબા કાળથી ચાલતો આવ્યો છે છતાં આપણે જે જે વસ્તુ વિષે બળાત્કાર વપરાયો છે તે તે વસ્તુને નાબૂદ થયેલી જોતા નથી. ચોરીને સારુ પૂર્વે આકરા દંડ હતા. સહુ અવલોકનશાસ્ત્રીઓનો એવો મત છે કે તેથી ચોરીઓ થતી અટકી નથી. જેમ જેમ સજામાં દયાભાવ દાખલ થતો ગયો છે તેમ તેમ ચોરીઓ ઓછી થઈ છે. ગુનાની સજા કરવા કરતાં ગુનાઓ થવાનાં કારણો શોધી તે નાબૂદ કરવાથી ગુના ઓછા થાય છે.

પણ બળાત્કારથી થતી હાનિનો મોટામાં મોટો પુરાવો તો એ છે કે બળાત્કારથી સુધારો કરવાનો રિવાજ જ્યાં પડી જાય છે ત્યાં લોકો મંદ ને જડ જેવા બને છે. ને દરેક બાબતમાં દંડનો જ ઉપયોગ કરવાનો આળસુ ને જંગલી ઇલાજ લેવામાં આવે છે, તેથી માણસ પોતાના બે મોટા કીમતી ગુણો ખોઈ બેસે છે: ધીરજ અને પ્રયત્ન. એટલે આપણને બળાત્કારના ઉપયોગથી શાંતિ મળે છે એવો આભાસ કદાચ આવે તો પણ તેનું એકંદર પરિણામ તો ખરાબ જ છે એમ અગણિત દાખલાઓથી પૂરવાર કરી શકાય.

તા. ૧૩-૭-'૨૪

"ઉપર્યુક્ત પ્રશ્નો માત્ર પૂછવાની ખાતર આપને પૂછ્યા નથી. આ પ્રશ્નો સંબંધી અહીંની શાળાના અધ્યાપકો વચ્ચે કેટલાક સમયથી ચર્ચા ચાલે છે, અને તે દરમ્યાન કેટલાક ભાઈઓએ કરેલી દલીલોને જ મેં ઉપરના પ્રશ્નોમાં સમાવેલી છે. આ પ્રશ્નો મહત્ત્વના હોવાથી તેમના ઉત્તર આપ 'નવજીવન' મારફત આપશો, તો ઘણા શિક્ષકભાઈઓને તે માર્ગદર્શક થઈ પડશે."

મારો અભિપ્રાય તો એવો છે કે કોઈ પણ પ્રકારની શિક્ષા વિદ્યાર્થીઓને કરવી એ અયોગ્ય જ છે. વિદ્યાર્થીઓના પ્રત્યે શિક્ષકોના મનમાં જે માન અને શુદ્ધ પ્રેમ હોવાં જોઈએ તેમાં એમ કરવાથી ન્યૂનતા આવે છે. દંડ દઈને વિદ્યાર્થીઓને શીખવવાની પદ્ધતિનો દિવસે દિવસે ત્યાગ થતો જાય છે. હું જાણું છું કે કેટલાક પ્રસંગો એવા બની જાય છે કે જ્યારે ભારેમાં ભારે શિક્ષકથી પણ દંડ દીધા વિના રહેવાતું નથી. પણ એ અપવાદરૂપે હોય, અને તેનું કોઈ પણ રીતે સમર્થન ન થવું જોઈએ. તેને મારવું પડે એટલી એ ભારે શિક્ષકની પણ કળાની ન્યૂનતા ગણાવી જોઈએ. સ્પેન્સર જેવાએ જોકે શિક્ષામાત્રને અયોગ્ય ગણી છે. પોતાના સિદ્ધાન્તોનો તે હમેશાં અમલ નથી કરી શક્યો. મેં આવો જવાબ આપ્યા પછી જે પ્રશ્નો પુછાયા છે તેનો વિગતવાર જવાબ આપવાપણું રહેતું નથી.

શિક્ષાનો મેળ અહિંસાની સાથે સામાન્ય રીતે તો ન થઈ શકે. એવા દાખલા હું અવશ્ય ઘડી શકું છું કે જેમાં શિક્ષાને શિક્ષા ન ગણાય. પણ એ દાખલાઓ શિક્ષકોને સારુ નિરર્થક ગણાવા જોઈએ. જેમકે કોઈ બાપ અતિશય દુઃખી થયો હોય અને દુઃખમાં પોતાના દીકરાને સજા કરે એ પ્રેમની

## ૨૧

# કીડી ઉપર કટક

મુંબઈથી નીચેની વિચારવા જેવી ફરિયાદ આવી છે:

" જ્યારે એક માણસ રસ્તામાં જતાં કોઈના ખીસામાંથી અથવા કોઈ છોકરાના અંગ ઉપરથી કંઈ કીમતી વસ્તુ તફડાવવા મહેનત કરે અને આમ કરતાં તે પકડાઈ જાય તો લોકો તેને એવો તો નિર્દય રીતે મારે છે કે આપણને મારનારની તરફ ધિક્કારની દૃષ્ટિથી જોવાનું મન થાય છે. એવો જ એક દાખલો તા. ૧૮–૬–'૩૧ ને રોજ બન્યો. જ્યારે હું ભૂલેશ્વરથી જતો હતો ત્યારે એક પરદેશી જેવા દેખાતા માણસે કોઈના ખીસામાં હાથ નાખ્યો કે કોઈના બાળકના ગળામાંથી કંઈ કાઢી લેવાની હિંમત કરી, પણ આમ કરતાં તે પકડાઈ ગયો. એટલે રસ્તે ચાલતા લોકો તેના ઉપર તૂટી પડ્યા ને ક્રૂર રીતે મારવા લાગ્યા. કોઈએ તેને બોચી ઉપર, કોઈએ તેના પેટમાં અને કોઈ તો તેની પાંસળીમાં મુક્કા મારવા લાગ્યા. એક પાતળા દેખાતા માણસ તો એને છત્રીથી, જેમ એક બળદને પરોણી ખોસવામાં આવે છે તેમ, ગોદા મારવા લાગ્યા. હું ધારું છું કે પોતે બહુ સશક્ત નહિ હોવાને લીધે છત્રીનો આધાર લીધો હશે. આ માર મારવાની અંદર ટીલાં તાણેલા ભગતનો પણ સમાવેશ થાય છે. આવી રીતનો માર પડતો જોઈ મેં ને એક બીજા ભાઈએ પેલા છત્રી મારનારને કહ્યું: 'આવી રીતે મારવાથી, શું વળવાનું છે. તમે એને પોલીસને આપી દો. આમ પશુની માફક મારવાથી આપણે અહિંસાનો પાઠ ભૂલી જઈએ છીએ.' તે માણસે જવાબ આપ્યો. 'ત્યારે મારે નહિ તો શું કરે ! તમે પણ મારા સાહેબ કેવા છો ? એવા ચોરી કરનારને તો મારી નાખવા જોઈએ, મારી નાખવા.'

પણ નથી ઊઠતો. હિંસક પણ બહાદુર માણસ આમ કોઈની ઉપર પ્રહાર ન જ કરે. પકડાઈ ગયેલા ચોર ખૂનીને પણ દંડ દેવાનો પ્રજાને અધિકાર નથી, પોલીસને પણ નથી. એ અધિકાર કેવળ ન્યાયાધીશને છે. પ્રજા એવા માણસને પકડી શકે છે, ને જો પકડે તો પોલીસને હવાલે કરે. આ માર મારવો એ ગુનો છે ને પેલો ખીસાચોર જો ફરિયાદ કરે તો પોલીસનો મારનારને પકડવાનો ધર્મ છે, ને માર સિદ્ધ થયે ન્યાયાધીશનો સજા કરવાનો ધર્મ છે. અને જે પ્રમાણે વર્ણન છે તે પ્રમાણે માર પડ્યો હોય તો તે મહાવ્યથાનો ગુનો ગણાય એટલે મારનારને જેલ જ મળે. પણ આમ મારનાર પોતાને સુરક્ષિત માને છે, કેમકે ચોરને મારવાની પ્રથા પડી ગઈ છે. ચોરનું બિચારાનું કોણ સાંભળે?

ખરું છે કે ચોરને મારનાર પોતે ઘણાખરા સફેદ ચોર છે. તેથી જ જ્યારે પુરાણા જમાનામાં લોકોએ એક વેશ્યાને પથ્થર મારવાનો આદર કર્યો ત્યારે ઈસુએ મૃદુ અવાજે કહ્યું, 'તમારામાં જે નિર્દોષ હોય તે પહેલો પથ્થર ફેંકે.' કથાકાર કહે છે કે પથ્થર ફેંકવાની કોઈની હિંમત ન ચાલી. કથરોટ કૂંડાને શું હસે? પેલા ખીસાચોરને કદાચ રોટલાના સાંસા હોય, જ્યારે સફેદ ચોર પોતાના ભોગો પૂરવા ચોરી કરતો હોય. દોષિત દોષિતનો ન્યાય ન કરી શકે એ વિચારના વિસ્તારમાંથી અહિંસાનો જન્મ થયો છે. પણ આપણે ભલે અહિંસા-સરોવર લગી ન પહોંચીએ; સામાન્ય ન્યાયના આરા લગી જઈએ તો બસ છે.

તા. ૧૯–૭–'૩૧

બગાડચું નહોતું. જ્યારે બે જાતિઓ વચ્ચે લડાઈ જાગે ત્યારે તેમાંની કોઈ પણ એકનો પક્ષ લેવાના નિર્ણય પર આવતા પહેલાં માણસે બન્ને પક્ષનું સાંભળી લેવું જોઈએ. છેલ્લી લડાઈમાં તો આપણી આગળ એક જ બાજૂનું ગાવામાં આવતું. અને તે ગાયાં કરનારી પ્રજા પણ તેની પ્રામાણિકતા કે સત્યવાદીપણા વિષે કંઈ પંકાયેલી નહોતી. સત્યાગ્રહ અને હિંસાના કાયમના હિમાયતી તમે, શા માટે તમે લોકોને તેઓ જે લડાઈના ધર્મી અધર્મી પક્ષ વિષે અંધારામાં હતા તેવી લડાઈમાં સામ્રાજ્યતૃષ્ણાના કીચડમાં હવાતિયાં મારતી પ્રજાની ભૂખ શમાવવાને સારુ લડવા લલચાવ્યા? તમે કહેશો તે વખતે તમને બ્રિટિશ નોકરશાહીમાં શ્રદ્ધા હતી. એક પરદેશી પ્રજા, જેનું એકેએક કૃત્ય તેણે આપેલાં વચનોનું હડહડતું વિરોધી નીવડયું છે તેનામાં શ્રદ્ધા હોવી કોઈ પણ શખસને સારુ શકય છે શું? તો તમારા જેટલા બુદ્ધિવાન પ્રતિભાવાન પુરુષની બાબતમાં તો એવું બને જ કેમ? આ બીજી ગૂંચનો પણ મને આપની પાસેથી જવાબ જોઈએ છે.

"ત્રીજી પણ એક વાત મારે કરવાની છે. આપ અહિંસાવાદી છો. અને આજની સ્થિતિમાં તો ભલે આપણને કડક અહિંસાવાદી રહેવું લાજમ હોય પણ જે દિવસે હિંદુસ્તાન સ્વતંત્ર હશે અને તે દિવસે જો કદી કોઈ પરરાજ્યે આપણા પર હુમલો કર્યો તો શું ત્યારે પણ આપણે હથિયારની આભડછેટ માનીશું? તે જ પ્રમાણે રેલવે, તાર અને આગબોટો જે દિવસે આપણા દેશનો માલ પરદેશ ઘસડવાનાં હથિયાર બનતાં બંધ થશે તે દિવસે પણ શું આપ તેનો બહિષ્કાર કરવા કહેવાના?"

મારા વર્તનમાં પરસ્પર વિરોધ હોવાને લગતી અનેક ટીકાઓ મેં સાંભળી છે તેમ જ વાંચી છે. પણ તે જોડે મને એકલાને જ નિસબત હોય છે તેથી ઘણુંખરું હું તેના જવાબ આપવાની ભાંજગડમાં નથી ઊતરતો. પણ ઉપલા ભાઈએ

કાજી બનવાનું કામ મને મારું ન લાગ્યું. બોઅર લડાઈ વેળાએ શું, ઝુલુ બળવા વખતે શું, અગર તો છેલ્લી લડાઈમાં શું—સલ્તનતના મંત્રીઓમાં દુષ્ટ બુદ્ધિનું હું આરોપણ નહોતો કરતો. અંગ્રેજ લોકો ખાસ કરીને બૂરા હોવાનું અગર તો ઇતર મનુષ્યોના કરતાં નપાવટ હોવાનું મેં માન્યું નહિ અને હજુયે તેવું માનતો નથી. હું તે વેળાએ પણ તેમને ઉચ્ચ હેતુઓ ધરાવવાને અને ઉચ્ચ કાર્યો કરવાને હરકોઈ પ્રજાના જેટલા જ લાયક અને ભૂલો કરવાને પણ તેટલા જ પાત્ર સમજતો અને હજુ સમજું છું.

તેથી મને લાગ્યું કે સલ્તનતના સંકટની ઘડીમાં એક માણસ તરીકે અને શહેરી તરીકે મારી અલ્પ સેવા અર્પણ કરી એટલે મેં મારો ધર્મ બજાવ્યો. સ્વરાજમાં પણ દરેક દેશવાસી પાસેથી તેના દેશને માટે હું એવા જ વર્તનની આશા રાખું. જો દરેક વેળાએ અને દરેક પ્રસંગે દરેક જણ પોતે જ પોતાનો કાયદો બને અને વિસનગરી કાંટો લઈને આપણી ભાવિ રાષ્ટ્રીય મહાસભાનુ પ્રત્યેક કાર્ય તોળી જોવા બેસે, તો મને તો ભારે દુઃખ થાય. હું તો ઘણીખરી બાબતોમાં રાષ્ટ્રના પ્રતિનિધિઓના નિર્ણય આગળ મારો અંગત નિર્ણય જતો કરી રાષ્ટ્રની આજ્ઞા માથે ચડાવું. માત્ર એ પ્રતિનિધિઓને ચૂંટી મોકલવામાં હું ખાસ સંભાળ લઉં. હું જાણું છું કે બીજી કોઈ પણ રીતે પ્રજાકીય સરકારની સંસ્થા એક દહાડો પણ ચલાવી ન જ શકાય.

આ મારા તે કાળના વર્તનની મીમાંસા. આજ?

આજે મારી સામે આખો નકશો ફરી ગયો છે. મારી આંખો મને લાગે છે ખૂલી ગઈ છે. અનુભવે મને વધુ સમજણ

નહિ પણ સમજપૂર્વક નિષ્કામ ઢબે કાર્ય કર્યાં જઈને જ તે મુક્તિ મારે મેળવવી રહી. અને આ લડતનું રહસ્ય જ આત્મતત્ત્વને મુક્ત અને પૂર્ણ સ્વાધીન કરવા સારુ શરીર-તત્ત્વનો સતત્ યજ્ઞ કરવાના મુદ્દામાં રહેલું છે.

વળી હું એક બાજૂએ જ્યારે બીજાઓના જેવો જ સામાન્ય સમજણવાળો અહિંસાવાદી શહેરી હતો ત્યારે બાકીના તેવા અહિંસાવાદી ન છતાં સરકાર પ્રત્યેના રોષ અને દ્વેષ-ભાવને લીધે જ તેને મદદ કરવાની પોતાની ફરજ બજાવવાની ના પાડનારા હતા. તેમના ઇનકારના મૂળમાં તેમનું અજ્ઞાન અને દુર્બળતા હતાં. તેમના સાથી તરીકે તેમને સાચે માર્ગે દોરવા એ મારો ધર્મ હતો. તેથી મેં તેમની સામે જે તેમની દેખીતી ફરજ હતી તે મૂકી, અહિંસાતત્ત્વ સમજાવ્યું અને પસંદગી કરવા કહ્યું. તેમણે તે કરી અને મને તેનું કશું ન લાગ્યું.

આમ અહિંસાની દૃષ્ટિએ પણ મારા કાર્યમાં હું પરતાવો કરવાપણું નથી જોતો; કારણ સ્વરાજ્યમાં સુધ્ધાં જેઓ હથિયાર બાંધતા હશે તેમને તેમ કરવા અને દેશને ખાતર લડવા કહેતાં હું અચકાવાનો નથી.

અને એમાં જ લેખકના બીજા પ્રશ્નનો ઉત્તર આવી જાય છે. મારા મનોરથની ઢબના સ્વરાજ્યમાં તો હથિયારની ક્યાંયે આવશ્યકતા જ નથી; પણ આજના આ પ્રજાકીય પ્રયત્નમાંથી એવું હિંદસ્વરાજ નિપજાવવાની મારી ધારણા નથી. કારણ એક તો એ વસ્તુને તાત્કાળિક ધ્યેયરૂપે ફળિભૂત કરવાને આજનો પ્રયત્ન જ નથી અને બીજું એ કે એવી તૈયારી ઉપર પ્રજાને લઈ જવાને સારુ ઘટતો વર્તનક્રમ ઘડી

રેલ-તારનાં જાળાંઓથી સાંધી મેલવાની બળતરા ન રાખવાની હું પ્રજાને સલાહ આપું ખરો.

સ્વતંત્રતાની હૂંફથી પ્રજા જ્યારે ટટ્ટાર થશે તે વેળાએ તે જોશે કે આ વસ્તુઓ આપણી પ્રગતિના કરતાં આપણી ગુલામીને સારુ વધુ સાધનભૂત હોવાથી આપણા રાજકર્તાઓને જરૂરી હતી. પ્રગતિ તો લંગડી સ્ત્રી જેવી છે. એ ખોડંગતી ખોડંગતી ફૂદકે ફૂદકે જ આવે; તાર કે રેલથી તેને મોકલી શકાય નહિ.

તા. ૨૦-૧૧-'૨૧

તેમણે માની લીધેલું કે ત્યારબાદ મારા વિચારોમાં ફેરફાર થયો હશે.

હકીકતમાં જે વિચારશ્રેણીને વશ થઈ હું બોઅર યુદ્ધમાં પડ્યો હતો, તેનો જ ઉપયોગ આ વેળા પણ કર્યો હતો. યુદ્ધમાં ભાગ લેવો એ અહિંસાની સાથે ઘડ બેસે તેવું નથી એ હું બરોબર જોતો હતો. પણ કર્તવ્યનું ભાન થવું એ હમેશાં દીવા જેવું સ્પષ્ટ નથી હોતું. સત્યના પૂજારીને ઘણી વેળા ગોથાં ખાવાં પડે છે.

અહિંસા વ્યાપક વસ્તુ છે. હિંસાની હોળીની વચ્ચે સપડાયેલા આપણે પામર પ્રાણી છીએ. 'જીવ જીવની ઉપર જીવે છે,' એ ખોટું વાક્ય નથી. મનુષ્ય એક ક્ષણ પણ બાહ્ય હિંસા વિના નથી જીવી શકતો. ખાતાંપીતાં, બેસતાં-ઊઠતાં, બધી ક્રિયાઓમાં, ઇચ્છા અનિચ્છાએ કંઈક હિંસા તે કર્યા જ કરે છે. તે હિંસામાંથી નીકળવાનો તેનો મહાપ્રયાસ હોય, તેની ભાવનામાં કેવળ અનુકંપા હોય, તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુનો પણ નાશ ન ઇચ્છે અને યથાશક્તિ તેને બચાવવાનો પ્રયાસ કરે, તો તે અહિંસાનો પૂજારી છે. તેની પ્રવૃત્તિમાં નિરંતર સંયમની વૃદ્ધિ હશે, તેનામાં નિરંતર કરુણા વધતી હશે. પણ કોઈ દેહધારી બાહ્ય હિંસાથી સર્વથા મુક્ત નહિ થઈ શકે.

વળી અહિંસાના પડમાં જ અદ્વૈત ભાવના રહેલી છે. અને જો પ્રાણીમાત્રનો અભેદ હોય તો એકના પાપની અસર બીજાની ઉપર થાય છે તેથી પણ મનુષ્ય હિંસાથી કેવળ અસ્પૃષ્ટ નથી રહી શકતો. સમાજમાં રહેલો મનુષ્ય સમાજની હિંસામાં અનિચ્છાએ પણ ભાગીદાર બને છે. જ્યારે બે

જવાબદાર છે. એ પ્રમાણે વિચારતાં લશ્કરમાં ઘાયલની સારવાર કરવાના જ કામમાં રોકાઈ જનાર યુદ્ધના દોષોમાંથી મુક્ત નથી રહી શકતો.

આ વિચારો મેં પોલાકનો તાર આવતા પહેલાં જ કરી મૂકેલા હતા. તેમનો તાર આવતાં મેં તેની ચર્ચા કેટલાક મિત્રોમાં કરી. યુદ્ધમાં ભાગ લેવામાં મેં ધર્મ માન્યો; ને આજે પણ તેનો વિચાર કરું છું, તો મને ઉપરની વિચાર-શ્રેણીમાં દોષ નથી લાગતો. બ્રિટિશ સામ્રાજ્ય વિષે હું ત્યારે જે વિચારો ધરાવતો હતો તેને અનુસરીને મેં ભાગ લીધો, તેથી મને તેનો પશ્ચાત્તાપ પણ નથી.

હું જાણું છું કે મારા ઉપલા વિચારોની યોગ્યતા હું ત્યારે પણ બધા મિત્રોની પાસે સિદ્ધ નહોતો કરી શક્યો. પ્રશ્ન ઝીણો છે. તેમાં મતભેદને અવકાશ છે. તેથી જ અહિંસાધર્મને માનનાર ને સૂક્ષ્મ રીતે તેનું પાલન કરનારાઓ સમક્ષ બની શકે તેટલી સ્પષ્ટતાથી મેં મારો અભિપ્રાય રજૂ કર્યો છે. સત્યનો આગ્રહી રૂઢિને વળગીને જ કંઈ કાર્ય ન કરે, તે પોતાના વિચારને હઠપૂર્વક ન વળગે, તેમાં દોષ હોવાનો સંભવ હમેશાં માને, અને તે દોષનું જ્ઞાન થાય ત્યારે ગમે તેટલાં જોખમો હોય તે ખેડીને પણ તેનો સ્વીકાર કરે ને પ્રાયશ્ચિત્ત પણ કરે.

તા. ૧૨–૨–’૨૮

૩

# યુદ્ધની સામે યુદ્ધ

## ૧

એક જણ લખે છે:—

"આ લખવાનું કારણ એ છે કે, સત્ય અને અહિંસાના પૂજારી તરીકે યુદ્ધ પ્રત્યેની તમારી વૃત્તિ વિષેનું 'આત્મકથા'નું પ્રકરણ (આત્મકથા ભા. ૨ પૃ. ૭૯ 'ધર્મનો કોયડો') વાંચીને ઘણાંનાં મન ખળભળી ઊઠ્યાં છે, અને મારાથી વધારે શક્તિવાળા લોકો આપને તે વિષે લખશે. મને જે કેટલીક વસ્તુઓ સૂઝે છે તે આપને જણાવવા ઇચ્છું છું.

"સત્ય-અહિંસાનો સાચો પૂજારી, પોતે ખરાબ વસ્તુઓનો વિરોધ ન કરી શકતો હોય તોપણ, તેમની જોડે કદી સંગ તો ન જ પાડી શકે, એ એના વર્તનનો મૂળભૂત સિદ્ધાંત નથી શું? કેટલાક કહે છે એમ, યુદ્ધ એક આવશ્યક અનિષ્ટ છે; પરંતુ તેથી કરીને, તે પતી ગયે તેમાંથી જગતને તેની દુષ્ટતાનું વધારે ભાન થશે એ આશા બાંધી, એને મદદ કરવી એ બહાનું બરાબર નથી, ન હોઈ શકે. ઊલટું બને છે તો એમ કે, માણસની નિષ્ઠુરતા

વધારે જોરદાર થાય છે અને જીવન પ્રત્યેની પાવિત્ર્યની લાગણી નાશ પામે છે.

"આપ દલીલ કરો છો ને કહો છો એવી જ રીતે હિંસાવાદી પણ કહી શકે, 'અમે યુરોપિયનોનાં હુમલો અને ત્રાસનીતિ રોકી શકતા નથી; સમુદાયબળ વડે પણ નથી રોકી શકતા. પરંતુ જો અમે એમનાં જ શસ્ત્રો દ્વારા એમનો સામનો કરી એ શસ્ત્રોની ખરાબી તેમને બતાવીએ તો તેઓ તેમની નીતિમાં રહેલી બેવકૂફી સમજશે અને આપણે સ્વતંત્ર થઈશું, અને આપણે ત્રાસનીતિમાંથી જગતને પણ ઉગારી લઈશું. જ્યાં સુધી આપણા રાજ્યકર્તાઓ હિંસાબળનો ઉપયોગ કરે છે અને આપણને ત્રાસનીતિનો તિરસ્કાર છે, ત્યાં લગી, આ શસ્ત્રો આપણને ન વળગી પડે એટલું સાચવી, એમનો ઉપયોગ કરતા રહીએ એમાં શું નુકસાન?

"યુરોપીય મહાયુદ્ધે પ્રજાઓનું અને ખાસ કરીને વિજેતાઓનું કાંઈ પણ ભલું કર્યું છે ખરું?........યુદ્ધ ગમે તેવું 'ધર્મ્ય' હોય, છતાં કોઈ પણ યુદ્ધમાંથી કશુંય સારું નીપજી શકે? એમાં સક્રિય કે નિષ્ક્રિય એવી કોઈ પણ રીતે અનુમતિ આપવાને બદલે એનો વિરોધ કરવો ને એમ સિદ્ધાંતપાલન અર્થે દુઃખ વહોરવું એ આપણી ફરજ નથી? સક્રિય રીતે લડાઈમાં ભાગ લેનારા કરતાં તેમાંથી દૂર રહેનારા શાંતિવાદીઓએ સિદ્ધાંતસેવા વધારે સારી બજાવી એમ આપ નથી માનતા? ૧૯૧૪માં જ્યારે આપ બ્રિટિશ ન્યાયબુદ્ધિમાં શ્રદ્ધાવાન હતા ત્યારની આપની મનોવૃત્તિ કદાચ આપ કહો છો એવી હશે. આજ આપને એ યોગ્ય લાગે છે? ધારો કે આવતી કાલે યુદ્ધ ઊપડે; તો શું આપ, લડાઈ પૂરી થયે વસ્તુસ્થિતિ વધારે સુધરશે એ આશાએ ઇંગ્લંડને મદદ કરવા તૈયાર થાઓ?

"મારે જે કહેવું છે તે ઉત્તમ રીતે હું મૂકી નથી શક્યો એ જાણું છું; પણ મારા કહેવાનો મર્મ આપ સમજી શકશો. એનો ઉત્તર મળશે તો રાજી થઈશ."

'ઉત્તમ રીતે' આ પત્રલેખકે પોતાની વસ્તુ નથી રજૂ કરી એમ મને પણ લાગે છે. વાચકોમાં એક એવો વર્ગ હોય છે કે જે ગંભીર લખાણો પણ કાળજીપૂર્વક નથી વાંચતો, અને તે એટલા જ માટે કે તે લખાણ એક સાપ્તાહિકમાં આવ્યાં છે! લખનાર ભાઈ આ વર્ગના પ્રતિનિધિરૂપ છે. એમના જેવા વાચકો પ્રસ્તુત પ્રકરણ જો ફરીથી વાંચશે તો તેઓ આટલું એમાંથી તારવી શકશે:—

(૧) મેં સેવાનું બીડું ઝડપ્યું તે એટલા માટે નહિ કે હું યુદ્ધમાં માનનારો હતો. ઓછામાં ઓછું આડકતરી રીતે તેમાં ભાગ લેવામાંથી બચી જ શકાય તેમ નહોતું.

(૨) યુદ્ધમાં ભાગ લેવાનો વિરોધ કરવાનો મારો અધિકાર નહોતો.

(૩) જેમ, પાપમાં ભાગીદાર થવાથી પાપ દૂર થઈ શકે એમ હું નથી માનતો, તેમ જ હું નથી માનતો કે, યુદ્ધમાં ભાગ લેવાથી યુદ્ધનિરોધ સધાઈ શકે. પરંતુ, જેને આપણે પાપયુક્ત કે અનિષ્ટ સમજીએ છીએ એવી અનેક વસ્તુઓમાં આપણે ખરેખર લાચારીથી સંડોવાવું પડે છે, એ વસ્તુ અલગ છે એ સમજવાની અહીં જરૂર છે.

(૪) હિંસાવાદી જ્ઞાનપૂર્વક, ચાહીને અને પહેલેથી ધારીને ત્રાસનીતિમાં પડે છે, એટલે એની દલીલ અપ્રસ્તુત છે.

(૫) કહેવાતા વિજેતાઓને યુદ્ધે, ચોક્કસ, કાંઈ જ ફાયદો નથી કર્યો.

(૬) જે શાંતિવાદીઓએ પોતાના વિરોધને કાજે જેલ-યાતના ભોગવી એમણે જરૂર શાંતિસ્થાપનની સેવા કરી.

(૭) જો કાલે બીજું યુદ્ધ જાહેર કરવામાં આવે તો, ચાલુ સરકાર વિષેના આજના મારા વિચારો પ્રમાણે, હું તેને કોઈ પણ સ્વરૂપે મદદ ન કરી શકું. ઊલટું, મારાથી બનતું કરીને હું બીજાઓને મદદ કરતા રોકવા મથું અને શક્ય હોય એ બધાં અહિંસામય સાધનો વાપરીને એની હાર નીપજે એમ કરું.

તા. ૮-૩-'૨૮

## ૨

છેલ્લા યુદ્ધમાં મેં લીધેલા ભાગ સંબંધીનું 'આત્મકથા'નું પ્રકરણ હજી પણ મિત્રો અને ટીકાકારોને ગૂંચવાડામાં નાંખી રહ્યું છે. આ એક બીજો પત્ર આવ્યો છે:—

"આપની 'આત્મકથા'ના ખંડ ૪ થાના ૩૮મા પ્રકરણમાં આપ પહેલી જ વાર, ૧૯૧૪-૧૮ ના યુદ્ધમાં આપે લીધેલા ભાગને વિષે ચર્ચા ઉપાડો છો. તેમાંની કેટલીક બાબતો મને હરકતકર્તા લાગી; પણ, આપ આગળના પ્રકરણમાં એ વિષે વધુ કાંઈક કહેશો અથવા ચર્ચાપત્રોથી કદાચ તેમ થશે, એ આશાએ મેં રાહ જોઈ. કાંઈક અંશે એ સાચું ઠર્યું. છતાં, મને સંતોષે એ રીતે એ મુદ્દાનો ખુલાસો ન થયો. આપ ભૂલ કરો છો એવો ભાવ મારા મનમાં મુદ્દલ નથી. પરંતુ, આપના કહેવાનો પૂરેપૂરો અર્થ હું નથી ગ્રહણ કરી શક્યો, એ ખાતરીથી હું આ લખું છું. અને મારા જેવી સ્થિતિ બીજા અનેકની હશે એમ માનીને, હું જેના ખુલાસા મેળવવા આતુર છું એ આપને પૂછવાની ધૃષ્ટતા કરું છું.

"પહેલો મુદ્દો આ છે: યુદ્ધમાં ભાગ લેવાને સીધી પ્રેરણા આપને શામાંથી મળી? (પ્ર૦ ૩૯, ખંડ ૪ માં) આપ કહો છો, 'જો મારે તે રાજ્યની સાથે છેવટે વહેવાર રાખવો હોય......તો

કાં તો મારે યુદ્ધનો ઉઘાડી રીતે વિરોધ કરી, જ્યાં લગી તે રાજ્યની યુદ્ધનીતિ બદલાય નહિ ત્યાં લગી તેનો સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે બહિષ્કાર કરવો જોઈએ, અથવા તેના ભંગ કરવા યોગ્ય હોય તેવા કાનૂનોનો સવિનય ભંગ કરી જેલનો રસ્તો શોધવો જોઈએ. અથવા મારે તેની યુદ્ધપ્રવૃત્તિમાં ભાગ લઈ તેની સામે થવાનાં શક્તિ અને અધિકાર મેળવવાં જોઈએ. આવી શક્તિ મારામાં નહોતી. એટલે મારી પાસે યુદ્ધમાં ભાગ લેવાનો જ રસ્તો રહ્યો હતો એમ મેં માન્યું.'

"યુદ્ધમાં ભાગ લેવા દ્વારા, યુદ્ધની હિંસા સામે થવાનાં એવાં તે કયાં 'શક્તિ અને અધિકાર' આપે મેળવવાની આશા રાખેલી?

"આટલું હું જોઉં છું કે લડનાર રાષ્ટ્રોની પ્રજાથી આપની સ્થિતિ ભિન્ન હતી અને વ્યક્તિગત હતી. તેઓની જેમ, આપને રંગરૂટમાં ભરતી થવું પડે એમ નહોતું. એટલે અલબત્ત, આપને માટે 'પૅસિવ રિઝિસ્ટન્સ'નો માર્ગ નહોતો રહેતો અને, અધિકારના પીઠબળ વગર યુદ્ધ સામે જાહેર વિરોધ જણાવવો એ તો સાવ નિષ્ફળતર હતું. પરંતુ, તદ્દન જરૂરી હતી એના કરતાં એક આગળ પણ વધારે લાચારીની ભાગીદારી શા માટે વહોરવી?

"ઉપર નોંધેલા અવતરણમાંથી એમ સાર સમજાય છે કે, યુદ્ધની હિંસા સામે થવાની શક્તિ મેળવવા આપ યુદ્ધમાં જોડાયા; પરંતુ બીજી જગાઓએ આપ સ્પષ્ટ કહો છો કે, એમ કરીને આપે આપને અને આપના દેશને કાંઈક વિશેષ અધિકાર મળે, એવી આશા રાખેલી. એટલે એમાંથી વાંચનાર સમજે કે, માત્ર યુદ્ધ સામે થવાની શક્તિ મેળવવા જ નહિ.

"અને આમાંથી જ મારો બીજો પ્રશ્ન નીકળે છે: કશી પણ પ્રાપ્તિની આશાએ યુદ્ધમાં જોડાવું યોગ્ય હતું? કર્મોનાં ફળની દૃષ્ટિએ આપણે કદી કર્મ ન કરવાં એ ગીતાની શિક્ષા સાથે આનો મેળ કેમ બેસાડવો એ મને નથી સૂઝતું.

"આખા પ્રકરણમાં આપ આ જ પ્રશ્ન ચર્ચો છો કે બ્રિટિશ સામ્રાજ્યને સહાય કરવી કે નહિ. અને મને એમ દેખાય છે કે મૂળ એની વિચારણા વ્યક્તિગત હતી. પણ એમાંથી આ મહાપ્રશ્ન ઉપસ્થિત થાય જ છે કે, યુદ્ધમાં, યુદ્ધની દૃષ્ટિએ આપણે ભાગ લેવો ઘટે કે ન ઘટે?"

મિશ્ર હેતુનો પ્રેરાયો હું યુદ્ધમાં જોડાયેલો એ વાતમાં તો શંકા નથી. બે વસ્તુ હું યાદ કરી શકું છું. જો કે વ્યકિત તરીકે હું યુદ્ધનો વિરોધ કરનારો હતો, છતાં અસર કરે એવો એનો અહિંસક સામનો કરી શકું એવી મારી સ્થિતિ નહોતી. હૃદયનો પ્રેમ વ્યકત કરે એવી, કાંઈક સાચી નિઃસ્વાર્થ સેવા કર્યા પછી જ અહિંસક સામનો કરી શકાય. દાખલા તરીકે, એક જંગલી માણસ પશુબલિ આપતો હોય અને મારે એનો અહિંસક સામનો કરવો હોય, તો તે હું ત્યારે જ કરી શકું કે જ્યારે મારા કોઈ પ્રેમ-કાર્યને કે એવે કારણે એ મારો તેના પ્રત્યેનો મિત્રભાવ સમજી શક્યો હોય. જગતનાં અનેક અપકૃત્યોનો હું કાજી નથી. હું પોતે જ અપૂર્ણ હોઈ (જગતની) દયા અને સહિષ્ણુતાનો યાચક છું; એટલે જ્યાં સુધી જગતની અપૂર્ણતાઓ સામે પરિણામદાયી મીઠો કજિયો માંડવાની તક ઉત્પન્ન ન કરું કે મને ન મળી આવે, ત્યાં સુધી હું એ બધીને સહી લઉં છું. એટલે મને થયું કે, પૂરતી સેવા કરીને જો હું સામ્રાજ્યનાં યુદ્ધો ને તેની તૈયારીઓની સામે થવા સારુ જોઈતાં શક્તિ ને વિશ્વાસ મેળવી શકું, તો મારા પોતાના જીવનમાં અહિંસાપાલન કરવા મથી રહેલો હું, તેનું પાલન સમુદાયમાં કેટલે અંશે શક્ય છે તે અજમાવી જોઉં એ સારી વસ્તુ છે.

બીજો ઇરાદો એ હતો કે, સામ્રાજ્યના રાજદ્વારી પુરુષોનો ભાવ સંપાદન કરીને સ્વરાજની લાયકાત મેળવવી. અને એ કરવાને માટે, સામ્રાજ્યને માટે જીવનમરણના પ્રશ્નરૂપ એવા યુદ્ધમાં સેવા આપ્યા સિવાય બીજી કોઈ રીતે બને એમ નહોતું. અહીં એ સમજવું જોઈએ કે હું મારી ૧૯૧૪ની મનોદશાને વિષે કહી રહ્યો છું. ત્યારે હું સામ્રાજ્યના શુભ હેતુમાં અને હિંદને સ્વરાજપ્રાપ્તિમાં મદદ કરવાની તેની ઇચ્છા તથા શક્તિમાં માનતો હતો. આજની જેમ જો ત્યારે હું અહિંસક વિરોધી હોત, તો મેં મદદ ન જ કરી હોત એટલું જ નહિ, પણ અહિંસાથી શક્ય એવાં બધાં સાધનો વાપરી, તેનો હેતુ બર ન આવે એવા બધા પ્રયત્ન કર્યા હોત. યુદ્ધમાં અમાન્યતા અને એનો વિરોધ તો ત્યારે પણ આજના જેટલાં જ દૃઢ હતાં. પણ આપણે એ કબૂલ કરવું જોઈએ કે, જગતમાં કેટલીય વસ્તુઓનો આપણે વિરોધ કરતા હોઈએ, છતાં તે કરીએ છીએ. હલકામાં હલકા જીવને પણ મારવો એ મને યુદ્ધ જેટલું જ અકારું લાગે છે. છતાં સતત્ તેવા જીવને હું મારતો જીવું છું—એ આશાએ કે મારા જેવા જ આ જીવની હિંસા વિના ચલાવવા કોઈ દહાડો સશક્ત થઈશ. આમ છતાં અહિંસાના પૂજારીનું પદ મેળવવા સારુ, મારે એને સારુ સતત્ પ્રામાણિક અને અથાક પ્રયત્ન કરવો જોઈએ. પૂર્ણ સ્ત્રી કે પુરુષે સંપૂર્ણ અહિંસક બનવાની જરૂર છે, એ વસ્તુ ઉપર મોક્ષની કલ્પના, એટલે કે શરીર ધારણ કરવાની જરૂર મટવી, એ રચાયેલી છે. બીજા કોઈ પણ પરિગ્રહની જેમ, શરીરનો પરિગ્રહ પણ થોડી ઘણી હિંસાની જરૂર ઊભી કરે જ છે. સાચી વાત એ છે કે, પરસ્પર વિરોધી જણાતા

ધર્મોમાં આપણો ધર્મ કયો એ ખોળવું હંમેશ સહેલું નથી હોતું.

છેવટે, લેખકે ટાંકેલા ગીતાના શ્લોકના બે અર્થ છે. એક એ કે, આપણાં કાર્યોની પાછળ કશો સ્વાર્થી હેતુ ન હોવો જોઈએ. સ્વરાજ્યપ્રાપ્તિ એવો સ્વાર્થી હેતુ નથી. બીજો અર્થ એ છે કે, ફલ વિષે અનાસક્તિ એટલે એને વિષે અજ્ઞાન, બેદરકારી, અથવા અસ્વીકાર નહિ; અનાસક્તિનો અર્થ એ છે કે, ધારેલું ફળ ન આવે તોય તે કર્મ કદી ન છોડવું. ઊલટું, યોગ્ય વખતે એ ફળ આવી જ રહેવાનું છે એવો અચળ વિશ્વાસ એ અનાસક્તિ છે.

યં. ઇ. માંથી, તા. ૧૫-૩-'૨૮

૪

# યુદ્ધ પ્રત્યેની મારી વૃત્તિ

'ઇવોલ્યૂશન' નામે એક ફ્રેન્ચ પત્રમાં રેવરંડ બી. દ લાઈટે મને ઉદ્દેશીને એક લાંબો જાહેર પત્ર લખ્યો છે ને તેનું ભાષાંતર મને મોકલવા કૃપા કરી છે. તેમાં તેમણે, મેં બોઅર યુદ્ધ તથા ૧૯૧૪ના મહાયુદ્ધમાં જે ભાગ લીધેલો તેને માટે સખત ટીકા કરી છે, અને અહિંસાની દૃષ્ટિએ એ મારી વર્તણૂકનો અર્થ સમજાવવા માગણી કરી છે. આ જ સવાલ બીજા મિત્રોએ પણ પૂછ્યો છે. આ સમજૂતી આપવા એક કરતાં વધારે વાર મેં આ પત્ર ('યંગ ઇંડિયા') માં પ્રયત્ન કરેલો છે.

અહિંસાની શુદ્ધ દૃષ્ટિએ એ વર્તનને તોલો તો તેનો કશો જ બચાવ નથી. ઘાયલની સેવા કરનાર અને શસ્ત્રાસ્ત્ર ચલાવનાર એ બે વચ્ચે હું કાંઈ ભેદ નથી જોતો. બેઉ જણ યુદ્ધમાં ભાગ લે છે ને બેઉ તેના હેતુને ધપાવનારા છે. બેઉ યુદ્ધનો દોષ કર્યાના ગુનેગાર છે. પરંતુ, આટલાં વરસો સુધી

અંતરમાં તપાસી જોયા પછી પણ મને લાગે છે કે, જે સંજોગોમાં હું હતો તે જોતાં,—બોઅર યુદ્ધ વેળા, યુરોપીય મહાયુદ્ધ વેળા, અને ત્રીજો પ્રસંગ ગણો તો, નાતાલના ૧૯૦૬ ના કહેવાતા ઝુલુ 'બળવા' વખતે—આ બધા પ્રસંગોમાં મેં ભરેલાં પગલાં મારે માટે અનિવાર્ય હતાં.

મનુષ્યજીવન અનેક બળથી નિયંત્રિત થયેલું છે. જો એવું હોય કે, માણસ પોતાની કાર્યદિશા કોઈ એક જ સર્વ-સામાન્ય સિદ્ધાંતની રાહે નક્કી કરી શકતો હોય, અને એ સિદ્ધાંત એવો સરળ સ્પષ્ટ હોય કે જેનો વિનિયોગ અમુક ઘડી પર કરવાને માટે એક ક્ષણના પણ વિચારની જરૂર ન રહે, તો તો જીવનયાત્રા સહેલીસટ થઈ જાય. પણ એમ સહેલાઈથી નક્કી થઈ શકે એવું એક પણ કાર્ય હું યાદ કરી શકતો નથી.

દૃઢ યુદ્ધનિષેધક હોવાથી, નાશક શસ્ત્રાસ્ત્રોનું શિક્ષણ મેળવવાની મને તકો મળેલી છતાં, મેં તેમનો લાભ નથી લીધો. કદાચ તેથી, સીધો માનવજીવ લેવામાંથી હું બચી ગયો છું પરંતુ, જ્યાં સુધી હું શસ્ત્રબળ પર રચાયેલી સરકારના તંત્રમાં રહ્યો છું અને એના ઉત્પન્ન કરેલા હકો ને સગવડો ઇચ્છાએ કરીને ભોગવું છું, ત્યાં સુધી યથાશક્તિ તેને તેનાં યુદ્ધમાં મદદ કરવા હું બંધાયેલો છું,—સિવાય કે, એ સરકાર સાથે અસહકાર કરતો હોઉં અને તેથી, બની શકે તેટલો, તેના આપેલા હકોનો ઉપયોગ છોડતો હોઉં.

એક દાખલો આપું: હું એક સંસ્થાનો સભ્ય છું; તેની થોડા એકર જમીન પર વાવેતર કરેલું છે. તેને વાંદરાં ગમે ત્યારે બગાડે એવો તાત્કાલિક ભય આવી પડ્યો છે. જીવમાત્રનું જીવતર અહિંસ્ય છે એમ હું માનું છું. અને એથી, વાંદરાંને

કાંઈ પણ હિંસા કરવી એને હું અહિંસાધર્મનું ઉલ્લંઘન ગણું છું; પરંતુ પાક બચાવવાને ખાતર, વાંદરાં પર તડતું એમ દોરવણી કે પ્રેરણા કરવામાં હું અચકાતો નથી. આવો દોષ કરવાપણું દૂર કરી શકાય તો એ મને ગમે. અને તે તો હું સંસ્થાનો ત્યાગ કરીને કે તેને તોડી નાખીને કરી શકું. પણ હું તેમ કરતો નથી, કેમકે જે સમાજમાં ખેતી ન હોય અને એથી કાંઈક પણ હિંસા ન હોય એવો સમાજ મળી શકે એવી હું આશા નથી રાખતો. તેથી પાપભીરુ બની, નમ્રતાપૂર્વક અને તપ આચરતો, હું વાંદરાં પર ગુજરાતી હિંસામાં ભાગ લઉં છું, અને કોક દહાડો એમાંથી મારો માર્ગ મેળવી શકીશ એમ આશા સેવું છું.

એ જ વૃત્તિથી મેં યુદ્ધના ત્રણ પ્રસંગોમાં પણ ભાગ લીધો હતો. જે સમાજનો હું છું, એની સાથેનો સંબંધ હું ન છોડી શક્યો, છોડવો એ મારે માટે ગાંડપણ જ ગણાય. અને એ ત્રણે પ્રસંગો વેળા બ્રિટિશ સરકાર સાથે અસહકાર કરવાનો તો મારી પાસે વિચાર નહોતો. આજે સરકાર સંબંધી મારી સ્થિતિ તદ્દન ભિન્ન છે. અને તેથી તેનાં યુદ્ધમાં મારે ભાગ લેવો ન જોઈએ, અને જો શસ્ત્રધારણ કે બીજી કોઈ રીતનો યુદ્ધમાં ભાગ લેવા માટે મારા પર બળજોરી કરવામાં આવે, તો મારે જેલ કે ફાંસીનું પણ જોખમ ખેડવું જોઈએ.

પણ એથીય કાંઈ કોયડો નથી ઊકલતો. જો રાષ્ટ્રીય સરકાર હોત તો, કોઈ પણ યુદ્ધમાં મારે સીધો ભાગ ન લેવો જોઈએ છતાં, હું એવા પ્રસંગો કલ્પી શકું છું કે જ્યારે, ઇચ્છે તેમને સારુ યુદ્ધકળાના શિક્ષણની તરફેણમાં મત આપવાનો મારો ધર્મ થતો હોય. કેમકે હું જાણું છું કે, તેના

બધા સભ્યો અહિંસામાં મારા જેટલા શ્રદ્ધાળુ નથી. અને કોઈ માણસ કે સમાજને બળાત્કારે અહિંસક ન બનાવી શકાય.

અહિંસાધર્મ ભારે ગૂઢ રીતે કામ કરતો હોય છે. ઘણી વાર, અહિંસાની દૃષ્ટિએ તપાસવા બેસીએ તો, માણસનાં કાર્યોમાં કશી જ ગતાગમ નથી પડતી; અને એમ જ, માણસ, અહિંસાના ઉત્તમોત્તમ અર્થમાં, સાવ અહિંસક હોય અને પાછળથી તેમ દેખાય પણ ખરું, છતાં તેનાં કાર્યો હિંસાયુક્ત હોય એમ દેખાતું હોય! આમ હોવાથી, મારા વર્તન માટે હું આટલો જ દાવો કરું છું કે, પ્રસ્તુત પ્રસંગોનું મારું વર્તન અહિંસાધર્મના લાભની દૃષ્ટિએ પ્રેરાયેલું હતું. રાષ્ટ્રના કે બીજા ક્ષુદ્ર લાભનો વિચાર તેમાં નહોતો. બીજો કોઈ લાભ જતો કરીને, તેને ભોગે રાષ્ટ્રના કે બીજા કોઈ લાભને પોષવામાં હું માનતો નથી.

આથી આગળ મારી દલીલ હું ન ચલાવું. પોતાના વિચારોને સંપૂર્ણ રીતે રજૂ કરવામાં ઉત્તમોત્તમ ભાષા પણ બોદલું વાહન જ છે. મારે માટે અહિંસા એ માત્ર એક ફિલસૂફીની વાત નથી. એ તો મારા જીવનનો નિયંતા ને પ્રાણ છે. મને ખબર છે કે, હું ઘણી વાર નિષ્ફળ નીવડું છું,—કેટલીક વાર જ્ઞાનપૂર્વક પણ ઘણી વાર અજ્ઞાનમાં. અહિંસાધર્મ એ બુદ્ધિનો વિષય નથી, હૃદયની એ વાત છે. એમાં સાચી દોરવણી સતત્ ઈશ્વરોપાસનાથી, અપાર નમ્રતા અને સ્વાર્પણથી, પોતાની જાતનું ગમે ત્યારે બલિદાન આપવાની તૈયારીથી, મળે છે. એ ધર્મના પાલન અર્થે ઉત્તમ પ્રકારનાં અભય હિંમત જોઈએ છે. મારી ઊણપોનું મને દુઃખસહિત ભાન છે.

પરંતુ, મારી અંદર બળતી જ્યોત સ્પષ્ટ અને સ્થિર છે. સત્ય અને અહિંસા વિના આપણામાંના કોઈનો ઉગારો નથી. હું જાણું છું કે યુદ્ધ ખોટું છે, નર્યું પાપ છે. એ પણ હું જાણું છું કે એણે ગયે જ છૂટકો. મારી દૃઢ માન્યતા છે કે, લોહી રેડીને કે કૂડકપટથી મેળવેલી સ્વતંત્રતા એ સ્વતંત્રતા નથી. મારા કોઈ પણ કાર્યથી અહિંસાના સત્યને ઝાંખપ લાગે, કે હું કદીય પણ, કોઈ પણ જાતનાં કે રૂપનાં હિંસા કે અસત્યનો પક્ષકાર મનાઉં, તો તેના કરતાં તો બહેતર છે કે, મારી સામે ફરિયાદરૂપે રજૂ થતાં મારાં કાર્યો બિલકુલ આધાર વગરનાં ઠરે. અહિંસા અને સત્ય એ જ આપણો જીવનસિદ્ધાંત છે, નહિ હિંસા, નહિ અસત્ય.

યં. ઇ. માંથી, તા. ૧૩-૯-'૨૮

૫

# અહિંસકની વિટંબણા

બી. દ લાઇટ નામના હૉલંડના એક લેખકે ગાંધીજીના અહિંસાના વિચારો વિષે એક લાંબો ચર્ચાપત્ર થોડા મહિના ઉપર લખ્યો હતો. લેખક યુરોપવાસી અહિંસાવાદીઓમાંના એક છે, અને ઝુલુ બળવા અને બોઅર યુદ્ધમાં ગાંધીજીએ લીધેલા ભાગ વિષે તથા ગઈ લડાઈ વખતે તેમણે કરેલી રંગરૂટની ભરતી વિષે તેમણે પૂર્વે ટીકા કરી હતી. હવે તેમનો ગાંધીજી ઉપર બીજો પત્ર આવ્યો છે, જેનો સાર અહીં આપવામાં આવે છે અને એ પત્રનો ગાંધીજીએ 'યંગ ઇંડિયા'માં આપેલો જવાબ નીચે લેખ તરીકે છાપવામાં આવે છે. પેલા લેખકના પત્રનો સાર આ રહ્યો:

'ઉંદર અને બિલાડી'

"પૂજ્ય ગાંધીજી,

આપના અહિંસાના વિચારોનો જેમ જેમ વિચાર કરતો જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે આપે કેવળ આપના દેશની દૃષ્ટિથી જ

એ વિષે વિચાર કીધા છે, વિશ્વની દૃષ્ટિએ વિચાર કીધા નથી. દાખલા તરીકે નેહરુ રિપોર્ટને આપે સંપૂર્ણ સંમતિ આપી છે, તેમાં આલેખેલા બંધારણને કબૂલ રાખ્યું છે, અને તેને અંગે દેશના રક્ષણની વ્યવસ્થા પણ કબૂલ રાખી છે. એ આખી 'ડુમિનિયન સ્ટેટસ'ની રચના જ એવી છે કે એમાં આપના દેશના ગરીબોની પજવણી જ થવાની છે. કારણ જે ઉપલા વર્ગના હાથમાં રાજ આવશે તે વર્ગ ઉપલા વર્ગના પરદેશીઓ સાથે રહીને જ પોતાની પદ્ધતિ નક્કી કરશે. આપના દેશને પણ પોતાના રક્ષણને માટે જલ, સ્થળ અને આકાશસેનાની જરૂર પડશે એમ આપ કહો એટલે થઈ રહ્યું; બીજા દેશો વચ્ચે જે શસ્ત્રાસ્ત્રની હરીફાઈ ચાલી રહી છે તેને આપનો દેશ પણ ઉત્તેજન આપશે. મને લાગે છે કે આવી બાબતમાં ટૉલ્સ્ટૉય, જેમના અહિંસાના વિચારો આપને પસંદ છે, તે જુદી જ રીતે વર્ત્યા હોત.

લડાઈ એવી ભયાનક વસ્તુ છે કે એનો ઉપયોગ રાષ્ટ્રરક્ષાને માટે જ નહિ પણ સમાજરક્ષાને માટે પણ બંધ થવો જ જોઈએ. આજે તો એ સ્થિતિ આવી પડી છે કે દરેક દેશનાં અહિંસાવાદી સ્ત્રીપુરુષોએ પોતાની પ્રતિજ્ઞા જાહેર કરવી જોઈએ: 'અમે તો કોઈ પણ સંજોગોમાં લડાઈનું એક પણ સાધન તૈયાર કરવામાં કે ઉપયોગમાં લેવામાં ભાગ નહિ લઈએ અને એવાં સાધનનાં ઉત્પત્તિ અને ઉપયોગ બંધ થતાં જાય એવી જ કોશિશ કરીશું. ખરી રીતે કહીએ તો લડાઈ અને હિંસાનાં સાધનોથી અમારા દેશને સ્વાતંત્ર્ય મળે તેના કરતાં એ સ્વાતંત્ર્ય—જે દહાડેદિવસે કેવળ નામનું જ થતું જાય છે તે —ખોઈ બેસવાનું અમે વધારે પસંદ કરીશું.'

આપનો દેશ 'ડુમિનિયન સ્ટેટસ' મેળવશે એટલે એને સામ્રાજ્યાંતર્ગત રહેવું પડવાનું, અને એ શસ્ત્રસજ્જ થશે એટલે તે માટે પરદેશી ધન ઉપર, પરદેશી બેંક ઉપર એને આધાર રાખવો પડવાનો, અને પરદેશી ધનિકો આજે વિશ્વનું સામ્રાજ્ય મેળવવાનું

સ્થિતિમાં રહેલા માણસોની અહિંસા બાહ્ય રીતે એક જ સ્વરૂપની ન હશે. દાખલા તરીકે ક્રોધી પિતાની સામે બાળક અહિંસા એ જ રીતે દાખવી શકે કે તેની હિંસાને તે જ્ઞાનપૂર્વક અને ઇચ્છાપૂર્વક સહન કરી લે. પણ બાળકે ક્રોધ કર્યો હશે તો પિતા બાળકની જેમ નહિ વર્તે, એવી રીતે વર્તવામાં કશો અર્થ નહિ હોય. પિતા તો બાળકને છાતી સરસો ચાંપીને બાળકની હિંસાને તત્કાળ નિષ્ફળ કરી મૂકશે. બંને પ્રસંગોને વિષે માની લેવામાં આવ્યું છે કે બંનેનું બાહ્ય કૃત્ય એ અંતરિચ્છાનો પડઘો છે. આથી ઊલટું જો કોઈ માણસ પોતાના હૃદયમાં વેર રાખીને સામાની હિંસાને કેવળ વણિગ્બુદ્ધિથી વશ થાય તો તે સાચો અહિંસક ન કહેવાય, અને જો તે પોતાનો ઇરાદો છુપાવે તો દંભી પણ કહેવાય. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે અહિંસાનો પ્રયોગ તો ત્યારે જ થઈ શકે છે કે જ્યારે હિંસાનો તેને મુકાબલો કરવાનો હોય છે. પ્રતિહિંસાની જ્યાં હસ્તી જ નથી ત્યાં અહિંસક રહેનાર પોતાની અહિંસક લાગતી નિશ્ચેષ્ટતાને માટે યશ નથી લઈ શકતો. કારણ જ્યાં સામે હિંસા ખડી નથી ત્યાં અહિંસાની પરીક્ષા કેમ થાય?

'ડુમિનિયન સ્ટેટસ'ની વાત જ હવે ઊડી ગઈ છે એટલે તેમાંથી ઊપજતા મુદ્દાની આજે ચર્ચા કરવાની જરૂર નથી. હા, એટલું કહી શકાય ખરું કે હિંદે ખરું 'ડુમિનિયન સ્ટેટસ' મેળવ્યું હોત તો સામ્રાજ્યને આધીન રહેવાને બદલે સરખા એટલે સંખ્યાબળને લીધે મોટા ભાગીદાર તરીકે સરખું ભાગીદાર બનત અને ગ્રેટબ્રિટનની પરદેશનીતિ નક્કી કરવામાં તે મુખ્ય ભાગ ભજવત.

નેહરુ રિપોર્ટનો મેં સામાન્ય રીતે હાર્દિક સ્વીકાર કર્યો તેથી તેના શબ્દેશબ્દનો સ્વીકાર કર્યો એમ માનવાની જરૂર નથી. ભાવી સ્વતંત્ર હિંદની રક્ષા માટે જે વ્યવસ્થા થાય તે બધી વ્યવસ્થાને મારી સંમતિ હશે જ એમ પણ માની લેવાની જરૂર નથી. હિંદ જે દિવસે સ્વતંત્ર થશે ત્યારે જે અનેક પ્રશ્નો ઊભા થશે તે સંબંધે આજથી મારા દેશબંધુઓની સાથે લડતાં મને મારામાં રહેલી અહિંસા જ અટકાવે. ભવિષ્યના વર્તનની ચર્ચા આજે કરવી નિરર્થક હોય. તેમ કરતાં નકામા મતભેદ ઉત્પન્ન થાય, ઝેર વધે ને તેટલે અંશે અહિંસાને ધક્કો પહોંચે. એવું બનવાનો સાવ સંભવ છે કે હિંદનું સ્વાતંત્ર્યયુદ્ધ પૂરું થયા પછી પણ જો હું જીવવાનો હોઉં, તો મારે મારા દેશબંધુઓની સાથે અનેક પ્રસંગે અહિંસક લડાઈ લડવી પડે પણ ખરી, અને એ લડાઈ આજે હું લડું છું તેના જેવી જ તુમુલ હોય. પણ જો ઇચ્છાપૂર્વક અહિંસક સાધનો શોધીને તેમનો ઉપયોગ કરવાથી આપણે સ્વરાજ મેળવ્યું છે એટલું સિદ્ધ થાય, તો આજે મોટા મોટા હિંદી નેતાઓ જે લશ્કરી યોજનાઓ વિચારી રહ્યા છે તે યોજનાઓ તેમને તદ્દન અનાવશ્યક લાગવાનો બહુ સંભવ છે.

આજનો મારા દેશબંધુઓ સાથેનો મારો સહકાર અમારી ગુલામીની બેડી તોડવા પૂરતો છે. એ બેડી તોડ્યા પછી અમારી કેવી દશા થશે અને અમે શું કરીશું તેની વાત આજથી ન મારાથી થઈ શકે, ન એમનાથી થઈ શકે. મારી જગ્યાએ ટૉલ્સ્ટૉય મારાથી જુદી રીતે વર્ત્યા હોત કે નહિ તેનો તર્ક કરવો નિરર્થક છે. હું તો આજે મારા યુરોપિયન મિત્રોને એટલી ખાતરી આપી શકું એટલું બસ છે કે મારા એક પણ

કૃત્યને વિષે મેં જાણીજોઈને હિંસાને સંમતિ નથી આપી કે મારા અહિંસાધર્મને ઝાંખપ નથી લગાડી. બોઅર યુદ્ધમાં અને ઝુલુ બળવામાં બ્રિટનની સાથે રહીને મેં જે હિંસાનો દેખીતો અંગીકાર કર્યો તે પણ એક આવી પડેલી અનિવાર્ય સ્થિતિમાં અહિંસાને અર્થે જ કર્યો હતો. પણ એ અંગીકાર અથવા સહકાર મારી નબળાઈને લીધે અથવા અહિંસાના વિશ્વધર્મત્વના મારા અજ્ઞાનને લીધે મેં કર્યો હોય એવો પણ સંભવ હોય; જોકે તે વેળા કે આજે પણ એવી નબળાઈ અથવા અજ્ઞાનને વશ થઈને મેં કશું કર્યું એવું મારો આત્મા સાક્ષી પૂરતો નથી.

હિંસા ઉપર આધાર રાખતા તંત્રને અનિચ્છાએ વશ થવાનું હોય તો તેમાં પરોક્ષ ભાગ લેવાને બદલે પ્રત્યક્ષ ભાગ લેવાનું જ અહિંસાવાદી સહેજે પસંદ કરે. અમુક અંશે હિંસા ઉપર આધાર રાખતા જગતમાં હું રહેલો છું, જો મારા પાડોશીઓનો સંહાર કરવાને અર્થે રાખવામાં આવતા સૈન્યને માટે કર ભરવાની અને એ સેનામાં જોડાવાની એ બે વાત વચ્ચે મારે પસંદગી કરવાની હોય તો હિંસાનાં બળો ઉપર અંકુશ મેળવવાની અને મારા સાથીઓનો હૃદયપલટો કરવાની આશાએ હું સેનામાં જોડાવાનું વધારે પસંદ કરું, બલ્કે તેમ કર્યા વિના મને ન જ ચાલે. અને એ મારા વર્તનથી મારા અહિંસાધર્મને બાધ આવે એમ હું માનતો નથી.

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એ આકાશપુષ્પ નથી, વ્યક્તિગત સ્વાતંત્ર્યના જેટલું જ એ આવશ્યક છે. પણ બંને જો અહિંસાના ઉપર અવલંબેલાં હોય તો બીજા રાષ્ટ્ર અથવા

બીજી વ્યક્તિના એટલા જ સ્વાતંત્ર્યને તે કદી જોખમરૂપ થવાનું કશું જ કારણ ન રહે. અને જેમ વ્યક્તિગત અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને વિષે તેમ જ આંતરરાષ્ટ્રીય સ્વાતંત્ર્યને વિષે છે. કાયદાનું એક સૂત્ર છે કે તમારી સ્વતંત્રતા એવી રીતે ભોગવો કે જેથી બીજાની સ્વતંત્રતાને નુકસાન ન પહોંચે. એ સૂત્ર નીતિનું સૂત્ર પણ એટલે જ અંશે ગણી શકાય. 'યથા પિંડે તથા બ્રહ્માંડે' એ નિયમ પણ શાશ્વત છે; પિંડને એક નિયમ લાગુ પડે અને બ્રહ્માંડને બીજો લાગુ પડે એમ નથી જ.

તા. ૨-૨-'૩૦

૬

# પશ્ચિમ અને અહિંસા

એક બાજુ જ્યારે હું મારી અલ્પતા અને મર્યાદાનો વિચાર કરું છું અને બીજી બાજુ જ્યારે મારે વિષે રખાતી આશાઓનો મને વિચાર થાય છે ત્યારે ઘડીક વાર હું મારી સમતા ખોઈ બેસું છું. પણ મારે વિષે રખાતી આશાઓથી થતી મારી સ્તુતિ મારા જેવા દૈવી અને આસુરી સંપત્તિથી બનેલા એવા એક વિચિત્ર પૂતળાની સ્તુતિ નથી પણ સત્ય અને અહિંસાની જે બે અમૂલ્ય વિભૂતિઓ મારામાં અતિશય અપૂર્ણરૂપે છતાં મુકાબલે બીજા કરતાં વિશેષે મૂર્તિમંત થયેલી છે તેની છે, એવું ભાન થતાંની સાથે હું મારી સમતા પાછી મેળવી લઉં છું. એટલે પશ્ચિમમાંથી મારા જેવા જે સત્યશોધકો મારી પાસેથી કાંઈ મદદની આશા રાખે તો તે આપવાની જવાબદારીમાંથી હું નીકળી જઈ શકું એમ નથી.

અમેરિકાથી આવેલા એક પત્રનો તો પાછલા એક અંકમાં આપણે વિચાર કરી ગયા. હવે મારી પાસે એક

જર્મનીથી આવેલો પત્ર પડ્યો છે. એ પત્ર ખૂબ સયુક્તિક છે. લગભગ એક મહિનો થયાં એ મારી પાસે પડ્યો છે. પહેલાં મેં ધાર્યું હતું કે મારે એનો માત્ર ખાનગી જવાબ આપી દેવો અને તે કાગળ લખનારની તેને જર્મનીમાં પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થાય તો થવા દેવો. પણ તે કાગળ ફરીથી વાંચી ગયા પછી મને લાગે છે કે મારે એની મારા સાપ્તાહિકમાં ચર્ચા કરવી જોઈએ. એ પત્રનો સાર હું નીચે આપું છું:

"સત્યાગ્રહ અને સ્વદેશીનો આપનો સંદેશો હિંદુસ્તાનની બહાર યુરોપ સુધી પહોંચી ગયો છે. યુરોપના ઘણા યુવાનોને એ સંદેશામાં રાજકાજમાં અમલમાં મુકાયેલાં નવાં સાધનો પ્રત્યક્ષ જોવાનાં મળ્યાં છે. પણ ઘણા જ્યારે આપના સિદ્ધાંતોની સત્યતા સ્વીકારે છે ત્યારે તેમાંના કેટલાકને મનુષ્યો પાસેથી આપ જે જે વસ્તુની આશા રાખો છો તેમાંની કેટલીક વિષે શંકા છે. આ પત્ર તેમના તરફથી લખાયેલો છે.

"૧૯૨૧ માં આપે જાહેર કરેલું કે સત્યાગ્રહમાં સંપૂર્ણ અહિંસા આવશ્યક છે અને અત્યાચારના ભયમાં આવી પડેલી સ્ત્રીએ પણ હિંસાથી પોતાનો બચાવ ન કરવો. પણ ડાયરને તો અંગ્રેજ સરકાર સજા કરે એવી ભલામણ કરીને આપે હિંસાથી કાયદો જાળવવો જોઈએ એ વાતનો સ્વીકાર કરેલો. આમાંથી ફલિત થાય છે કે આપ ફાંસીની સજાની વિરુદ્ધ નથી. જિંદગીની તો આપને એટલી ઓછી કિંમત છે કે સત્યાગ્રહ કરતાં હજારો હિંદીઓ મરી જાય તેની આપને પરવા નથી. સજાનો સિદ્ધાંત સ્વીકારો પછી તે ફાંસીની હોય કે પાંચ દિવસ કેદની હોય એ બન્ને સરખી સજા છે. સજા કરવાનો જો માણસને બાધ ન હોય તેને પ્રસંગે મનુષ્યવધ કરતાં પણ બાધ ન આવવો જોઈએ.

"અસહકારને આપે એક આદર્શરૂપે જ નહિ પણ શસ્ત્રસજ્જ સરકારની સામે બળવો કરીને સ્વતંત્રતા મેળવવાના એક સહેલા અને સીધા સાધન તરીકે ગણ્યો છે. પણ એક રાજ્યને બીજા રાજ્યની પાસે પોતાના હક લેવા હોય ત્યારે અસહકાર એ પાંગળું સાધન થઈ પડે છે. કારણ, એક રાજ્યને મદદ કરનારાં બીજાં ઘણાં રાજ્યો મળી શકે છે. અસહકાર તો ત્યારે જ મજબૂત હથિયાર થઈ પડે કે જ્યારે સાચો રાષ્ટ્રસંઘ સ્થપાય અને દરેક રાષ્ટ્ર તેમાં જોડાય. એ જ કારણે અમે રાષ્ટ્રસંઘને માટે લડી રહ્યા છીએ. પણ તેના અભાવે બીજાં રાજ્યોની સાથે સરખા રહેવાને માટે આંતર-વ્યવસ્થા પણ સારી હોવી જોઈએ. તે માટે મજબૂત પોલીસબળ પણ રાખવાની અમે તરફેણમાં છીએ. વળી એ જ કારણે બીજાં રાજ્યો દુશ્મનોની સામે બચાવને માટે સુસજ્જ થઈ રહ્યાં છે એમાં નવાઈ નથી. અમારે વખતોવખત મસળાઈ ન જવું હોય તો તેમ જ કર્યે છૂટકો છે. અમને આશા છે કે અમારી દલીલ આપ સમજશો.

"પણ સત્યાગ્રહનો અર્થ અમે સંપૂર્ણ અહિંસા નથી કરતા. કારણ, દુનિયામાં તેવો પ્રયોગ નથી કોઈ વાર આપે કર્યો કે નથી ઈશુખ્રિસ્તે પણ. પણ સત્યાગ્રહ એટલે ભ્રાતૃભાવ અને ત્યાગ બતાવવાની નિઃસંકોચ વૃત્તિ. ભ્રાતૃભાવ આપણે બતાવવો જ જોઈએ કારણ સંસ્થા દૂષિત હોય પણ આખો વર્ગ અથવા આખી પ્રજા દૂષિત ન હોય.

"એટલે આપ અમારે અમારી દૃષ્ટિએ શું કરવું એટલું જ નહિ પણ આપની દૃષ્ટિએ શું કરવું એ બતાવો. અમને તો લાગે છે કે દુષ્ટતાની સામે ન લડી પગ વાળી બેસી રહેવું એ દુષ્ટતા છે. આપ શી રીતે સંપૂર્ણ અહિંસાનો બચાવ કરો છો?

"અમારે અમારો ધર્મ પ્રથમ બજાવવો જોઈએ અને જ્યારે દુનિયાની ઉપર કોઈ અનિષ્ટ ઝઝૂમતું હોય ત્યારે તેની સામે લડવું

જોઈએ. ઈશ્વર તેમ કરવાની આપણને સૂઝ પાડે છે જ. પણ ઈશ્વરની જગા આપણે ન લઈ બેસવું જોઈએ. અંગ્રેજો તો આજે ઈશ્વરની જગા લઈને બેઠા છે. કારણ તેઓ માને છે કે દુનિયામાં તમામ પ્રજાના વ્યવહારમાં માથું મારવાને તેઓ સરજાયેલા છે.

"આપ પરણેલાને બ્રહ્મચર્યનો ઉપદેશ કરો છો ત્યારે પરણેલાને ઈશ્વરે આપેલા હકની આડે નથી આવતા?"

સત્યાગ્રહની આ કાગળમાં આપેલી વ્યાખ્યા સ્વીકારતાં મને અડચણ નથી. સત્યાગ્રહમાં સંપૂર્ણ અહિંસા આવશ્યક છે અને અત્યાચારના ભયમાં આવેલી સ્ત્રીએ પણ હિંસાથી પોતાનો બચાવ ન કરવો જોઈએ એમ હું જરૂર કહું. પણ એ બન્ને વસ્તુઓ એક આદર્શ સ્થિતિને વિષે કલ્પાયેલી છે. એટલે જે સ્ત્રીપુરુષો એટલે અંશે શુદ્ધ થયાં હોય ને તેમનામાં રાગદ્વેષ અને હિંસાનો અંશ પણ ન રહ્યો હોય, તેવાને જ એ લાગુ પડી શકે. પણ તેનો અર્થ એ નથી કે કલ્પેલા દૃષ્ટાંતમાં તે સ્ત્રીએ મૂંગે મોઢે પોતાની લાજ લૂંટાવા દેવી. એક તો એવી શુદ્ધ સ્ત્રી અત્યાચારના ભયમાં આવવાનો સંભવ નથી અને જો આવે તો દુષ્ટની હિંસા કર્યા વિના તે પોતાની આબરૂ પૂરેપૂરી જાળવી શકશે. પણ મારે વિગતમાં ઊતરવું ન જોઈએ. હિંસા વડે પોતાનું રક્ષણ કરનારી સ્ત્રીઓ પણ ઘણી નથી. પણ સુભાગ્યે અત્યાચારના દાખલાઓ પણ ઘણા નથી બનતા. ગમે તેમ હો. નિષ્કલંક પવિત્રતાને આંચ આવે જ નહિ. તેમાં સ્વાભાવિક રીતે તેના રક્ષણની શક્તિ રહેલી છે એ મારો નિશ્ચિત મત છે. પવિત્રતાની જળહળતી જ્યોત આગળ બદમાશમાં બદમાશ પણ શેહ ખાઈ જાય છે.

જનરલ ડાયર તરફ મારા વલણ વિષેની લેખકની માહિતી બરાબર નથી. તે તો જાણીને ખુશ થશે કે મેં જનરલ ડાયરને કોઈ પણ જાતની સજા કરવાની માગણી નહોતી કરી, એટલું જ નહિ પણ મારા સાથીઓએ પણ ઘણે અંશે મારા પ્રત્યેના તેમના ઉદાર સદ્ભાવને લઈને તે માગણીને પડતી મૂકી હતી. પણ મેં જે માગેલું અને હજી આગ્રહપૂર્વક માગું છું એ તો એ કે જનરલ ડાયરને પેન્શન મળતું બંધ કરવામાં આવે. ગુનેગારને તેના દુષ્કર્મ સારુ પૈસાનું દાન આપવું એ વસ્તુને અહિંસાની યોજનામાં અવકાશ નથી. અને હું જો જનરલ ડાયરનું પેન્શન ચાલુ રાખવામાં સ્વેચ્છાએ ભાગીદાર થાઉં તો મેં તેમ જ કર્યું ગણાય. પણ કોઈ મારા કહેવાનો અવળો અર્થ ન કરે. એવા સંજોગો કલ્પી શકાય છે કે જ્યારે ગુનેગારને સજા કરવાની પણ સૂચના આપવા હું તૈયાર થાઉં. દાખલા તરીકે સમાજની અત્યારની સ્થિતિમાં ચોરો તથા લૂંટારુઓને કેદ કરતાં મને સંકોચ ન થાય. અને કેદ એ સજા જ થઈ. પણ એ પણ કબૂલ કરી લઉં કે એ સત્યાગ્રહ ન થયો એટલું જ નહિ પણ પવિત્ર આદર્શમાંથી પતન થયું. પણ એમાં સિદ્ધાંતની નબળાઈનો નહિ પણ મારી પોતાની નબળાઈનો સ્વીકાર રહેલો છે. અત્યારની સામાજિક વ્યવસ્થામાં આવી બાબતોમાં હું બીજું કશું સૂચવી શકું તેમ નથી. આવી સ્થિતિમાં હું કેદખાનાઓમાં લોકોને સજા નહિ થવી જોઈએ પણ તેમને સુધારવાના પ્રયત્ન થવા જોઈએ એટલી જ માગણી કરવામાં સંતોષ માનું છું.

પણ માણસને પૂરી રાખવો અથવા તો શારીરિક દંડ આપવા અને તેનો જીવ લેવા વચ્ચે હું ભેદ જરૂર પાડું. તેમાં

માત્ર પ્રમાણનો જ નહિ પણ પ્રકારનો પણ ભેદ રહેલો છે. કેદની સજા હું પાછી ખેંચી લઈ શકું. જો માણસને શારીરિક દંડ આપ્યો તેનું નુકસાન હું વાળી શકું. પણ એક વાર માણસને મારી નાખવામાં આવ્યો કે તેની સજાને પાછી ખેંચવાનું અથવા તેને વળતર આપવાનું અશક્ય થઈ પડે છે. પ્રાણ તો ઈશ્વર જ લઈ શકે, કેમકે તે જ આપે છે.

લેખક જ્યારે સત્યાગ્રહીના આત્મબલિદાનને બાળ શારીરિક દંડ સાથે જોડે છે ત્યારે તે બન્નેને ભેળવી દેતા નહિ હોય એવી હું આશા રાખું છું. પણ તેવું કંઈ ન થાય તે ખાતર મારે સ્પષ્ટ કરવું જોઈએ કે અહિંસાના સિદ્ધાંતનું પ્રતિપાદન કેવળ બીજાને કરવામાં આવતી હિંસાને જ લક્ષમાં રાખી કરવામાં આવ્યું છે. પોતે પોતાના ઉપર દુઃખ વહોરી લેવું એ અહિંસાનું મૂળ તત્ત્વ છે અને તે મારકની હિંસાના કરતાં ચડિયાતા સાધન તરીકે સ્વીકારાયેલું છે. સત્યાગ્રહ કરતાં હજારો પોતાના પ્રાણ સ્વેચ્છાએ આપી દે તે હું સુખે જોઈ શકું છું, તે એટલા ખાતર નહિ કે જિંદગીની મને બહુ ઓછી કિંમત છે, પણ એવાં આત્મબલિદાન આખરે ઓછામાં ઓછી હિંસામાં પરિણમે છે, એટલું જ નહિ પણ બલિદાન આપનારાઓને તે ઉન્નત કરે છે અને તેમના ત્યાગથી જગતની નૈતિક સમૃદ્ધિમાં વધારો કરે છે, એટલા ખાતર.

લેખક અસહકારને કેવળ આદર્શ નહિ પણ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યનું સહેલું અને સીધું સાધન તરીકે વર્ણવે છે તે બરાબર છે એમ હું માનું છું. એ અસહકારનો પ્રયોગ બે રાજ્યો વચ્ચે પણ થઈ શકે છે એમ હું

અવશ્ય કહેવા માગું છું. ગયા મહાયુદ્ધનો ઉલ્લેખ કરવામાં જરા નાજુક વિષય ઉપર મારે ઊતરવું પડે એમ છે. પણ મારું વિધાન સ્પષ્ટ કરવું હોય તો તેમ કર્યા વિના છૂટકો નથી. મારી સમજ પ્રમાણે એ યુદ્ધ બન્ને પક્ષની લોભવૃત્તિને આભારી હતું. નબળી પ્રજાને લૂંટી લૂંટ વહેંચવાની એ લડાઈ હતી, જો કે એ લૂંટને 'જગતના વેપાર'નું હળવું નામ આપવામાં આવે છે. જો જર્મની આજે પોતાની નીતિ બદલે અને પોતાના સ્વાતંત્ર્યનો, જગતના વેપારમાં પોતાનો હિસ્સો મેળવવા માટે નહિ, પણ પોતાની ઉદારતાથી જગતની પ્રજાઓનું રક્ષણ કરવાને માટે ઉપયોગ કરવાનો નિશ્ચય કરે, તો જરૂર તે હથિયાર વિના ચલાવી શકે. યુરોપમાં એક દિવસ સૌ પ્રજાએ હથિયાર છોડયે જ છૂટકો છે. પણ તે દિવસે આવે તે પહેલાં, યુરોપને જો આત્મનાશ ન કરવો હોય, તો કોઈક પ્રજાએ પોતાનાં હથિયાર છોડી ભયંકર જોખમ વહોરવાનું બીડું ઝડપવું પડશે. તેવી પ્રજા સુભાગ્યે જો તે પગલું લે તો તે અહિંસાને સ્વાભાવિક રીતે એટલે અંશે પહોંચી હશે કે દુનિયા તેને માન આપશે. તે પ્રજાના નિર્ણય અચૂક હશે. તેના પગલાં મક્કમ હશે. તેજસ્વી આત્મબલિદાન માટે તેની શક્તિ ભારે હશે અને પોતાના જેટલા જ પરપ્રજાના કલ્યાણને માટે જ જીવવાને તે ઇચ્છશે. આ નાજુક વિષયમાં મારે વધારે ઊંડા ઊતરવું ન જોઈએ. હું જાણું છું કે હું એ શુદ્ધ વ્યાવહારિક પ્રશ્નની બધી બાજુઓ જાણ્યા વિના કેવળ તાત્ત્વિક રીતે ચર્ચા કરી રહ્યો છું. મારો બચાવ માત્ર એ છે કે પત્રલેખકને જો હું બરાબર સમજ્યો હોઉં તો તે મારી પાસે એ જ ઇચ્છે છે.

હું સંપૂર્ણ અહિંસાનું પ્રતિપાદન કરનારો છું અને વ્યકિત વ્યકિતના વચ્ચે જ માત્ર નહિ પણ પ્રજા પ્રજા વચ્ચે, પણ હું એને શક્ય માનું છું. પણ તે અહિંસા, લેખક કહે છે તેવી દુષ્ટતાની આગળ પગ વાળી બેસી જવાની સ્થિતિ નથી. ઊલટું મારી કલ્પના પ્રમાણેની અહિંસા, દુષ્ટતાના દુષ્ટતાથી થતા પ્રતિકાર કરતાં વધારે સક્રિય અને વધારે સાચો પ્રતિકાર છે. દુષ્ટતાથી થતો પ્રતિકાર તો કેવળ દુષ્ટતામાં વધારો કરે છે. હું તો અનીતિની સામે વિચારનો એટલે નીતિનો વિરોધ કરવું છું. મારે જાલિમની તલવારને તેની સામે વધારે તીક્ષ્ણ ધારની તલવાર અફાળી બૂઠી નથી કરવી, પણ હું તલવારથી મારો બચાવ કરીશ એવી તેની આશા નષ્ટ કરીને બૂઠી કરવા માગું છું. આત્મબળનો જે પ્રતિકાર તેની સામે હું કરીશ તેના આગળ તેની મતિ કુંઠિત થશે. પહેલો તેથી તે અંજાશે અને આખરે તે નમશે. પણ તેના નમવામાં તેની અવનતિ ન થાય; ઉન્નતિ જ થશે. આની સામે વાંધો લેવાશે કે આ વળી આદર્શ સ્થિતિની વાત થઈ. સાચું. પણ મેં જે સિદ્ધાંતોને આધારે મારી દલીલ રજૂ કરી છે તે સિદ્ધાંતો યુક્લિડની વ્યાખ્યાઓ જેટલા જ સાચા છે. યુક્લિડની સીધી લીટી કાળા પાટિયા ઉપર આપણે દોરી શકતા નથી તેથી કંઈ યુક્લિડની વ્યાખ્યા ખોટી ઠરતી નથી. પણ જેમ ભૂમિતિકાર યુક્લિડની વ્યાખ્યા લક્ષમાં રાખ્યા વિના આગળ ચાલી શકતો નથી, તેમ આપણે — એટલે જર્મન મિત્ર, તેના સાથીઓ અને હું — સત્યાગ્રહ જે મૂળ સિદ્ધાંત ઉપર ઘડાયેલો છે તેને છોડી શકતા નથી.

હવે માત્ર એક અટપટા સવાલનો જવાબ આપવો બાકી રહે છે. અતિશય ચાલાકીથી લેખકે અંગ્રેજોને દુનિયાના ગુરુ

ધ પડવાની વૃત્તિને વિવાહિત લોકોને બ્રહ્મચર્યના મારા ઉપદેશની સાથે સરખાવી છે. પણ એ તુલના સાચી નથી. વિવાહિત સ્ત્રીપુરુષ એકબીજાની સંમતિથી જ એકાંત કરી શકે, પણ અલગ રહેવાને તો તેની સંમતિની કશી જ જરૂર ન હોય. જ્યારે બેમાંનું એક બધી મર્યાદા છોડે ત્યારે વિવાહિત જીવન કેટલું બધું અસહ્ય થઈ જાય છે! લગ્નથી દંપતીને કેવળ એકબીજાની સાથે એકાંતનો હક ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે તેમને બન્નેને એવો મેળાપ ઇષ્ટ લાગે. પણ તેથી એકને બીજાની ઉપર શિરજોરી કરવાનો હક પ્રાપ્ત થતો નથી. જ્યારે દંપતીમાંનું એક નીતિના અથવા અન્ય કારણે બીજાની ઇચ્છાને વશ ન થઈ શકે ત્યારે શું કરવું એ અલગ પ્રશ્ન છે. જો છૂટાછેડા એ જ માત્ર ઉપાય હોય તો મારી નૈતિક પ્રગતિ અટકાવવાના કરતાં હું તે ઉપાય લેતાં આંચકો ન ખાઉં, — જો કે એમાં પણ કેવળ નીતિને જ કારણે હું સંયમી રહેવા માગું છું એ શરત તો હોવી જ જોઈએ.

તા. ૧૧-૧૦-’૨૫

૭

# દોહ્યલો પંથ

એક મિત્ર મને ન્યૂયૉર્કના 'નેશન' પત્રમાંથી નીચેનો ઉતારો મોકલે છે:

"૧૯૨૪ ની આખરમાં અથવા '૨૫ ના આરંભમાં ચીનમાં રહેતા ૨૫ અમેરિકન મિશનરીઓએ પેકિનમાં રહેતા અમેરિકન એલચીને નીચે પ્રમાણે વિનંતિ કરી હતી:

"'નીચે સહી કરનારા અમેરિકન મિશનરીઓ ભ્રાતૃભાવ (પ્રેમ) અને શાંતિ (અહિંસા) ના પ્રચારાર્થે ચીનમાં આવેલા છે. એટલે અમારું કામ સ્ત્રીપુરુષોને ઈશુજીવનમાં પુનર્જન્મ મેળવવામાં મદદ કરવાનું છે. અને તે જીવન તો ભ્રાતૃભાવને ઉત્તેજન આપે છે, અને લડાઈ માટે અવકાશ આપતું નથી, એટલે, અમે અમારી અંતઃકરણની ઇચ્છા પ્રગટ કરીએ છીએ કે અમારા જાન અને માલના રક્ષણને માટે કોઈ પણ જાતનું લશ્કરી બળ — ખાસ કરીને પરદેશી લશ્કરબળ — ન વાપરવામાં આવે; અને બળવાખોરો અમને પકડે તો અમને છોડાવવા માટે પૈસા ન ખરચાય, અથવા મારી નાંખે તો તેમને સજા કરવા માટે હુમલો ન લઈ જવામાં આવે અને નુકસાનીનો બદલો ન માગવામાં આવે. અમારે આ રસ્તો એટલા માટે લેવો રહે

છે કે, ધર્મરાજ્ય અને શાંતિ સ્થાપવાનો રસ્તો સર્વ કાળે અને સર્વ દેશે સૌની સાથે પ્રેમધર્મથી વર્તવાનો અને કષ્ટ પડે તો તે પ્રતિકાર વિના સહન કરી લેવાનો છે.'

"પણ અમેરિકન એલચીએ તેમને એવો જવાબ આપ્યો કે આ અરજી ચીનમાં અમેરિકનોના હક જાળવવાની અમારી જવાબદારી સાથે બંધબેસતી નથી, માટે અરજી કરનારાઓના સંબંધમાં કાંઈ અચાનક બની આવે તો ચાલુ ધોરણમાં કશો અપવાદ કરવામાં આવશે નહિ."

આ એક એવો પ્રસંગ છે જેમાં બે પરસ્પર વિરોધી પક્ષો એકી વખતે સાચા છે. બહાદુર મિશનરીઓ માટે તો બીજો રસ્તો જ નહોતો, જો કે આજકાલ એ રસ્તો વિરલ જ લેવામાં આવે છે. ત્રીશેક વર્ષ ઉપર અંગ્રેજ મિશનરીઓએ ચીનાઓમાં બળજબરીથી ધર્મપ્રચાર કરવા માંડ્યો અને મુશ્કેલીમાં આવ્યા ત્યારે તેમણે લૉર્ડ સૉલ્સબરી પાસે બ્રિટિશ નૌકાસેનાની મદદ માગી હતી તે પણ ચીનમાં જ બનેલું ના? પણ તે પ્રસંગે લૉર્ડ સૉલ્સબરીને મિશનરીઓને કહેવું પડ્યું હતું કે જો બ્રિટિશ લશ્કરની મદદ તમે ઇચ્છતા હો તો, તમારે આંતરરાષ્ટ્રીય કરારોને માન આપીને તમારો ધર્મ-પ્રચારનો ઉત્સાહ કાબૂમાં રાખવો જોઈએ. તેણે તેમને એ વાતની પણ યાદ આપેલી કે અસલના ખ્રિસ્તીઓ પૃથ્વીના ચારે ખૂણામાં પહોંચી જતા હતા તે કોઈના રક્ષણની આશા રાખીને નહિ પણ ઈશ્વરના રક્ષણની જ આશા રાખીને, અને ઘણી વાર તેઓ પોતાની જિંદગીને જોખમમાં પણ મૂકતા હતા.

ન્યૂયૉર્ક 'નેશન'માં વર્ણવેલા પ્રસંગમાં અમેરિકન મિશનરીઓએ અસલી ખ્રિસ્તીઓનું અનુકરણ કર્યું છે.

પણ અમેરિકન સરકાર જ્યાં સુધી પોતાનું ધોરણ ન બદલે ત્યાં સુધી તેમના એલચીએ જે જવાબ આપ્યો છે તે જ જવાબ તે આપી શકે. એ જવાબમાં આધુનિક રાજ્યપ્રથાનું અનિષ્ટ દેખાઈ આવે છે એ વાત જુદી છે. અમેરિકાની પ્રતિષ્ઠા અમેરિકાના આત્મબળ ઉપર નથી પણ પશુબળ ઉપર છે. પણ તેની કહેવાતી આબરૂ અથવા નામને માટે અમેરિકાનું આખું લશ્કર શા સારુ હલાવી મૂકવું પડે? ૨૫ મિશનરીઓ પોતાની ઇચ્છાએ, અને અણબોલાવ્યા, પોતાના ધર્મપ્રચારાર્થે ચીન જાય અને ત્યાં તેમ કરતા કરતા પ્રાણ ખુએ તેથી અમેરિકાની પ્રતિષ્ઠાને શો ધક્કો પહોંચવાનો હતો? કદાચ એ મિશનરીઓ એવી રીતે મરણ પામે તેથી પ્રચારને તો લાભ જ થાય. ઊલટી અમેરિકન સરકાર તેમાં વચ્ચે પડી સત્યાગ્રહના શુદ્ધ પ્રચારમાં વિઘ્ન નાંખવાનો સંભવ છે. પણ જો અમેરિકા આવે પ્રસંગે સંયમ જાળવે તો આ બાબતમાં દૃષ્ટિ જ બદલાઈ જાય. આજે તો નાગરિકનો બચાવ એટલે રાષ્ટ્રીય વેપારનો (એટલે પારકા દેશોને ખોતરી ખાવાની નીતિનો) બચાવ થાય છે. એટલે જ્યારે રાષ્ટ્રોએ સ્ત્રીપુરુષોના સામાન્ય કલ્યાણ માટે શાંતિસંઘો બનવું જોઈએ તેને બદલે તેઓ એક રીતે લૂંટારાઓના ધાડાં બની ગયાં છે. જો તેઓ શાંતિસંઘો બને તો તેમનું બળ દારૂગોળો વાપરવાની- તેમની- કુશળતામાં નહિ રહે, પણ આત્મબળ વાપરવાની શક્તિમાં રહેશે. ૨૫ મિશનરીઓએ જે પગલું લીધું છે તેમાં ભાવી નવીન સમાજ અથવા નવીન રાષ્ટ્રની આછી અગાહી મળે છે. તેઓ પોતાનો અહિંસાધર્મ પોતાના જીવનના દરેક કાર્યમાં પાળે છે કે નહિ તેની મને ખબર નથી. મારે જણાવવાની ભાગ્યે જ જરૂર

હોય કે તેમને તેમની મરજી વિરુદ્ધ બચાવવાની અમેરિકન સરકારની ધમકી છતાં, તેઓ ધારે તો વેર વાળવાના કોઈ પણ પગલાનો ડંખ કાઢી નાંખી શકે છે, બલ્કે અટકાવી પણ શકે છે. પણ તેને માટે તો સંપૂર્ણ સ્વાર્પણ જોઈએ. પણ પશુબળની મૂર્તિપૂજાનો સફળ વિરોધ કરવા માટે, પશુબળના પૂજારીઓ જે સાધનો વાપરે છે, તેના કરતાં ઊલટાં જ સાધનો વાપરવાની જરૂર રહેશે.

ગમે તેમ હોય તોપણ પશુબળની આધુનિક પૂજાની પાછળ એક પ્રકારની ફિલસૂફી રહેલી છે અને તેના સમર્થનમાં ઇતિહાસ છે. પણ પશુબળમાં ન માનનારા ખોબા જેટલા માણસોએ તેથી ડરવાનું નથી. હા; તેમનામાં તેમના સિદ્ધાન્ત વિષે અચળ શ્રદ્ધા જોઈએ. પણ પશુબળ વિના પ્રજાનું રક્ષણ કરવું શક્ય છે એવી શ્રદ્ધા જ આજે નથી. પણ જો આખી દુનિયાની સામે એક માણસ ટક્કર ઝીલી શકે તો તો બે કે ત્રણ કે તેથી વધારે શા સારુ ન ઝીલી શકે? આનો જે જવાબ આપવામાં આવે છે તેની મને ખબર છે. ધીમે ધીમે જે પરિવર્તન આપણા ઉપર આવી રહ્યું છે તેનું ભાવી તો કાળ જતાં જ જણાય. કાર્ય આરંભ્યું છે તો પછી ફળ શું આવવાનું છે એનો વિચાર કરવો એ શક્તિક્ષેપ છે. આજે એ પ્રયત્નનાં ફળ પ્રત્યક્ષ દેખાડી શકાય એમ ન હોય તોપણ, શ્રદ્ધાવંતોએ એ પ્રયત્નમાં ભળવું જોઈએ.

તા. ૨૪-૧૦-'૨૬

# સૂચિ

## સૂચિ

## સૂચિ

## સૂચિ

## સૂચિ